'નવરંગ'ની ૧૨ મા સાલની ભેટ.

# અણગમતી કે મનગમતી?

અરદેશર ખ. દેશાઇ.

જલદી મૅટ્રીક થઈ
કૉલેજમાં બેસવા માટે
યા તો
વહેવારૂ અંગ્રેજી અને બીજું જરૂર-
જોગું હિસાબ વગેરેનું જ્ઞાન
મેળવી જલદીથી નોકરી ધંધામાં પડવા માટે
સને ૧૯૧૦ માં સ્થપાયેલા

# ગોળવાળા ક્લાસનું

નામ આજે મશહુર થઈ પડ્યું છે.
તમારા છોકરાઓને દાખલ કરાવવા મળો:—

એરચ રૂસ્તમજી ગોળવાળા,
આર્ટિસ્ટ અને પ્રીન્સીપાલ,
ઠે:—ધુંબાખાના સામે, કોટ, મુંબઈ.

‘નવરંગ’ ની ૧૦ મી ભેટ.

# અણગમતી કે મનગમતી?

## પારસી સંસારની એક વારતા.

(અંગ્રેજી ઉપરથી)

બનાવનારઃ—અરદેશર ખરશેદજી દેશાઈ.

આવૃતિ પહેલી.

ઈ. સ. ૧૯૨૭.

[આ ચોપડી ફરામજી બેરામજી મોદીએ, મોદી પ્રિન્ટીંગ પ્રેસ, ૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધ્યે છાપી છે અને મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ “નવરંગ” ઑફીસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, પોસ્ટ બોક્ષ નં. ૯૮૬ માંથી પ્રકટ કરી છે.]

# દીબાચો.

નવરંગના બારમા સાલની દશમી ભેટ તરીકે અમારી કલમથી લખાયલું એક ખાસ વાર્તાનું પુસ્તક ભેટ આપવાનો અમારો વિચાર મુતલગ નહિ હતો. એ નવી ભેટ માટે તો અમોએ એક ઘણા જાણીતા અને લોકપ્રીય લેખક બહેનને એક ખાસ વાર્તા લખવાનું આમંત્રણ વટીક કર્યું હતું અને તે તે ભલાં બહેને કબુલ્યું સુદ્ધાં હતું. મગર પછીથી તે બહેને અનેક અનીવાર્ય અડચણોને સબબે આ વર્ષે તો તેમ કરી શકતાં નથી એમ અમને ઘણી દીલગીરી સાથ લખી જણાવ્યું અને એજ વેળા એક નવા ધુજારાથી અમો ગરીબના હાડ ધુજાવવામાં આવ્યાં. અમો હયાં ત્યાં અને સઘળે જુદા જુદા તખલ્લુસો હેઠલ ઢગલે ઢગલે લખ્યે અને અમારેજ હસતકનાં માસિકમાં અમારાંજ લખાણોના વાખા હોય એ ઘણું ન ઇચ્છવાજોગ હતું તેમજ એ અમારા અંગત લાભની બી વિરૂદ્ધ હતું એવી મતલબની ફરીયાદનો પોકાર નવરંગના ઘણા મહેરબાન ગ્રાહકોએ જોરથી ઉઠાવ્યો અને તેનું વાસ્તવીકપણું તાબડતોબ સ્વીકારી લઇને અમોએ નવરંગની નવી ભેટ અમારીજ કલમની રાખવાનો ઠરાવ કર્યો. અને તે અનુસાર આ ' અણુગમતી કે મનગમતીની ?" વાર્તા આજે તમારી ખીદમતમાં રજુ થાય છે. એ અમારા વાંચનારાં મહેરબાનોને તમામ મનગમતીજ નીવડશે એ વિષે તો અમને એક પણ સુબેહ નથી. એ એક મજાની સારી, વાંચવા ગમે એવી, મનરંજન કરનારી,

પારસી સંસારની કથા છે; અને તે નવરંગના બોહળા વાંચકવર્ગમાં ઉલટભર જરૂરજ વંચાશે એવી અમને ઉમીદ છે.

આ અમારાં નવાં પુસ્તકને એક એવા ભલા ભાઇને અર્પણ કરવાનું અમને સુઝ્યું છે, કે જે અમારી પસંદગી તો પામ્યા છે પણ તમામ વાંચનારા વર્ગની પણ પસંદગી પામશે એવી અમને વકી છે. ભાઇ રૂસી જમશેદજી ભેસાન્યા અમારા એક ઘણું ભલું ઇચ્છનારા, દીલોજાન, લાયકીવાળા મિત્ર છે. વળી એઓ ભાઈ સંગીતના એક સારા અભ્યાસી અને ઘણાં અચ્છા ગાનારા છે. લાયક સંસ્થાઓને તેમજ ગરજવંત વ્યકતીઓને મદદ કરવાનો પુણ્યરૂપી પરમાર્થ એ બીરાદરે અનેક વેળા અનેક ફ-તેહમંદ કોનસર્ટો કરીને બતાવી આપ્યો છે; અને આજ સુધીમાં હજારો રૂપીયાની મદદ એ ભાઇની કારસાજીથી અનેક ખાતાંઓ અને મનુષ્યો મેળવી ચુકયાં છે. સ્વાર્થ વીનાનો એ પરમાર્થ છે અને તે કેવળ વખાણને કાબીલ છે. એવા એક અમારા ભલા, લાયકીવાળા, દીલસોઝ અને સદગુણી મિત્રને આ "અણગમતી કે મનગમતી?"ની ચોપડી ઘણાં વ્હાલ સાથે અર્પણ કરતાં અમને નેહાયત ખુશી ઉપજે છે. ઘણું જીવો એ અમારા દીલસોઝ રફીક અને એવાં રૂડાં આશીષભર્યાં અનેક કામો બી એ ભાઇ ઘણાં કરો!

આ ચોપડીમાં જાહેર ખબર રૂપ મદદોથી મને સહાય થનારા મેહેરબાન ધંધાદારીઓનો પણ આભાર હું આ તકે સ્વીકારૂં છું.

**અરદેશર ખરશેદજી દેશાઈ.**

મુંબઇ તા૦ ૬-૧૨-૨૭.



માહરાં

"નવરંગ"ના

એક સાચા વખાણનારા,

માહરાં નાકેશ લખાણોના મોટા હીમાયતી,

જાણીતા અને લોકમાનીતા ગાયણકાર,

એક ખરા લાગણીવાળા ને વફાદાર મિત્ર,

**ભાઈ રૂસી જમશેદજી ભેસાનીયાને**

"અણગમતી કે મનગમતી"ની આ વાર્તાનું

પુસ્તક મુજ પ્રત્યેના ચાહ, માન અને

લાગણી તથા એ ભલા ભાઈની અનેક

કોન્સર્ટ રૂપી રૂડી સખાવતોના

સદ્દગુણની પીછાણમાં

માન અને મ્હોબત સાથ

અર્પણ

કરૂં છું.

કર્તા,

તા૦ ૬-૧૨-૨૭.

# અણગમતી કે મનગમતી?



## પારસી સંસારની એક વારતા.



## પ્રકરણ ૧.

સાપુરજી હોરમસજી કાટગરા, બી. એ., પોતાના મિત્રમંડળમાં અને ઓળખીતા પાળખીતાઓમાં સપલના નાના લાડકાં નામથી ઓળખાતો હતો. સપલ કાટગરા એક ઘણો અપ–ટુ–ડેટ જવાન હતો અને હમણા આપણે તેનો પ્રથમ ભેટો કર્યે છીએ ત્યારે તે જવાન ઘણી તજુમલથી પોતાના લેટેસ્ટ કટના કપડાંમાં સજ્જ થયનો પોતાના માથાના કરચલીદાર બાલોને સંભાળથી સરખા કરતો હતો.

તેણે આરસીમાં મલકાતે ચહેરે પોતાનો આકાર બારીકાઇથી નીરખ્યો, અને પછી એક ખુશાલ બેરીકરૂં હસવું હસ્યો. આજે સપલની દુનીઆ સુખી હતી અને તે પોતાથી ઘણો રાજી હતો. તે જવાન હતો, સોહામણો હતો અને વળી આજે રેસમાં બે ઘોડાઓ

તેને વીનમાં લાગેલા હોવાથી તે વધતો ખુશાલ હતો. સપલ આજ ત્રણ મહીના થયાજ એક ખુબસુરત ઓરતના પ્યારમાં જાનોજીગરથી અસીર થયો હતો અને તેણી સાથ અદરાઇ બી ચુકો હતો.

ત્રણ મહીનાના લાંબા ગાલા સુધી એમ પ્યાર કર્યા કરવાનું સપલ કાટગરા જેવા હુલવડયા જવાન માટે બહુ વસમું હતું. તે જો ચાહતે તો ત્રણજ દિવસમાં બધો ખેલ ખતમ કરી નાંખતે, પણ આ તે પેલા નામાકીંત લેખકો અને નાટકકારો લખે છે તેમ મહોબ્બતની બલીહારીનો મહીમા હતો એટલે તેને સપાટે જુવાન સપલ કાટગરા સાણુત ચઢી ગયો.

તેણે ફરીથી આયનામાં પોતાના દેખાવલા મુખડાનું દર્શન કર્યું. એક બ્રશ વતી માથાનાં બાલોને એક વધુ વખત સમા કર્યા; અને બહુ સંભાળથી એક કરચલી વાળી બાલની લટ કે જે હમેશાં ઉપસેલી ને ઉપસેલી રહેતી હતી તેને દબાવી દીધી. આ ઉપસેલી રહેતી બાલની લટ તેને એક ન્યુસન્સ સમાન હતી. તેની બનખોડ તે કર્યાજ કરતો અને માનતો કે તેથી તેનો ચેહેરો સહજ ફેરવાઇ જતો હતો અને તે એક કવિ કે એકટર જેવો, તેથી, લાગતો હતો.

તેને કાંઇ કવિ કે એકટરો સામે અણગમો બીલકુલ નહતો, તેથી ઉલટુંજ તે સ્ટેજનો બહુ શોખીલો હતો અને જ્યારથી તેણે મહાબોખતારના ચહેરાની મહાબુબ મુમતાઝને જોઇ હતી ત્યારથી તો તે જાણે સ્ટેજઘેલો બન્યો હતો. તે રોજ એ મુમતાઝને જોવા ધકેલા ખાતો. તે જ્યાં બી જતી ત્યાં જતો.

મુમતાઝ એક બહુ ખુબસુરત દેખાવની હૈદરાબાદી નાઝનીન હતી. સપલની નજરે તેણી તમામ સંપૂર્ણ હતી અને વળી તેણી

એક ગાનાર તરીકે જે નામના અને વાખવાખી સારાં હિન્દુસ્તાનમાં ધરાવતી હતી, તેથી, તેનું જીગર ખુશાલીથી ઉછળતું હતું.

તેણે પોતાની લાગણીઓ એ મુમતાઝ આગળ જાહેર પણ કરી દીધી હતી કે જેના જવાબમાં તે મનમોહક ચાતુરી માત્ર હસી હતી. અને તેને પાગલ પોર્યાની ઉપમાંથી નવાજ્યો હતો; પણ સપલ્લ કાટગરો એમ માનતો હતો કેં તેમ છતાં બી તે મહાબુબ તેના ઉપર ખુશી અને કુરબાન હતી.

આજે બી, ગેઇટી થીએટરમાં, મુમતાઝ એક નાટકમાં પાત્ર ભજવવાની હતી. અને ત્યાં જવાનીજ તૈયારી આપણો .આ નાયક જવાન હાલમાં કરી રહ્યો હતો. તે પોતાના કોલાબા ઉપરના ફ્લેટમાંથી બાહેર પડયો અને એક ટેક્ષી બોલાવી તેમાં સવાર થઇ ગેઇટી થીએટર ઉપર આવ્યો.

તે જવાન હતો અને પ્યારઘેલો બન્યો હતો; એટલો બધો તો પ્યારઘેલો કે વિચાર શકતી વાપડીને યા નજર દોડાવીને આ બહારના ચળકતા દેખાવ પાછળનો ભરમ જાણવા યા જોવા જેટલી બુધ્ધી યા શુધ્ધી તેને નહીં હતી. તે બહારનાજ દેખાવ ઉપર મોહી પડેલો હતો. તે બહારનો ભભકાભર્યો દેખાવ પાછળની કેટલીક અપૂર્ણતાઓને ઢાંકતો ફરતા હતા, તેથી, તે તમામ એક નિર્દોષ બચ્ચાં માફક બેખબર હતો.

તે આજે એટલો તો ગેલમાં અને સુખમાં હતો કે તેણે ટેક્ષી ડ્રાઇવરને ભાડાં કરતાં ડબલ ભાડું આપીને તેને ખુશ કરી મેલ્યો.

તે સીધો સ્ટેજ ડોર ઉપર ગયો જ્યાં ઉભેલા એક પોરટરે તેને નમીને સલામ ભરી. ત્યાં બધાંઓજ તેને ઓળખતાં હતાં. તેની નહીં તો તેના છુટા હાથની ટીપોની તે સર્વને દરકાર હતી, એટલે સર્વ તેને ખુશી અને માનથી આવકાર દેતાં હતાં.

સપલ સ્ટેજ ઉપર ગયો, અને મુમતાઝના પ્રાઇવેટ રૂમનું બારણું ધીમા ટકોરાથી અફાળ્યું.

"અંદર આવો," અંદરથી અવાજ આવ્યો.

સપલ દાખલ થયો. એક બોલ પણ બોલ્યા વગર તે અંદર જઇ ઉભો.

તે રૂમ નાનો હતો, પણ જાતજાતની સામગ્રીઓથી ભરી નાખેલો હતો. ટેબલો અને ખુરશીઓ ત્યાં જોઇએ તે કરતાં વિશેષ હતી અને તે બધીઓ ઉપર કંઈ ને કંઇ કપડાંના ઢગ વેરવીખેર પડેલા હતા. ત્યાં ઇલેક્ટ્રીક લાઇટનો ભભુકદાર પ્રકાશ ફેલાઇ રહેલો હતો અને ડ્રેસીંગ ટેબલ ઉપર મેકઅપનાં બોક્ષીસો અને ટોયલેટનો તરેહવાર સામાન ઉઘાડો પડેલો હતો, કે જે ટેબલ આગળ ઉભી રહીને એક ખુબસુરત ઓરત કંઇ કાગળ વાંચતી હતી.

પહેલી નજરે તેણી ઘણી ખુબસુરત દીસતી હતી. ઘટમદાર દેખાવની, મધ્યમ ઉંચાઈની, બહુજ સુંદર બાલોનો એક મોટો ભાથરો ધરાવતી તે છોકરી હતી. આ મોહક બાલો ઉપર તો આપણો સપલ કાટગરા દીવાનો બન્યો હતો. તે એમ માનતો હતો કે લાખમાં એક ઓરતના બાલ પણ એવા ને એટલા સુંદર ન હશે.

તેની નજરની અસર તે ઓરત ઉપર થયલી લાગી કેમકે તે ઝડપથી તેના તરફ ફરી. અને તેથી બી વધુ ઝડપથી પોતાના હાથમાનું કાગળ તેણીએ પોતાની સાડીની ઓથમાં સંતાડી દીધું.

"તમે! તમે કાંય આયા?" તેણીએ ધીમેથી પુછ્યું, "તમને માહરૂં કાગળ મળ્યુંની!"

સપલ તેણીની આગળ ગયો. આ ન ધારેલા ઠંડા આવકારથી તેના ચહેરા ઉપરનું હાસ્ય ઉડી ગયું. તેની આમદ હાલ તેણીને ખુશ કરનારી ન હતી એ ખ્યાલ માત્રથી તે અદેખો બન્યો.

"નહીં, મને કશું કાગળ મળ્યું નથી," તેણે ઉતાવળે કહ્યું, "તેં શું લખ્યુંછ? કંઇ થયુંછ શું?"

મુમતાઝ ફીકકું હસી. "નહીં—થયું તો કંઇ નથી. પણ હમણા હું તમને કંઇ કહી શકતી નથી." તેણીએ પોતાની ચશમો તેના ચહેરા ઉપર જરા ગુસ્સાથી ફેરવી, "હું હમણા બહુ ઉતાવળમાં છું. પહેલો એકટ પુરો થયા પછી આવજો. આવશોની? હમણા તો જાવ. પડદો ઉઘડતાંની સાથજ મને બહાર નીકળવાનું છે," તેણીએ શેકહેન્ડ માટે પોતાનો ખુબસુરત હાથ લંબાવ્યો; "પાગલ પોર્યા, એમ ખોટો ગુસ્સો ના કર."

સપલે તે મહાખુબના સુંદર કરોને વ્હાલથી પોતાના હાથોમાં ઝાલીને તે મધુરીને પોતા નજદીક ખેંચી, "તું મને કીસ આપે નહીં ત્યાં સુધી હું અહીંથી જવાનો નથી," તેના છોકરવંન સાદમાં સત્તાનો છાપ જનાવલો હતો. મુમતાઝે એક નિશ્વાસ નાંખ્યો. એક

પળ તેણીનાં દેખાવલા મુખડા ઉપર દીલગીરી છવાઇ રહી, પણ બીજીજ પળે તેણી હસી પડી.

"ઠીક, રાજાજી. એક માટે માહરી રજા છે. પણ માહરો પાવડર સંભાળજો."

સપલે તે સુંદરીના હોઠો ચુમ્યા.

"મેં મોકલેલા ગુલાબો તુંને મળ્યા કે, ડારલીંગ?"

"હા. ઘણી મહેરબાની થઇ. બહુ મજાહના છે."

તેણીએ તે રૂમમાં તે ફુલો પડેલાં હતાં તે તરફ નજર કરીને કહ્યું. એક ટેબલ ઉપર ફુલોનો એક નાનો જેવો ડુંગરજ ખડકાઇને પડેલો હતો. સપલ કાટગરાએ, મુમતાઝે જોયું હતું તે તરફ, નજર કરી. તે ટેબલ ઉપર બહુજ સુંદર ગુલાબોનો એક મોટો તુરો સર્વથી વધુ ધ્યાન ખેંચે એવો દીલચસ્પ હતો. તે ઉપર એક કાર્ડ પીન કરેલો હતો. સપલે નજદીક જઇને તે ઉપરનું નામ વાંચ્યું અને તેના ચહેરા ઉપર ગુસ્સાની લાલી ધમધમી આવી.

"સરદાર અબ્દુલ રઝાક! હું એ માણસને ધીક્કારૂંછ. મુમતાઝ, એની મકદુર શું કે એ તાહરી ઉપર હવે ફુલો મોકલે કે જ્યારે એ જાણેછ કે તું માહરી સાથ અદરાઇ ચુકેલી છે."

તેણે તેણી ભણી જોયું. તે નીચી નજરે પોતાના ડ્રેસીંગ ટેબલ ઉપર નજર રાખીને ઉભી રહી. એક પળ ત્યાં શાંતી ફેલાઇ રહી. પછી સપલ પોતેજ તે વ્હાલીની નજદીક ગયો અને તેણીને પ્રેમથી પોતાની બાથમાં લઇને કહ્યું, "હું જાણુંછ કે હું ઘણો અદેખો છું.

મગર આવા આવાઓ તાહરી ઉપર ભેટ સોગાદો મોકલેછ તે માહરાથી સંખાતું નથી."

"તમે મને વચન આપેલું છે કે તમે તેની દરકાર નહી કરશો." મુમતાઝે યાદ આપી.

"હું તે જાણુંછ, પણ તો બી—કનફાઉન્ડ ઇટ !"

આ વખતે તે રૂમના બારણા ઉપર કોઇએ ધીમા ટકોરા માર્યા અને મધુરી મુમતાઝ અતી ઘણી ઝડપથી સપલ પાસથી હઠી ગઇ.

"હું પહેલા ડ્રોપે પાછો આવશ," સપલે અંકે કરાવ્યું.

' હા." મુમતાઝે તેના ભણી જોયા વગરજ જવાબ કર્યો.

સપલ સ્ટેજ ઉપરથી બહાર આવ્યો અને પોતાના બોક્ષમાં જઇ બેઠો. તે નારાજ થયલો હતો. મુમતાઝની ઠંડી રીતભાતે તેના દીલને આજોર્દું કર્યું હતું. આજે તે મધુરી હંમેશ મુજબ તેને જોઇને ખુશી થઇ નહી હતી—ખરેખર તો તેને મળવાનીજ ઉમીદમાં નહી હતી. એનું કારણ શું હતું? શું તેણે તે દીલરૂબાને કોઇ રીતે છેડી મુકી હતી? તે મહાણુએ તેની ઉપર શું લખ્યું હતું? તે ઘણો અજબ થયો.

પોતાની બેઠકમાં ગોઠવાયા પછી તેણે હાઉસમાં આતુરતાથી નજર કરી. તે તમામ ચીકાર હતું અને તે જોઇ તે ખુશીજ થયો. તેની વ્હાલી ખાલી હાઉસ આગળ પોતાનો પાત્ર ભજવે એ તેને પસંદ નહી હતું. તે દીલરૂબાની સુંદરતાને આખું જગત વખાણે અને તેની અદેખાઇ કરે એવો અભખરો તે પ્યારયેલા જવાનને હતો.

તેણે જોયું કે ઓરચેસ્ટ્રાની બીજી હારમાં બેઠેલાં કોઈ પારસી બાઇ તેને ખાસ સાહેબજી કરતાં હતાં અને તેવણની બાજુમાં બેઠેલી એક ખુબસુરત જુવાન પારસણ પણ તેના ભણી ટગર ટગર જોઇ રહી હતી. સપલે તેઓ ભણી જોઇને સલામના જવાબમાં પોતાનું પાનછેરયું હલાવ્યું. તેઓ કોણ હતાં તે તે અટકળી શકયો નહી.

સલામ થઇ જવા બાદ પણ તેઓ બન્ને તેની તરફ જોઇ રહ્યાં હતાં અને વળી હસતાં હતાં. પેલી જુવાન છોકરીના મનમોહક મુખડા ઉપર તો કંઇ આતુર આશાનો છાપ પણ સપલ પ્રગટ જોઇ શક્યો.

સપલ ગુંચવાયો અને શરમીન્દો થયો. તેઓ તેને ઓળખતાં હતાં એટલે તેણે બી તેઓને પીછાણવાંજ જોઇએ; પરંતુ તેઓ કોણ હતાં તેનો ઝાંખો ખ્યાલ વટીક તેને થયો નહી. તે એટલા બધા તો માણસોના સમાગમમાં પોતાની બેપીકરી જીંદગીને સબબે આવતો હતો કે બધાંનેજ તે પીછાણે અને યાદ રાખે એ બનવું મુશ્કીલ હતું.

સપલે ફરી ફરીથી પોતાની ચશમો તેઓ ભણી ફેરવ્યાજ કરી. તે ઉમરે પુગેલી બાઇનો ચહેરો તેને ઘણો ધ્યાન આવતો હતો. તેણે તે પુષ્કળ વેળા જોયો હતો એમ સપલને ખ્યાલ આવતો હતો પણ કેમ અને ક્યાં?—

પણ તેવામાં નાટક શરૂ થયો અને પહેલે પડદે તેની માનીતી મુમતાઝ સ્ટેજ ઉપર આવી પુગી કે તે તેઓ વીષે તમામ ભાન ભુલો બની ગયો.

સપલ કાટગરાએ આ ખેલ કંઇ પચાસેક વખત જોયો હતો. તેની ઝમાની લગભગ તેને મોંઢે રમી રહી હતી, છતાં પણ અતી આતુરતાથીજ તેણે પોતાની વ્હાલી દીલબરને પાત્ર ભજવતી નીહાળી.

પહેલો ડ્રોપ પડવે તે ઝડપથી પોતાની ખુરશીમાંથી ઉછળી ઉઠયો. તે મુમતાઝને મળવા સ્ટેજ ઉપર જવા પોતાના બોક્ષમાંથી બહાર નીકળ્યો કે કોઇએ• આવીને તેના હાથમાં એક નાની કાપલી મુકી.

"સ્ટોલ્સમાં બેઠેલાં એક બાઇએ તમને આપવા આપેલી છે, સાહેબ." ત્યાંના ડોરકીપરે તે કાપલી તેને આપતાં કહ્યું.

સપલે તે નાની કાપલી ખોલીને વાંચી.

"તમે અમને મળવા અને વાત કરવા નહી આવશો? શું અમને ભુલી ગયા?—અમને અને મોટી મીનારમાં ગુજારેલા આગળા દીવસોને?"

સપલ કાટગરાના મુખડા ઉપર ખુશાલી ફેલાઈ રહી. તેણે તેઓને અત્યાર તુલીક ન ઓળખવામાં ખરેખર બેવકુફાઇજ કરી હતી. તેઓને તે વીસરીજ કેમ જઇ શકયો હતો? અલબત, પેલી છોકરી પુતળીજ હતી, કે જેની માતાને ઘરે તો તેણે પોતાની બચગી તમામ સુખ ને આનંદમાં વીટાડી હતી.

વરસો થયાં તેઓ મળ્યાં નહી હતાં, મગર તેથી શું થયું? તેઓ તેને કેવો નીમકહરામ ખુટ માની લેશે. આ જુના મિત્રોને મળવાની ધગશમાં તે તે પળે મુમતાઝને વટીક વીસરી ગયો. તે સીધો સ્ટોલ્સમાં ધસ્યો.

"મેં તમને તાબડતોબ પીછાણ્યા." બાઈજી મોદીએ સપલને પોતાની પાસેની ખાલી ખુરશીમાં બેસાડતાં હેતથી કહ્યું. "પુટળાંએ બી તમને તરત પીછાણ્યા પણ તમને અમે કોણ હતાં તેનો ખ્યાલ થયલો અમને લાગ્યો નહી. જો કે તમે અમને હસી હસીને ડોકું તો કર્યું."

"હું શરમીન્દો છું, ખરેખરજ ઘણો શરમીન્દો." સપલે બોશકથી લાલ થતાં કહ્યું, "પણ હું તમને જોઇને નેહાયત ખુશી છું. અને પુતળાંને જોઇને બી—એ પુટળાંજ છે કેની?" તેણે કંઇ શકથી પુરં કર્યું.

તે છોકરી એ સમજી હસી પડી. "હા, અને મેં તો તમને જોતાં સાથજ ઓળખીઆ."

સપલે પુટળાં ભણી ટગરટગર જોયાજ કર્યું. તે કેટલી ફેરવાઈ ગઇ હતી? થોડાં વર્ષની વાત ઉપર તેની સાથ બાળપણની નાદાન રમતો રમતી તે રમતીઆલ છોકરી આજે તો એક પુખ્ત ઉમરની ઓરતમાં ફેરવાઇ ગઇ હતી. અને વળી તેણી કેટલી હદ સુધીની સુંદર દીસતી હતી! પુટળાં આટલી ખુબસુરત ઉછળી ઉધરી હશે એ જાણે તે માનીજ શકયો નહી. તે મધુરી તેનાં નામ મુજબજ એક સુંદર મારબલના પુટળાં જેવી લાગતી હતી.

"બાઇ જેવ! આટલે વરસે હું તમને જોઇને ખચ્ચીતજ ઘણો ખુશી છું." સપલ કાટગરાએ જરા વાર રહીને પાછું કહ્યું.

તેણે તે મા દીકરાં ભણી નજર ફેરવી. પોતાની જુવાનીમાં તો તે પુટળાંનો એક વખાણનાર હતો, બલકે તેઓ વચ્ચે પ્યારનાં

ખેલાચેડાં તે બાળપણના મીઠ્ઠા જમાનામાં ઘણાં ચાલ્યાં હતાં. મીસીસ મોદી માટે પણ તેને ઘણું માન હતું. તે ભલાં બાઇએ તેની ઘણી ખાતરદારી તે નીશાળ છોડી કોલેજમાં જવા મુંબઇ આવ્યો ત્યાં સુધી નવસારી ખાતે કરી હતી.

"હમણાં તું શું કરેછ, સપલ ?" મીસીસ મોદીએ સવાલ કર્યો, "હું તને હજી બી સપલ કરીને બોલાઉં કેની !"

"ઓ જરૂરજ, જાઇજી માંય," સપલે જવાબમાં તુરત જણાવ્યું, "ખરેખર તો હું હમણાં કંઇજ કરતો નથી. હું કોલાબા ખાતે સુલતાન મેનશનમાં રૂમસો રાખીને રહેલો છું અને મહાન મહેરનોશજી દર મહીને પગાર મોકલી આપેછ તે ઉપર તાગડધીન્નાં કરૂંછ. માહરા ભાઇ મહેરનોશજી માટે તો તમને ખબર છેની ?"

"હા, ને તેવણ શું હજી બહારગામજ છે કે ?" જાઇજીએ પ્રશ્ન કર્યો.

"હા. તેવણ મુંબઇ આવવાનાજ નથી. અને નહીજ આવે એમ હું બી ઇચ્છુંછ," સપલે ઝડપથી કહ્યું. તે વડા બાઇ માટે કોઇ પણ વેળા ખ્યાલ કરતાં સપલનું દીલ અંત્તરથી ડરતું હતુ. તેનો ધાક તેની ઉપર બીશીઆર હતો. અને હંમેશાં વીચાર કરતાં ડરડરી જતો હતો કે જો મેહેરનોશજી જાણવા પામે કે તે મુમતાઝ જેવી એક જુદદીન ઓરતને તેવણની ભાભી બનાવવા માંગતો હતો તો—તે વધુ ખ્યાલ કરી શકતો નહી.

મહાન મેહેરનોશજી—સપલ પોતાના વડા ભાઇને ઉપલાં ટકોર-ભર્યાં નામે બોલાવતો હતો—ને નાટક અને નાટક તખતા સામે મોટો અણગમો હતો.

"હજી મેહેરનોશજી તો કુંવારાજ છેની?" જાઈજીએ કહ્યું, "પણુતા નહી કે?"

સપલ હસ્યો, "પરણે? ગુડ લોર્ડ! એવણ હવે પરણ્યા," તે એટલું બોલી પુટળાં ભણી ફર્યો "અને તમને, પુટળાં, તમને તમારો પરફેક્ટ મેન મળ્યો કે?"

આ તેની એક બહુ જુની રમુજ હતી. બાળપણામાં તેઓ જ્યારે રમતાં હતાં ત્યારે તેઓ વચ્ચે થતી કાલીઘેલી વાતો વેળાએ પુટળાં મોટે ભાગે હસીને કહેતી કે તેણી કોઇ પરફેક્ટ મેન સીવાયે કદી કોઇને પરણુશેજ નહી.

પુટળાં જરા ચેહેરામાં લાલ થઇ આવી અને ડોકુ ધુણાવી ના પાડી.

"અને તમે? તમે પરણ્યા કે?"

"નહી," સપલે તુરત કહ્યું. શું તે મુમતાઝ માટે તેઓને કહે? મુમતાઝનો ખ્યાલ થતાં તેણીને તેણે આપેલું વચન યાદ આવ્યું. તે ઝડપથી પોતાની બેઠકમાંથી ઉઠી ઉભો થયો. "હું તદ્દન ભુલી ગયો. મને એક જણને મળવાનું છે. મને માફ કરજો. જો બનશે તો હું પાછો આવશ."

તે નમીને તેઓને છોડી ગયો. પુટળાં તેનાં જતા આકારને આતુર નયનોએ જોઇ રહી.

"મમાં, એ કેટલો ખુબસુરત થયોછ?" તે મધુરી બોલી, "ને તો બી એનામાં ફેરફાર થયલો લાગતો નથી."

"હા, દીકરી, એ બધી વાતે જેવોને તેવોજ છે," બાઇજી મોદીએ હસીને કહ્યું, "પુટળાં, એને તાહરો પરફેક્ટ મેન કેવો યાદ રહી ગયોછ? આપણે મુંબઇમાં છીએ તેટલાં એક દહાડો એને ડીનર ઉપર બોલાવશું. આજે અજબ સંજોગો વચ્ચે આપણે મળ્યાં. મને એ સપલ હંમેશનો ગમતો છોકરો છે. આટલો રૂપાળો છતાં હજી એ પરણી કેમ બેઠો નથી એ બાહરી અજાયબી છે."

પરંતુ તે માતાના બોલવાના સાદ ઉપરથી જણાઇ જતું હતું કે સપલ કુંવારો હતો એ ખ્યાલથી તેવણ ખુશી હતાં.

"મમાં, તમે બી શું જો? એ એટલો તો શું ઘરડો થયોછ કે પરણવાની વીર વાદલમાં પડે. હજી તો એને ભાગ્યે સત્તાવીસ વરસ હશે," પુટળાંએ કહ્યું.

"બસ? હા, એટલાંજ હોવાં જોઇએ," બાઇજી બોલ્યાં, "પણ વખત કેટલો ઝડપથી વહયો જાયછ."

સપલ કાટગરા બીજી બાજુ સરબોગ સ્ટેજ ઉપર દોડયો. વ્હાલી મુમતાઝ સાથનું એપોઇન્ટમેન્ટ તે કેમ ભુલી જવા પામ્યો હતો તે તે સમજી શકયો નહી. તે દીલગીરી અને આતુરતાથી આકળો બનેલો મુમતાઝના રૂમ આગળ આવ્યો.

તે અંદર ડ્રેસ કરતી હોવાથી તેને બાહર થોભવું પડયું. સપલને લાગ્યું કે મુમતાઝ તેને આમ ખાલી વધતો ખોટી કરતી હતી. તેણે અધીરાઇથી પોતાના હોઠો પીસી મુકયા.

"અંદર આવો" નો હુકમ અંતે અંદરથી આવ્યો અને સપલ તુરત અંદર દોડયો.

"ડારલીંગ," તેણે તે મધુરીને પોતાની બાથમાં લઇને કહ્યું, "શું તું માહરી સાથ ગુસ્સે છે? શું તેં એમ વીચાર્યું કે હું તને ભુલી ગયો? મને થોડાંક જુના ફ્રેન્ડસો મળ્યાં. ખરૂં કહું તો તેઓએજ મને સ્ટોલ્સમાંથી બેઠેલો જોયો, અને ચીઠી મોકલીને મને પોતા પાસે બોલાવ્યો. અલબત મને જવુંજ પડયું અને તેઓ સાથ રોકાવુંજ પડયું."

મુમતાઝ તે જવાનની બાથમાં જકડાયલી, અકળાયલી જેવી અકકડજ ઉભી

"તું માહરી ઉપર ગુસ્સે તો નથીની," સપલે ફરીથી વીનવ્યું, "હું બહુજ દીલગીર છું. હું તું વ્હાલીને મળવા તો કેવો ને કેટલો ઇંતેજાર હતો તે કયા શબ્દોમાં કહું? હું ઇચ્છુંછ કે તે માહરી તે લાગણીઓનું માપ તું જાણી કે જોઇ લઇ શકતી હોય."

તેણે તે વ્હાલી દીલરૂબાના હોઠો હેતથી ચુમ્યા.

તે દીલબરે કશો પણ જવાબ કર્યો નહી. તેણી ચુપજ પડી રહી. થોડોવાર તેણીએ પોતાનું સુંદર સર તેના ખભાં ઉપર ટેકવ્યું, પછી સહજવારમાં ઉઠાવી લઇને તે તેની બોરડુમાંથા ખીસી ગઇ.

"સપલ, હું તાહરી સાથ વાત કરવા માંગુંછ. નહી, નઝદીક ના આવ. જ્યાં ઉભોછ ત્યાંજ ઉભો રહે. તું એમ મસ્તક ખોહી દેશે તો હું વાત કરવાની નથી."

"ઓલ રાઇટ," સપલે એક ખુરસી ખેંચીને તેને પીઠ ભણી ફેરવીને તે ઉપર ઉલટો બેસતાં કહ્યું, "હવે કહે." તેણે પોતાની

આતુર ચક્ષમો ઉઠાવીને તેણીના મોહક મુખડા ઉપર ફેરવી. મુમતાઝે પોતાની નઝરો નીચી ઘાલી. તેણી જે કહેવા માંગતી હતી તે કહેવું તેણીને વસમું લાગતું હોય એમ જણાતું હતું. જરા વાર ત્યાં ચુપકીદી ફેલાઇ રહી પછી મુમતાઝ એકાએક બોલી પડી.

"સપલ, તું મને ધીક્કારશે—જરૂર, તું મને—ઓ તુને માહરૂં કાગળ કાંય નહી મલ્યું? મેં તેમાં ખુલાસો બહુ સંભાળથી કીધેલો છે."

ઘણી કઢંગી ચુપકીદી થોડોવાર ત્યાં ફેલાઇ. સપલ કાટગરા ખુરસી ઉપરથી ઉભો થયો. તે ફીકકો મારી ગયો હતો. તેના હાથો ધ્રુજતા હતા. કોઇ અણદીઠ બીહીકનો છાપ તેની આંખોમાં વ્યાપી આવ્યો હતો.

"ગો ઓન," તે બોલ્યો, "કહે, એવું તે શું છે કે જે તું મને કહી શકતી નથી?"

પણ તે તો સમજી ગયો હતો. તેણી હીમત એકઠી કરી તેને કહે તે અગાઉ તે તે જાણી ચુકયો હતો.

"હું તાહરી સાથ પરણી શકવાની નથી, સપલ. હું ઘણી દીલગીર છું, પણ—પણ માહરાથી તેમ બનવાનું નથી."

ત્યાં પાછી ચુપકીદી ફેલાઇ. નાટક શરૂ થઇ ચુકયો હતો અને સ્ટેજ ઉપર એક ડેન્સ ચાલી રહયો હતો. સપલ તે ડેન્સનું મ્યુઝીક ચુપચુપ સમજી રહયો. બધુંજ તેને અકુદરતી લાગતું હતું. તે રૂમમાં પણ એકાદ નાટકનોજ ભાગ ભજવાઇ રહયો હતો એમ તેને લાગ્યું. તે અજબ જેવી સ્થીરતાથી મોત જેવો ફીકકો પડેલો ચુપ ઉભો હતો અને સામે તે ઓરત સ્ટેજ ઉપર જવાના ભપકાદાર સાજમાં ઉભેલી હતી.

દીવાલ ઉપર ટાંગેલા એક મોટા કાચના તખ્તામાં તે બન્નેનો પડછાયો પડ્યો હતો. સપલે તે આયનામાં પોતાના પડછાયાને જોયો અને પોતાનો ચાદર જેવો ફીક્કો ચેહેરો જોઇને તે પોતે પણ અચરત રહયો. તેણે એક જબરદસ્ત કોશેષથી પોતાના ભાનને ઠેકાણે આણ્યું અને અવાજ ફેરવીને ફક્ત એકજ શબ્દ તેણીને પુછયો.

"કાંય ?"

તેણી જવાબમાં કાંઇજ બોલી નહી. તેણી તેની સામેથી બાજુ હઠી ગઈ અને મેક અપનાં બાકસો અને બ્રશો સાથ ખાલી ખાલી ફાંફાં મારવા લાગી.

મુમતાઝની તે ચુપકીદી સપલ સહન કરી શકયો નહી.

"મુમતાઝ, ખુદાને ખાતર કહે કે કાંય ?" તેણે તેણીની નજદીક જઈ તેણીનાં ખભાંઓ ઉપર પોતાના હાથો મુકીને કરગરીને પુછયું. તેણી ઝટ તેના હાથો ખીસાડી નાંખીને હઠી ગઈ. એક પળ તેણી કંઇ ગંભીર દરીયાફ્ત કરતી જણાઈ. પછી તે બોલી.

"કારણ—કારણ માહરો વર જીવતો છે."

"જીવતો છે !" સપલ કાટગરાએ તે છેલ્લા શબ્દોનો પડઘો તેનો ભાવાર્થ કશો પણ સમજ્યા વીના કર્યો. તેણે પોતાની ચશમો ઉપર પોતાનો હાથ ફેરવ્યો. તે ગુંચવાઇ ગયલો લાગ્યો. તે ખુરસી ઉપર બેસી ગયો.

"જીવતો છે ! તાહરી—તાહરી ખાતરી છે ?"

એક વાત જાણીને તે ખુશ થયલો લાગ્યો કે તેણી હજી તેને ચાહતી તો હતીજ. તેના શક તો કોઇ ભલતાજ હતા. તે એમ માનતો

હતો કે તેણી તેની દરકાર કરતી ન હતી, પણ શુક્ર ખુદાના કે તેમ નહતું.

"હા," તેણીએ ધીમેથી કહયું. તે શબ્દો બહુજ મુશ્કેલીથીજ તેણીનાં મોઢાંમાંથી બહાર પડયા અને તેનો માત્ર એક ધીમો સંસારોજ સપલે સાંભળ્યો.

તેણે પોતાના હાથોમાં પોતાના દુઃખતાં સરને જુમાવી દીધું. તેનું મગજ ફરતું હતું. તે શાંતિથી વિચાર કરવા ચાહતો હતો મગર ગુંચવાડો અને ગુંચવાડોજ તેને ભખરાવી રહયો હતો.

તે સારી રીતે જાણતો હતો કે તેણી અગાઉ પરણેલી હતી. વરસોના વરસો અગાઉ જ્યારે તેણી એક નાદાન બાળક જેવી હતી ત્યારે તેણી એક તમામ ભામટા જેવા શખ્શની મોહરદાર બની હતી કે જે તે વ્હાલીને પરણ્યા પછીના થોડાજ મહીનામાં છોડી ગયો હતો. તેણીએ પોતેજ તે સપલને કહયું હતું, કશું બી છુપાવ્યા વગર. વળી એમબી કહ્યું હતું કે તે માણસ મરી ગયો હતો

અને હવે તે જીવતો હતો!

આ ખબરથી સપલના મગજમાં કોઇ હથોડાઓ મારતું હોય એવું થઇ આવ્યું. હજી તેનો ખરો મીનીંગ તે સમજી શકયો નહી હતો.

"સપલ! સપલ! મેં માત્ર ગઇ કાલેજ જાણ્યું. મેં તે વીષે તમારી ઉપર તુરત લખ્યું. મેં પહેલે તો તે ખરાં તરીકે માન્યુંજ નહીં. પણ—પણ હવે હું જોઉંછ કે તે ખરૂં છે. ઓ સપલ, તમે બોલતા કેમ નથી—કંઇ કહેતા કેમ નથી!" મુમતાઝે જુસ્સાથી સવાલ કર્યો.

સપલે તે વ્હાલી ભણી જોયું.

"એ જો ખરૂંજ હોય તો હું શું કહું !"

"એ ખરૂંજ છે." તેણીનો ચહેરો એ બોલતાં લાલચોળ થઇ આવ્યો. પોતાની મનોહર ચક્ષુઓમાંથી આંસુઓ નીકળી પડતા અટકાવવા માંગતી હોય એવો દેખાવ કરતી તેણી જણાઇ. તેણી સપલની નઝદીક આવી અને તેનાં ખભાં ઉપર પોતાનો હાથ મુકયો.

સપલ કાટગરાએ તે હાથો ચુમીઓથી ભરી મુકયા.

"એટલું બધું મન ઉપર ના લે, સપલ. માહરાથી બી એ ખમાતું નથી." તેણીએ એક ડચકાં સમેત કહ્યું. સપલ કાટગરા જો જરા સાવધ હતે અથવા તો તેની જગાએ કોઇ વધારે ચગોર જવાન હતે તો તે ઝટ જોઇ શકતે કે તેણીના બોલવામાં સત્ય અંશ કરતાં નાટકી અંશ વધારે હતો. પણ સપલ આ વખતે તમામ દુ:ખથી ભાનભુલો બનેલો હતો. તેણીની તે ચાલબાઝી તે કંઇજ સમજી શકયો નહી. તેણીના ભુગળવા સાથ તે તેણીની ઓરડુમાં ધસ્યો, તેણીની આસપાસ પોતાના હાથો વીંટાલ્યા અને તેણીના સુંદર બાલો ઉપર પોતાનો ગાલ ટેકવ્યો, પરંતુ તેણે તે મધુરીને કીસી કરી નહી. તે કાંય તેણીને કીસ કરવાથી એમ તે વેળા ખંચાયો તે તે સમજી શકયો નહી. તે બહુજ જુસ્સાથી પોકારી ઉઠયો.

"હું તને છોડી શકવાનો નથી, મુમતાઝ. આપણુને કંઇ જુદોજ તોડ એ બાબતનો કાઢવો જોઇશે. તું તેને ચાહતી નથી, અને માહરી તુંને દરકાર છે. એ ખરૂં નહી હશે. એ, મુમતાઝ, આપણુને છુટા પાડવાની કાંઇની લુચ્ચાઇ કે કાવતરૂં હશે."

"એ ખરૂં છે," તેણીએ ફરીથી કહ્યું, "સપલ, એ ખરૂંજ છે."

તેણી સપલની ગોદમાંથી બાજુ હઠી ગઈ. તે રડવા પડી, એટલી સંભાળથી કે તેણીનો મેકઅપ ખરાબ થાય નહી. તેણીએ પોતાનો ચેહેરો પોતાના હાથોમાં છુપાવી દીધો. છુપોવેલા હાથોમાંથી તે બાંગડ બારી નજરે જોતી રહી હતી કે સપલ ઉપર શું શું અસરો થતી હતી.

સપલ કાટગરા તમામ બેબાખરો પડી ગયો હતો, તેણે ઝનુનથી પોતાના હાથની મુઠ્ઠીઓને ગુસ્સાથી વાળી રાખી.

"ખુદાને ખાતર તું રડ ના," તે અંતે બોલી ઉઠયો. "તુંને રડતી જોઇને હું દિવાનો બની જાઉંછ હું આ મુશકેલીનો રસતો શોધશ. આપણે કેવાં સુખી થતે. મુમતાઝ, મુમતાઝ, હું તને છોડી શકવાનો નથી." તે ધ્રુજતા સાદે તે બધું બોલી ગયો. તે જુદીન ઓરતના પ્યારમાં આ જવાન ખરેખર હદ વીનાનો અસીર હતો, અને તે વ્હાલી છોકરીથી છુટા પડવાનો ખ્યાલ તે પ્યારની લાગણીઓને સેંકડો ઘણી વધારે ને વધારે ભભકવાળી બનાવી મેલતો હતો.

આ વખતે બાહરથી બારણું ઠોકાયું. મુમતાઝ ઝડપથી ઉઠી ઉભી થઈ. તેણીનું રડવું ગુમ થઇ ગયું. જાણે રડીજ નહી હોય એમ તેણીના ચેહેરા પરથી લાગતું હતું.

"માહરો પાર્ટ આવ્યો. માહરે જવું જોઇએ, સપલ. મને હવે, ખોટી ના કર. હું તાહરી ઉપર લખશ. હું તને પાછી મળશ."

"તેમ કરવાનું મને વચન આપેછ. મુમતાઝ, કંઈ બી થાય તો બી તું મને મળશેની ?"

"હા. હું વચન આપું છું."

સપલે તે જવાબ સાંભળી તેણીના હાથો પોતાના હાથોમાં લીધા અને ઘણાજ જુસ્સાથી તે ઉપર બકાઓ ભરી. 'ડારલીંગ, હું ખેલ પુરો થવે પાછો તાહરી આગળ આવશ. હું તને એમ છોડી દઇ શકવાનો નથી. તું—તું મને ચાહેછ તો ખરીની !"

"શું એ સવાલ પુછવાની જરૂર છે ?"

તે પ્રશ્ન દેખીતો ઉડાવનારો હતો પણ સપલ તેનું રહસ્ય સમજી શકયો નહી. તે ત્યાંથી નીકળીને પોતાના બોક્ષમાં ગયો. તેની દુનીઆ દુઃખમાં ડુબી ગઈ હતી.

સ્ટોલ્સમાં બેઠેલાં મોદીવાળાંઓને તો તે તમામ વીસરી ગયો. પુટળાં તેના ભણી ટગર ટગર વ્હાલથી વીંટીલી પડતી આંખોએ અવારનવાર જોયા કરતી હતી, પણ તેણે તો તેઓ ભણી નજર ફેરવીજ નહી. તે સ્ટેજ ઉપરજ પોતાની નજર અને ધક ધ્યાન રોકીને બેસી રહયો કે જે ઉપર તેની વ્હાલી દીલબર પોતાનો પાર્ટ બજવી રહી હતી.

તેણી કેટલી ખુબસુરત હતી તે તેણીને કેમ છોડી દે. તે જુસ્સાથી ઉપલું વિચારતો હતો. દર પળે તે દીલબર તેની નજરમાં વધતી અને વધતી ખુબસુરત બનતી જતી હતી. નીરાશ આંખોએ તે તેણીને જોઇ રહયો હતો. તેણી વગરની તેની જીંદગી તેને લાગ્યું કે કોઇ પણ રીતની મજાહ કે પ્રકાશ વીનાની નીવડવાની હતી. તેનો આગળો વર—શયતાનનો હવાલો તે કમબખ્તને—તેનો ખ્યાલ થતાંજ તેણે, અસહય ગુસ્સાથી પોતાના દાંતો પીસી મુકયા.

તે કપાત્રે તેણીને વરસોની વાત ઉપર છોડી દીધી હતી. ભુખે મરતી વીહીલી મુકી હતી. તેને હવે તેણી ઉપર સહેજ પણ હકજ કેમ અને કાંય હતો ? તે જેમ જેમ એ બાબત ઉપર ખ્યાલ કરતો ગયો તેમ તેમ વધતો નીરાશ અને જાસતીજ ગુસ્સે પોતાના મન સાથ થતો ગયો.

અંતે ખેલ પુરો થયો. પુટલાં આ વેળા તેના ભણી સીદ્ધી જોઈ રહી હતી. તે સ્ટેજ ઉપરજ પોતાની ચશ્મો ફેરવીને પોતાના બોક્ષમાં ઉભો હતો. બાહરની દુનીઆનો તેને હાલમાં કશો ખ્યાલ ન હતો. તેને તેઓ ભણી ન જોતો જોઇને પુટળાં મન સાથ થોડી નીરાશ થઈ. સપલ પોતાના બોક્ષમાંથી નીકળીને પાછો સ્ટેજ ઉપર આવ્યો. પણ તેને માટે ત્યાં વળી નવી નીરાશી ખોટી થતી હતી. મુમતાઝ તો પોતાનો પાર્ટ પુરો થતાંજ ત્યાંથી ચાલી ગઇ હતી. સ્ટેજના દરવાન પાસથી એ ખબર સાંભળી સપલ સ્તબ્ધ થઇ ગયો. તેણે ખાતરીથી માન્યું કે તેને નકી મળવાનાજ ઇરાદાથી મુમતાઝ આમ વટી ગઈ હતી.

"મુમતાઝ એકલાંજ ગયાં કે?" તેણે લથડતે સાદે સવાલ કર્યો.

તે સવાલનો જવાબ તેને તુરત મળ્યો. "નહીજી. સાથે પેલા સરદાર અબદુલ રઝાક હતા."

સપલ હવે આંધળા મીસાલ ત્યાંથી બાહર આવ્યો. તે પગઠી પર આવ્યો ત્યારે બાઇજી અને પુટળાં એક ટેક્ષીમાં બેસવાની તૈયારી કરતાં હતાં. પુટળાંની નજર તેના ઉપર પડી. તેણીએ તેને થોભાવ્યો.

"સપલ !"

સપલને અહીં થોભીજ જવું પડ્યું. જો તેનું ચાલતે તો જરૂરજ તે તેઓને આ વેળા ઉડાવતે.

સરદાર અબદુલ રઝાક ! આ માણસનું નામ સાંભળતાંજ તેના દીલમાં દુઃખના દરીઆવો દોહોવાતા થયા હતા. તેના જીગરમાં ભારે ઉથલપાથલ મચી રહી હતી. જાઇજી સાથ તેને બેધ્યાનપણેજ વાતો ચલાવી.

"થેંકસ, થેંકસ વેરી મચ. માહરો વિચાર તો ચાલી જવાનો હતો પણ જો તમે મને લીફ્ટ આપશો તો મેહેરબાની."

સપલ શું બોલતો હતો તે પોતે ભાગ્યેજ સમજી શકતો હતો. તેણે તે ટેક્ષીમાં પોતાની બેઠક લીધી અને તે ત્યાંથી હંકરાઇ ગઇ.

"કેમ તમને ખેલ ગમ્યો કે ?" કંઇ વાત તો કરવીજ જોઇએ એટલે તેણેં અકરવકરતું પુછ્યું.

"અમને ઘણોજ ગમ્યો." જાઇજીએ કહ્યું, "ખાસ કરીને મુમતાઝનું કામ અમને બહુજ ગમ્યું. અમે એને પાર્ટ કરતી આગળ કદી જોઈ નથી. એ એક ઘણીજ સુંદર એકટ્રેસ છે."

"ને ખુબસુરત બી તેટલીજ છે. મેં આવી ખુબસુરત બાઇ હજી કોઇ જોઇ નથી." પુટળાંએ પોતાનું મત આપ્યું.

સપલ ખુશ થયો. તેની મુમતાઝની કોઇ તારીફ કરે તે તેને ઘણું ગમતું હતું, અને તેની એકવારની ચાહેલી આમ તેણી તારીફ કરે એ તેને મનશે વધતું ખુશકારક હતું.

"સપલ, જો તને અડચણ નહી હોય તો હમણાં અમારી સાથે હોટલમાં આવીને ડીનર લઈ જા. અમે મુંબઇમાં એકજ પખવાડ્યું રહેનાર છીએ. આવેછની ?"

સપલે હા પાડી. તે જુવાન હતો અને જુવાની અને નાદાની એકમેકના હમેશના સાથી હોઇ તેનામાં પણ કુદરતી રીતે વાસો કરી રહી હતી. મુમતાઝને હવે આજે રાતે મળવા જવાનો તેનો મુતલગ વિચાર નહી હતો. તે ઇચ્છતો હતો કે તે હમણા શું કરતો હતો તે મુમતાઝ જોવા યા જાણવા પામે. તે તેણીને એવું બતાવવા ઇંતેજાર હતો કે તે તેણીને ખાતર કંઇ પોતાના જીગરના ટુકડા કરી નાંખવા જેટલો અવિચારી નહી હતો.

તેણી પેલા નાપાક સરદાર અબદુલ રઝાક સાથે હતી; ઠીક, તો ત્યારે તે બી પોતાના વિચારો સાથ થોડોક વખત સુધી એકલો પડવા ચાહતો નહી હતો

મુમતાઝ કયાં ગઇ હશે? શું તેણી જાણતી હશે કે એ ઘેડાનો ખાધેલો સરદાર તેણીને લેવા આવવાનો હતો? તેણે પોતાના દાંતો પીસી મુકયા.

તે બન્ને મા-દીકરાં વાતો કર્યા કરતાં હતાં. તેની ચુપકીદી ઉપર તેઓનું ધ્યાન ખેંચાયું નહી હતું. પુતળાંનો મીઠો મંજુલ સાદ મુમતાઝના મીઠા અવાજની તેને યાદ આપતો હતો. એકાએક તે જવાનના જીગરમાં કોઇ અજબ જાતની ઉથલપાથલનું રમખાણ મચી રહ્યું.

ગરીબ બીચારી! કદાચ એમાં તેણીનો વાંક નહી હશે. તેણીબી તેનાજ જેટલી દુઃખી અત્યારે હશે. તેણી આગળ જવાની તેને એકાએક તલબ થઇ આવી. તેણે ઇચ્છયું કે બાઇજીના આગ્રહને તે વશ થયો નહતે. તેને લાગ્યું કે મુમતાઝ તરફ તેમ કરીને તે ધાટકી અને અને સંગદીલ બન્યો હતો. તે એમ બધુ વિચારતો હતો તેટલાં બાઇજી મોદી તેના તરફ ફર્યા. "સપલ, તમને નાટકો જોવાનો ઘણો શોખ લાગેછ?"

"હા—નહીં—હા, હું અવારનવાર જાઉછ ખરો." તે પોતાના મુરખ અને અવિચારી જવાબ માટે પોતેજ અજબ થયો અને પછી પોતાની તે ગફલત સુધારી લેવા વધાર્યું; "આય પેત્ર તો મેં દઝન ઉપર વખત જોયોછ. એ મને ઘણોજ ગમેછ."

"એ છેજ બહુ મજાનો," પુટળાંએ અભીપ્રાય આપ્યો.

"તમે લોકો માહરી સાથે નાટકમાં આવશો?" સપલે સવાલ કર્યો, તે કંઇ પણ વાત કરવા માંગતો હતો. શું તેનો તો તેનેજ વિચારજ નહિ હતો. જે મનમાં આવ્યું તે તે બોલ્યો. "મને અવાર નવાર પાસો મળે છે."

પુટળાં ખુશ થઇ ગઇ.

"ઓ એમ કે! હાઉ લવલી! મને ઘણું ગમશે. સપલ, તમને ત્યારે તો નાટકના એકટરો અને એકટ્રેસીસો સાથે પણ પીછાણ હશે?"

"હું થોડાઓને પીછાણું છું. હા—હા. હું લગભગ બધાંઓને ઓળખું છું."

"આય મુમતાઝને બી?" પુટળાંએ આતુર સવાલ કર્યો.

"હા, હું એને બી પીછાણું છું." તે જવાબથી તે મધુરી ખુશી થઇ ગયલી લાગી. તે ખુશીથી પોકારી ઉઠી, "ઓ, હું એને કેવી મળવા માગુંછ. એ કેટલી ખુબસુરત છે."

સપલે કશો જવાબ કર્યો નહી. તે આ નવા ધસારાથી ઘણો મુંજાયો. તેણે તો ટેક્ષી થોભાવી તેઓ આગળથી નાહસી જવાનું મન કર્યું. પણ હવે તેમ બનવું દુસ્વાર હતું, એ તે જાણતો હતો ટેક્ષી

મેજેસ્ટીક હોટલ આગળ આવીને અટકી અને તેઓ સઘળાં ઉતરીને હોટલમાં ગયાં. હોટલના રૂમમાં ગોઠવાયા પછી સપલે કહ્યું, "મને બધા જુના દીવસો યાદ આવેછ. મોદી મીનારના આગળા સુખી દીવસો. મને તેવા દીવસો પાછા ગુજારવા ઘણા ગમેછ."

બાઈજી મોદી હસી પડયાં, "તો આવની. માહરી ક્યાં ના છે. મોદી મીનાર તો જેવો ને તેવોજ છે."

બાઇજી કંઇ કામે બીજા ઓરડામાં ગયાં અને સપલ અને પુટળાં ત્યાં એકલાં પડયાં.

"પુટળાં, હું તને નાહનો હતો ત્યારે કેવો છેડતો'તો. તાહરા પરફેક્ટ મેનની કેવી મશકરી કરતો'તો ને જોરજબરીથી તને કેવી કીસીઓ લેતો'તો."

તેણે તે બધું આગળું યાદ કર્યું. પોતાના હાલની નીરાશી અને ગમખ્વારી છુપાવવા તે તે બધું બોલતો હતો.

પુટળાં શરમથી રાતી મારી આવી. "હા, બધું મને યાદ છે. તુ હજી બી તેટલોજ નોટી બોય લાગેછ."

પુટળાંના ચેહેરા ઉપર સપલે નજર ઉઠાવીને પેહેલીવાર જોયું અને આગળી નાજુક લાગણીઓને પોતા ઉપર પાછી ગલબો લાવતી તેણે જોઇ. તે છોકરીને તેણે એક વખતે ચાહી હતી અને એક મરદ પોતાનો પેહેલો પ્યાર જવલેજ વીસરી જઇ શકે છે.

"પુટળાં, તે આગળા દીવસો પાછા આવે એવું તુને ગમેછ?"

તે મધુરીનો ચેહેરો તે સાંભળતાં ઓશકથી વધારે ધમધમી આવ્યો. તેણીની સુંદર ચશમો કંઇ અજબ ચમકારા મારી રહી. તે મધુરી તે પળે અતી ઘણી ખુબસુરત સપલને જણાઈ.

તે જવાબ માટે આતુરતાથી થોભ્યો. આજે તેની ગરૂરીને સખ્ત ફટકો પડયો હતો. તે જખમ ઉપર આ નિર્દોષ છોકરીનો સુખી હસતો ચેહેરો કંઇક ઠંડા મલમ જેવોજ એજમતી તેને મન લાગ્યો.

"પુટળાં, જવાબ દેની?" તેણે ફરીથી પુછ્યું.

"હા," પુટળાં ધીમેથી બોલી, "જો તમને ગમતુ હોય તો, સપલ, મને બી ગમેછ ને ગમશે."

---

## પ્રકરણ ૨.

સપલ કાટગરા તે રાત્રે પોતાને ઘરે બહુ મોડેથી ગયો. તે પુષ્કળ કંટાળી ગયલો હતો અને તેનું માથું સખત દુ:ખારાથી બહુ વેદના આપી રહ્યું હતું. એક પળ માત્ર પણ તે તે રાત્રે ઉંઘી શકયો નહીં.

મુમતાઝનો વર જીવતો હતો એ ખ્યાલથી તે જેટલો આજેરદે થતો હતો તે કરતાં સો ઘણો વધુ દુ:ખી તે મુમતાઝની ગઈ સાંજની તેને ઉડાવવાની તેણીની ચાલથી તે થયો. તે તેને લટક આપીને સરદાર અબદુલ રઝાક સાથ ગઇ હતી એ તેને મનશે મહા ઝબુન દુ:ખ હતું. તે એ સરદારને જાનો જીગરથી ધીક્કારતો હતો. તે નાપાક પાસે ધનના ઢગલાઓ હતા, કે જ્યારે તે—પોતાના વડા ભાઈ તરફથી મળતી ચોક્કસ રકમ ઉપરજ આધાર ધરાવતો હતો—કે જે રકમ મળવાના વખત અગાઉ તો કરકો થઈ જઇ હવાં ત્યાંથી ઉંત્રાર સુધાર કર્યો જતો. કોઇ પણ પળે મહાન મેહેરનોશજીના ફાંટામાં આવે તો તેને મળતો મુસારો બંધ થઇ જાય તે તદન બનવાજોગ હતું.

બીજી સવારે સપલ કાટગરા ઘણો સકાળેથી ઉઠયો. પોતાની જીંદગીમાં તે આય પેહેલીજવાર એટલો વહેલેથી ઉઠયો હતો. તે તૈયાર થઇને બાહર પડયો અને મારકીટમાં જઇ સુંદર ગુલાબોનો એક ફાંકડો બંચ તેણે ખરીદીઓ અને તે લઈ તે મુમતાઝને મકાને ગયો. તેણે તે બ્હાથી દીલબરને મળવા માત્ર એક પળ માંગ્યું પણ જવાબમાં તેને થોડાજ વારમાં જણાવવામાં આવ્યું કે મુમતાઝ ઘણી થાકેલી હોવાથી અને વળી તેણીનું માથું દુઃખતું હોવાથી તેણી હમણા મળી શકે એમ નહી હતું. બપોર પછીથી તે કદાપી મળી શકશે અને તેટલાં તેણીએ સપલને પોતાનો પ્યાર અને આભાર પોતાની ખીદમતગાર પાસ કહી મોકલાવ્યો.

સપલ કંઇપણ બોલ્યા વગર ત્યાંથી પાછો ફર્યો. આ હડધુતથી તેને બહુ લાગી આવ્યું. તેને એમજ લાગ્યું કે આ પળે સારાં મુંબઈમાં તે સૌથી કમબખ્ત આસામી હતો. હવે તે ક્યાં જાય? તે સહવાર કેમ બશર કરે? અને શું તેણી તેને ભવીષ્યમાં આમજ ત્રીટ કરશે? તેને મળવા ના પાડશે—બાખસુસ તેનાથી દુર રહેશે!

તે હયાં ત્યાં રખડીને બપોર પડતાં પોતાના રૂમમાં પાછો આવ્યો. એક કાગળ તેને માટે એ અરસામાં ત્યાં આવ્યું હતું. તે મુમતાઝ તરફનું હતું. ધ્રુજતા હાથોએ, ધડકતાં હ્રદયે તેણે તે ઝટ ખોલ્યું. મુમતાઝ પોતાની ચાલ માટે પસ્તાઇ હશે અને તેને મળવા બોલાવતી હશે એ વિચારે તેના જીગરમાં નવી આશાઓને ઉત્તપન્ન કરી. તે મીઠી આશાભર તેણે તે કાગળ વાંચ્યું, અને તે વાંચતાંજ તેના જીગર ઉપર નવેસરનો એક વધુ જખમ થયો.

"વ્હાલા સપલ,

મને જે કહેવું છે તે કહેવા માટે હું અતી ઘણી દીલગીર છું કેમકે હું જાણું છું કે તેથી તુને ઘણું લાગશે. મગર એ ઘણું જરૂરી છે તેમજ વળી આપણા બંનેના લાભનું છે આપણા પાછા મેળાપથી આપણા જીવો વધારે રંજીદા થશે અને કંઇપણ સારૂં પરીણામ તેમાંથી આવશે નહીં. હુ આંજનાજ તને ખુદા હાફેઝ કહેવાની હતી, પરંતુ છેલ્લી ઘડીએ માહરી હીમત ચાલી નહીં. જો તુને માહરી ખરેખરજ દરકાર હોય, માહરા તરફ તાહરી સાચી લાગણી અને ચાહાના હોય તો માહરાથી દુરજ રહેજે. મને મળવાની તજવીજ કરતો ના. આપણે ઘણા સુખી દીવસો ગુજાર્યા છે છતાં હું તને પરણી શકતી નથી. મને તે માટે તું માફ કરશે એવી ઉમીદ હું ધરાઉં છું. મેહેરબાની કરી માહરી ઉપર લખતો બી ના. હું જે લખું છું તે પુખ્ત વિચાર કરીને છેવટનું અને ખરાં મનનુજ લખું છું.

ખુદા હાફેઝ.

મુમતાઝ."

સપલે તે કાગળ પાછું અને પાછું વાંચ્યું. તે કાગળે તેની ઉપર એક સખત અસર એજ કરી કે મુમતાઝ જે લખતી હતી તેમ તેણી તમામ છેવટનુંજ અને ખરાં મનનુંજ લખતી હતી. તે કાંઇ સાધારણ રીતે લખાયલો રૂકકો નહી હતો. તેને ખેરવી નાખવાના-ઝટક આપવાના મકકમ ઇરાદાથી લખાયલી તે એક પત્રીકા હતી. તેણીએ વિચાર કરી કરીને તે ઘડી અને લખી હતી અને તેણી જે લખતી હતી તે સઘ-ળુંજ જોવા ચાહતી હતી.

તેને લટક મળી હતી! લટક! એ શબ્દથી તેનાં આખાં આંગમાં ગુસ્સાની જ્વાળાઓ જળવા લાગી. લટક! તેના કોઇ ફ્રેન્ડોને જ્યારે એવી રીતની હડધુતો મળી હતી ત્યારે તેણે તેઓની સાચાં દીલની ઘણી દયાઓ હંમેશાં ખાધી હતી. અને આજે તેજ ભયંકર અનુભવ તેને થઇ રહયો હતો. તેનૂં વેશવાળ તુટયું હતું, તેને તરછોડી દેવામાં આવ્યો હતો; તે તેની ચાહેલીને•મન કુચ્છ કામનો નહી હતો.

મુમતાઝના આગળા વરને તો તે આ પળે વીસરીજ ગયો. ફકત એકજ વિચાર તેને દુઃખી કરી રહયો હતો કે તેણીએ તેને તરછોડી દીધો હતો—તેને લટક આપી હતી! અને તે તે વ્હાલીને આટલી હદની બેશુમાર ચાહતો હતો છતાં! મુમતાઝને જે અખુટ* વ્હાલથી તેણે ચાહી અને પુંજી હતી તેવી કાળજી અને હેત તેણે કદી કોઇ બી ઓરત માટે જીંદગીભરમાં અનુભવ્યું કે જાણ્યું નહી હતું.

તેણે ઓરડામાં ખાલી આંખોએ નીરાશાભરી નજર ફેંકી. તે એકાંત રૂમ જાણે તેને કડવા આવતો હતો, તેટલાં તેની નજર મુમતાઝની છબી ઉપર પડી કે જે તેની ટેબલ ઉપર એક રૂપાંની ફ્રેમમાં જડેલી મુકેલી હતી.

ગુસ્સાથી આકળો બનેલો સપલ તે ટેબલ નજદીક ગયો, અને તે તસવીર પોતાના હાથોમાં ઉઠાવી. થોડોક સમય તેણે તે ફોટો તરફ ઘુરકી ઘુરકીને જોયું, અને પછી તેનું શું કરવું તે કંઇ જાણે તેને સમજ પડતું નહી હોય તેમ તેણે તે મોંઘીડાટ ફ્રેમ સાથેજ બારીની બાહર ફેંકી દીધી. તે તેણીને ધીકકારતો થઇ ગયો હતો. તેણી એક પથ્થરના હૃદયની છઠેલ પુરવાર થઇ ચુકી હતી.

હવે તે તેણીને બતાવવા માંગતો હતો કે તે બી તેણીની મુતલગ પરવાહ ધરાવતો નહી હતો. જો કોઇ સુંદર ઓરત તેને આ પળે હાથ ચઢે અને તે તેણીને ચાહી શકે તો મુમતાઝ કેટલી અદેખી પડે.

સપલને આ વેળાએ પુટળાં મોદીનો વિચાર એકાએક આવ્યો. તેની રગો કંઈ અજબ જોશથી તે વિચારના ખ્યાલથી ધ્રુજી રહી. પુટળાં ખચ્ચીતજ મજાહની ને રૂપસુંદર છોકરી હતી. તે તેણીને પુરતી પીછાણતો હતો અને વળી તેણી તેને પસંદ કરતી હતી એ બી તે જાણતો હતો.

જાઇજી મોદીએ ગઇ કોલેજ છુટાં પડતી વખત તેને ભાર મેલીને કહ્યું હતું કે તેઓ મુંબઇમાં હતાં તેટલાં સપલે તેઓને મળવા ઘડી ઘડી આવવું. જો તે ચાહે તો રોજ તે તેઓને મળવા જઇ શકે તેમ હતું. મગર મુમતાઝને તે વાતની ખબર થવી જોઇએ. મુમતાઝને માલમ પડવું જોઇએ કે તેણીના વીયોગને સારૂ તે કંઇ રડતો કે ઝુરતો નહી હતો. તેણે મુમતાઝના તે પત્રનો કશો જવાબ કર્યો નહી. આ સમયે તો સપલે તો એવોજ વિચાર કરી લીધો કે તેણીની હસતી તેની જીંદગીમાંથીજ ગોયા ખતમ થઇ ચુકી હતી.

બીજી પળે નીરાશીથી તેનું જીગર પાછું ઝુમી પડયું. તે તેણી માટે કેટલો મગરૂર હતો? ભવિષ્યની કેવી આશાઓ તેણે બાંધી હતી? પોતાના વડીલ બંધુને સમજાવી લેવાના પણ કેવા કેવા સંકલ્પો તેણે કર્યા હતા?—અને હવે તે બધાનો અંત આવ્યો હતો—બધું સમાપ્ત થઇ ચુક્યું હતું!

સપલના ચેહેરા ઉપરની તે ગંભીર કરચલીઓ થોડીજ પળમાં પાછી ગુમ થઇ ગઈ. નવાજ જુસ્સાઓથી તે પાછો ઉશ્કેરાયો. નવી

ઉર્મીઓએ તેના દીલમાં ઘર ઘાલ્યું. તે તે બેવફા આશુકને જોવા ને જાણવા દેવા માંગતો હતો કે તે કંઇ તેણી જેમ જોવા ઇચ્છતી હતી તેમ એક નબળો, નાદાન, ઉછાંછળો હેમક નહી હતો. તે એક મરદ હતો અને તેણી માટે એક તલભાર પણ વધુ દરકાર ધરાવતો નહી હતો.

તેણે પોતાની હેટ ઉપાડી' અને પાછો ઘરબહાર નીકળ્યો. રસ્તે પડતાંજ તેણે એક ટેક્ષીને બોલાવી અને જાઇજી અને પુટળાં મોદી જે હોટેલમાં ઉતરેલાં હતાં ત્યાં તે હંકરાઈ ગયો.

---

## પ્રકરણ ૩.

---

પુટળાં મોદી સપલ કાટગરાને પધારેલો જોઇને રાજી રાજી થઈ ગઈ. તે સુંદરી તે જવાન આગળ હરખભેર દોડી આવી. તેણીના મોહક મુખડા ઉપર આનંદનો પ્રકાશ ફેલાઇ રહયો.

"હું હમણા તમારોજ વિચાર કરતી'તી, સપલ," તે મધુરી બોલી, "હું મનથી અજબ થતી'તી કે આજે તમે અમને મળવા આવશો કે? જાણે મને લાગતું'તું કે તમે આજે નહીજ આવશો."

તે બોલી બારજા તમામ સાદાઇથી અને દેખીતાંજ નીર્દોષપણાથી ઉપરલું ખરાં જીગરથી બોલી. તેણી સપલને જોઇને ખરાં દીલથી ખુશી થઇ હતી અને તે ખુશી છુપાવી રાખવાનું તેણીએ વાજબી વિચાર્યું નહી.

"તમે જમયા કે?" તેણીએ પુછયું, "મમાં ને હું હમણાજ લંચ લેવા જાઇએછ."

સપલ કાટગરનું જો ચાલતે તો આજે તે લંચ વીનાજ ચલાવી લેતે. મુમતાઝની ગેરહાજરીથી તેનો જીવ ઉચાટ મારી ગયો હતા; પરંતુ પુટળાંની આંખમાના માયાળુ પ્રકાશે તેને નમાવ્યો. તે મધુરી તેની તરફ માયાથી જોય એમ તે ઇચ્છતો ન હતો. તે જે ઓરતને ચાહતો હતો, માંગતો હતો તે આ નહી હતી. કાંય, અરે કાંય, જો કે તે મુમતાઝથી આટલો બધો દુર હતો છતાં તેનું જીગર તો તેણી તરફજ ધસ્યું જતું હતું?

તેણી શું કરતી હશે? પુતળાં સાથ તેણીની પછવાડે જતાં જતાં પોતાના મનથી પોતાની ચાલ માટે ગુસ્સે થતાં થતાં પણ તેણે ઉપલુંજ વિચાર્યું.

શું ખરેખરજ પેલી નહેસ્ત ચીઠી લખીને તે વ્હાલી દીલબરે પોતાનો સપલ સાથનો તમામ સંબંધ સદાઅરો તોડી આપ્યો હશે? અથવા તો એક ઘડીભરની ઘેલછામાં કે ગુસ્સામાં તે કમબખ્ત ચીઠી ચીતરાઈ હશે?

સપલ કાટગરાએ તો તેણીનો ખ્યાલ માત્ર બી ન કરવાનો કસદ કર્યો હતો. તેણે તો સોગંદ લીધા હતા કે હવે તેણી માટે વિચાર વટીક ન કરવો; તેણીને એમ પણ માલમ પડવા ન દેવું કે તે તેણીની જુદાઇથી તરફડતો હતો, અને તો બી—ઓ! આ બધાં મક્કમ કસદો અને સોગંદો છતાં—સપલ કાટગરા પોતાની નીરાશા, પોતાની પ્રેમાળ લાગણીઓને વશ કરી શકતો ન હતો.

પુટળાંના માય તેને જોઇને ખુશ ખુશ થઇ ગયાં.

"મમાં, સપલે લંચ લીધું નથી," પુટળાં કહેતી સંભળાઈ. "તેથી મેં એવણુને આપણી સાથ જમવા તેડયાછ."

પુતળાંનો મીઠો સાદ અંતરની ખુશાલીથી વધારે મધુરો બન્યો હતો. તેણીના સુંદર ચેહેરા ઉપરનો આનંદનો રતાશ તેણીને વધારે મોહક બનાવતો હતો.

"સપલ, તુને આવેલો જોઇને હું બહુ ખુશી છું," બાઇજી મોદીએ સપલને સેકહેન્ડ કરતાં ઘણીજ માયાથી કહ્યું.

તે મા-દીકરાની આ માયાળુ પરોણાગતથી સપલ કાટગરાને વધતું વસમું લાગ્યું.

તેઓ જમવા ગયાં અને ખાતાં ખાતાં સપલે અજાયબી સાથ જોયું કે ખરેખર તો તે ભુખો હતો. એક વાઇનના ગલાસે તેને વધતો આનંદી બનાવ્યો, અને હવે તે બન્ને બાનુઓને પોતાની આનંદી વાતોથી મજાહ આપવા લાગ્યો.

તે ત્રણેએ આગળા દીવસોની સુખી યાદોની વાતો પાછી તાજી કરી. સપલને તે બધી ભુલાયલી બીનાઓ એક પછી એક યાદ આવવા લાગી.

"સપલ, તમને યાદ છે કે એક દીવસ તમે આખે દાદરેથી ગબરડી ખાતા નીચે આવ્યા હતા," પુટળાંએ હસીને યાદ આપી.

"હા, પુતળાં, અને તે જોઇને તું કેટલી રડી'તી," સપલે હસીને કહ્યું, "ખરૂંની, મીસીસ મોદી?"

બાઇજી મોદી હસી પડયાં.

"એવા તો તમે લોકો કંઇ સેંકડો સીતમો માહરી ઉપર પાડયાછ. તે બધા મને ક્યાંથી યાદ રહે? તમે બેઉ જણ બહુજ તોફાની હતાં." બાઇજીએ જણાવ્યું.

પુતળાંએ મોંહ ઉપર શરમના શેરડા સાથ સપલ ભણી આડી નજર કરી.

"તે ઘણા મજાહના દીવસો હતા," તે મધુરી એક હાય નાખીને બોલી.

"ખચ્ચીતજ," સપલે કહ્યું.

તેણે આ વાતો બધી બાહરથી તો રસ લઈ લઇને કરી ખરી પણ ભીત્તરથી તો તે જાણુતો હતો કે બાળપણની તે બધી નિર્દોષ મોજો ઉમરના વધારા સાથ તે વીસારી બેઠો હતો. તેણે મુમતાઝનો ખ્યાલ કર્યો. મુમતાઝ સાથ ગુજારેલા સુખી દીવસોની મધુરી યાદો તેમ કરતાં તાજી થઇ; અને તે બેશક તેની જીંદગીના સર્વથી સુખી દીવસો હતા એમ તેને લાગ્યું. તે સુખી દીવસોનો અંત એટલો વહેલો આવી ગયો હતો એમ તો તે માની શકયોજ નહી. મુમતાઝને તેની જરૂર રહી નહી હતી; તેણીની જીંદગી માંહેલી તેની જગ્યા કોઇ બીજા પુરૂષે લીધી હતી; તે ડીએટર ઉપર હવે તેણી માટે ખોટી થવાનો નહી હતો; એ બધા ખ્યાલો થતાં તેણે જીગરના ઉંડાણુથી એક હાય ખેંચી. પુટળાં તેના ચેહેરા ઉપર ટગર ટગર જોઇ રહી હતી. તે વ્હાલીને તો બાળપણના તે સુખી દીવસો આજે બી તેટલાજ વ્હાલા હતા. તે દીલબરને મન તો તે તેણીની જીંદગીના સર્વથી સુખી ને મધુરા દીવસો હતા.

"બપોરના તું કયાં જવાનો છે, સપલ?" લંચ પુરૂં થતાં બાઇજીએ સવાલ કર્યો.

"તમારે ગમે ત્યાં—તમે કહેશો ત્યાં ચાલવા હું તૈયાર છું." સપલે કહ્યું.

"મમાં તો જમીને જરાક પોઢી જશે," પુટળાંએ કહ્યું.

"ઠીક. તો ચાલ આપણે કુથે ફરી આવીએ," સપલે તુરત કહયું અને પછી માંરી માંગતી ઢીસમે ઉમેયુ. "બેશક જાહજીમાય રજા આપે તો."

"સપલ, મને તાહરામાં વિશ્વાસ છે. ભલે જાવ, પણ ચાને ટાઇમે જરૂર પાછાં આવજો." જાહજીએ રજા આપી.

સપલે કબુલ્યું.

પુટળાં હરખભેર તૈયાર થવા દોડી અને થોડાંજ વારમાં બની ચનીને પાછી આવી. તેઓ હોટેલમાંથી બાહાર પડયાં. પુટળાંથી હસાઇ હસાઇ જવાતું હતું.

"ટેક્ષી બોલાઉં?' સપલે સવાલ કર્યો.

"ઓ નહી. મને ચાલવા ઘણું ગમશે." પુટળાંએ હસીને કહયું.

"એમ!" સપલ બોલ્યો, તે જરા અજબ થયો. મુમતાઝ તો કદી એક ડગલું બી ચાલવા માટે રાજી દીસ્તી ન હતી. આ બન્ને ઓરતો માંહેલો આ તફાવત જોઇ તે હયરત રહયો.

તેઓ ધીમે ધીમે વાતો કરતાં હારનબી રોડ ઉપર આવ્યાં. પુટળાં સાથે રસતામાં કંઇનું કંઇ ટાહેલું કરીને સપલનું ધ્યાન ખેંચી રાખતી હતી. સપલ તેણી સાથ વાતો કર્યો જતો અને તેણીની ખુબસુરતીને વધુ અને વધુ વખાણથી જોતો જતો હતો. તે વગર શકે ખુબસુરત હતી—એક એવી કે જેને કોઇ બી ચાહી ને વખાણી શકે.

"ઓ સપલ, સામે જોની! પેલી જવેલરસ લીમીટેડમાંથી પેલા કોઇ મુસલમાન સાથ પેલી એકટ્રેસ મુમતાઝજ બાહાર આવેછની!"

પુટળાંનો સાદ સહેજ ઉશકેરાયલો હતો. મુમતાઝનું નામ પુટળાંના મોઢાંમાંથી નીકળેલું સાંભળતાં સાથ સપલને એક ઝટકો લાગ્યો. એક પળ તેનું હૃદય જાણે ધપકારા મારતું બંધ થઇ ગયું. તેણે પુટલાં જે તરફ મોટી આતુરતાથી જોઇ રહી હતી તે તરફ પોતાની નજર કરી.

હા, તે મુમતાઝજ હતી. સહવારના તેણીએ સખત માથું દુઃખવાનું જે બાહણું તેને મળવાને ના પ્રાડવાના કારણસર આગળ કર્યું હતું તે સપલે જોયું કે તમામ ખોટું હતું. તે જેવી જોઇએ તેવી તંદરોસ્ત અને સુર્ખાદાર હતી. વળી તેની બાજુમા પેલો કમીનો સરદાર એબદુલ રઝાક ચાલતો હતો.

પુટળાં જરાવારે પાછી બોલી, "એ મુમતાઝજ છેની, સપલ?"

"હા," સપલે ખોખરે સાદે કહયું.

તેઓ તેઓની તરફજ ચાલ્યાં આવતાં હતાં. તેઓની નજદીકથીજ તે બન્ને પસાર થયાં. સપલે પોતાની હેટ ઉપાડી સલામ કરી. મુમતાઝ જવાબમાં એક દીલજીત હસ્વું હસી. પણ એ બધો વખત સપલ ઉઝળો વાખ હતો, તેનો ચેહેરો કરડો બની ગયો હતો.

"એ બહું લવલી છે," પુટળાંએ આતુરતાથીજ ટાહેલું ચલાવ્યું. "સ્ટેજના કરતાં પણ એ બાહર વધારે ખુબસુરત લાગેછ. સપલ, સાધારણ એકટ્રેસીસોથી એ કેટલું ઉંચુ છે! એ ખુબસુરત છે કેની, સપલ!"

"હા." સપલે કબુલ્યું. તે હા શબ્દ કહેતાં તેના ગળાંપર છરી ફરી. મુમતાઝને જોતાં સાથજ તેના દીલમાં પાછા દુઃખના દરીઆવો દોહોવાતા થયા હતા. તેની લાગણીઓ ઉશકેરાઇ હતી. તેનો ગુસ્સો

વધ્યો હતો. મુમતાઝ તો શાંત અને હસ્તીજ જણાઇ હતી. તેણીની એ બેદરકાર રીતભાતે સપલને વધતો જખમાવ્યો. શું તેની સાથ તેણીએ ગુજારેલા સઘળા સુખી સમયોનું સ્મરણ તેણીને થતું નહી હશે ! તેણે નીરાશાથી પોતાના દાંતો પીસી મુકયા.

તેણીએ તો તેને એમ સમજાવ્યું હતું કે તેનો આગળો વર જીવતો હોવાથી તે તેને ઘણી દીલગીરી સાથ જતો મુકતી હતી, પણ —પણુ—તે કેવળ ખોટું હોવું જોઇએ. પેલો નાપાક સરદાર અબદુલ રઝાક તો હમણા બી તેની સાથે હતો. સપલ એ મુસલમાન ધાઇ ખોરાને દીલના દીલથી ધીકકારતો હતો.

"એ એની સાથે આય કોણ છે ?" પુટળાંએ જરા વારે પુછ્યું. "એ માણસનો ચેહેરો મને જરા થઇને ગમતો નથી. એ એનો વર તો થતો નથીની કે થવાનો નથીની ?"

"એ એનો વર નથી. એ તો પરણેલી છે," સપલે ખુલાસો કર્યો. પુટળાં સાવ ભોલાપણાં ને નીર્દોષતાથી જે સવાલો કરતી હતી તે તેના દીલમાં તો કાંટા મીસાલ ભાંકાતા હતા એમ તે નીર્દોષ બીચારી કયાં જાણુતી હતી.

"સપલ, તમે એના વરને ઓળખોછ કે ?" પુટળાંએ એક નવો સવાલ કર્યો અને તેના ફીકકા ચેહેરા ઉપર પોતાની મધુરી ચશમો ફેરવી.

"નહીં. મેં તેને જોયો બી નથી." સપલે કહયું, "પણ મેં જે સાંભળ્યુંછ તે ઉપરથી હું માનુંછ કે તે કોઇ ઘણો કપાત્ર માણસ છે. તે નાપાકે એની સાથ ઘણી ખરાબ વર્તણુક ચલાવી છે."

"વોટ એ શેમ," પુટળાં ખરાં અંતથી પુકારી ઉઠી, "સપલ, તને

કોઇ એટલી ખુબસુરત બૈરી મળે તો તેને માટે તું મગરૂર થાય કેની?"

સપલ જુઠું જુઠું હસ્યો. તે બાપડાના મનની હાલત આ વખતે ઘણી દયા ખાવા જોગ થઇ પડી હતી.

"માહરા જેવા કડકા બાલુસોને મુમતાઝ જેવી ખુબસુરત ઓરતો કદી મળતીજ નથી," તેણે લગભગ ઝનુનથી કહયું, "એવીઓને તો દૌલતના દરંગ ધરાવતા માણુસોની જરૂર છે કે જેઓ એવીઓને દરેક સુખ અને લાડમાં રાખી શકે" તેના સાહમાં દુઃખ અને ગમ બન્ને ભેલાયલાં હતાં. પુટળાં તે જોઇ ઘણી ગુંચવાઇ. તે મધુરી થોડાક વાર સુધી તો ગુપચુપ ચાલ્યા કરી પછી એકાએક બોલી.

"હું જો એક માણુસને ચાહું તો તેની ગરીબાઇ માટે તો હું દરકાર નહી કરૂં."

સપલે પુટળાં ભણી જોયું.

"પુટળાં, તું એવો ખ્યાલ હમેશાં રાખવાની નથી," તેણે ટકોરથી કહયું, "દીવસોના વહેવા સાથ તું ઉમરવાળી અને ડહાપણવાળી થશે ત્યારે તું બી માણુસની પાસના રૂપીઆ આના પાઇનોજ ખ્યાલ જાસ્તી કરશે."

"ઓ કદી નહી," પુટળાં ગુસ્સાથી બોલી પડી, "સપલ, યુ આર હોરીડ !"

સપલ કાટગરા પુટળાં ભણી જોઇને જરા હસ્યો.

"બૈરાંઓ બધાંજ સરખાં રહેછ," તેણે નીરાશાથી પુટળાંને કહી સમજાવ્યું.

સપલ કાટગરા, દુનીઆના વહેવારમાં હજી તું જોઇએ તે કરતાં વધારે નાદાન અને વધારે જવાન છે.



# પ્રકરણ ૪.

બીજી સહવારે સપલ કાટગરા નાસ્તો લેવાની તૈયારી કરતો હતો તેટલાં ટપાલ આવ્યો અને તેમાં મહાન મેહેરનોશજીનું એક કાગળ હોંગકોંગથી આવ્યું. સપલે તે પોતાના વડીલ ભાઇના સરનામાના અક્ષર અને ફોરેન સ્ટેમ્પસ ઉપરથી તુરત પીછાણ્યું અને કંઇ બબડયો.

મહાન મેહેરનોશજી બહુ કવચીતજ લખતા હતા. કંઇ ખાસ અગત્યનું હોય ત્યારેજ. સપલ થાને એ વડા ભાઇની ઉમર ઘણી મોટી હતી, અને સપલ મેહેરનોશજીથી હમેશાંજ થરથરેલો અને બીધેલો રહેતો હતો.

નાસ્તો ખાધા અગાઉ તે કાગળ વાંચવાની હીમત સપલે કરી નહી. તેણે તે બાજુએ મેલ્યું અને પહેલે જમી લીધું.

તે જાણતો હતો કે મેહેરનોશજીના તે પત્રમાં કંઇને કંઇ ઠપકાના તીખા ટમટમતા શબ્દો મામુલ મુજબ લખાઇ આવ્યા હશે. મેહેરનોશજી હોંગકોંગથી બેઠા બેઠા પણ તેની ઘણી સખત તકેદારી આસપાસનાઓ મારફતે રાખતા હતા. અને કંઇ-કશું તેમની જાણમાં આવતાં સપલનો જાડયો તેવણ સખ્ત શબ્દોમાં કાઢતા રહેતા હતા

સપલ છેલ્લાં બે વરસ થયાં એ પોતાના વડીલ ભાઇને મળ્યો નહી હતો. તેવણ હોંગકોંગમાં વેપાર કરતા હતા. મજાહના રાતા માતા હતા પણ તેવણની માનીતી હાબી બીમારી હતી. તેવણ હમેશાં પોતાને બીમારજ માનતા, અને પોતે ચાલતે દહાડે મરીજ જવાના હતા એમ આજે વરસો થયાં કહેતા આવ્યા હતા.

સપલને મેહેરનોશજીની એ કલ્પીત બીમારી માટે ઘણું હસવું આવતું હતું. તે ભાઇના એ બધા ખખારાઓથી તેને ઘણી રમુજ મળતી હતી. મેહેરનોશજી હોંગકોંગમાંજ પડયા પાંથરીઆ રહેલા હતા તે તેને ઘણું ગમતું હતું, જો કે તેવણ ત્યાંથી બેઠા બેઠા બી તેના ઉપર બારીક તકેદારી પોતાના જાસુસો મારફતે રાખતા હતા એ સપલને બીલકુલ ગમતું નહી હતું.

સપલે એક ખુરસીમાં ગોઠવાઇ મેહેરનોશજીનું કાગળ ખોલ્યું. સપલને પોતાને પણ કાગળો લખવાની અને કાગળો વાંચવાની આળસાઇ હતી. છેલ્લો છેલ્લો તો તે બધાંથીજ કંટળાઇ જતો હતો. મુંમતાઝના પ્યારની લંપટમાં લપટાયા પછીનો તેનો હાલ કંઇ ઔરજ હતો. તે બધાં મિત્રોથી દુર ભાગતો ફકટ મુમતાઝઘેલો બની ગયો હતો.

મેહેરનોશજી કાટગરાનું કાગળ નીચે પ્રમાણે હતું.

"વ્હાલા સપલ,

મેં એક ઘણીજ દીલઅફસોસાવનારી ખબર તાહરે લગતી સાંભળી છે. અને તેથી તું જો મને તેનો મનમાનતો જવાબ તાકીદે લખી મોકલશે તો હું ઘણો ખુશી થવશ. માહરા એક પુરાણા મિત્રે માહરી ઉપર લખ્યું છે કે હમણા હમણા તું એક મોહમેદન એકટ્રેસ સાથે ઘણો ભેલાય છે અને તે દુરવંદ સાથ જ્યાં ત્યાં જતો જણાય છે. હું એ માની શકતો નથી કેમકે તું સારી રવેશે જાણે છે, સપલ, કે મને સ્ટેજ માટે અને સ્ટેજ ઉપર કામ કરનાર હલકત માણસો માટે ઘણો મોટો તીરસકાર છે.

માહરી તબીઅત હમણા હમણા મજાહની છે અને જો એવી ને એવી ચાલશે તો હું થોડા મહીનામાં મુંબઇ આવશ.

લખતાં લખતાં મને લાગે છે કે તાહરો જવાબ તું મને તાર મારફતેજ મોકલજે. કાગળ મળતાં મહીનો ઉપર નીકળી જશે અને તે બધો વખત માહરો જીવ સીકે ઓળવાઇ રહેશે.

લી૦,

તાહરો વ્હાલો ભાઇ,

મેહેરનોશજી હોરમસજી કાટગરા."

સપલ કાટગરાએ તે કાગળને પોતાના હાથોમાં ભચડી નાંખ્યું.

"ડેમ્ડ ઓલ્ડ ઇડીઅટ," તે પોતાના મન સાથ પટપટયો. તે ખુરસીમાંથી ઉઠી ઉભો થયો અને ઓરડામાં આમતેમ ફેરા ફરવા લાગ્યો. મેહેરનોશજીનું આ કાગળ વાંચીને તેના ખળભળાટ, ખેંજાલત અને ગુસ્સાનો સુમાર રહયો નહી. ગભરાટ અને ઝનુનથી તે બધો લાલ ચનોટી જેવો થઇ આવ્યો અને તેની આંખો ચમકારા મારવા લાગી. થોડાક ફેરા ફરવા પછી તે જરા શાંત પડયો. પાછો એક ખુરશીમાં ગોઠવાયો અને મેહેરનોશજીનું તે કાગળ તેણે ફરી એકવાર વાંચ્યું.

વાંચી લીધા બાદ તે હસ્યો. વગર અર્થનું તે હસવું હતું. કાગળના તીખ્ખા શબ્દોએ તેને ઉશકેરી મુકયો હતો.

બુઢ્ઢા મેહેરનોશજીને છેડવા તેણે ઇચ્છયું કે એવો એક કેબલ મોકલવાને તે શકતીવાન હતે કે "તદ્દન ખરૂં છે; તેણી માહરી પરણેતર છે."

લેકીન મામલો તો કંઇ હવે જુદોજ હતો.

"ડોસાજીને ગમે તે ધારવા દો. મને તેની દરકાર નથી." સપલ કાટગરાએ જરાવાર રહી મનથી વિચાર્યું.

તે બેઠો બેઠો તરેહવાર વિચારોમાં પડયો. તે વિચારો સંતોષી કે સારા તો નહીજ હતા. તે બધાંજ દીલજખમાવનારા અને નાખુશ કરનારા હતા. મુમતાઝની લટકને હજી બે દીવસ થયા નહી હતા, છતાં તે મુદત તે પ્યારઘેલા જવાનને એક જમાના જેટલી લાંબી લાગતી હતી.

શું તેણીને બી તેમજ લાગતું હશે? તેણી બી તેને મળવા એમજ તરફડતી હશે? આગળ ગુજારેલા સુખી કલાકો જેવો માત્ર એક કલાક પણ પાછો ગુજારવાની તલબ અત્યારે તેણી કરતી હશે? કોઇ રીતે તેને એમ લાગ્યું કે તેમ નહી હતું. સપલ કાટગરાએ તે મહાપુરુષને ઘડના ઘડથી સદા ચાહી હતી, પણ તેણે જોયું હતું કે તે તો બહારના ભપકા અને ચાઇચાઇંનીજ સદાની પુજારી હતી. સ્વાર્થનેજ સર્વોપરી ને સર્વથી પ્યારો સાથી માનનારી હતી. વળી જો તેણી જો તેને મળવા ચાહતીજ હતે તો માત્ર એક ટેલીફોનના કૉલનુંજ કામ હતું.

તેણે ટેબલ ઉપર પડેલા પોતાના ફોન ઉપર નજર કરી. તેનું મુગું રીસીવર તે આતુરતાથી જોઇ રહયો. અગાઉ કેટલી વખત તે દીલબરે તેને રીંગ કર્યો હતો? કેટલી વખત તે તારોમાંથી તેણે તે વ્હાલી દીલરૂબાનો મીઠો મંજુલ સાદ આનંદથી ઉછળતાં હદયે સાંભળ્યો હતો?

"એ તું છે કે, સપલ, પાગલ પોર્યા?"

હવે તે સાદ અને તે શબ્દો તે પાછો સાંભળવાનો નહી હતો. તે વ્હાલીને તેની જરૂર હવે વધુવાર રહી નહી હતી. તેને—ઓ તે કમબખ્ત અને ઘાતકી શબ્દ!—લટક મળી હતી.

સપલનો ગુસ્સો પાછો ઉભરી આવ્યો. કોઇપણ ઓરત તેને એમ ટ્રીટ કરીજ કેમ શકી હતી? તેના ચેહેરા ઉપર લોહી ધાઇ આવ્યું.

સપલ જો એમ જાણુતે કે આ સારાં ચીન્હો હતાં--આ એકાએક ઉભરાઇ આવલો ગુસ્સો. એક માણુસ જ્યારે પોતાની ચાહેલી દીલબર સાથ ખરેખર ગુસ્સે થાય છે ત્યારે નકકી માનવું કે તેનો તેણી પ્રત્યેનો પ્યાર ઓછો થવા માંડે છે; તેણીને પોતાની નજરમાં જરા જરા કરીને ઉતારી પાડે છે.

કોઇએ તેના ઓરડાનું બારણું ઠોકયું અને તેનો કારભારી અંદર આવ્યો. આ કારભારી રાખવાને માટે પણ સપલ અને તેના વડા ભાઇ વચ્ચે એક વખત સખ્ત વીઢોરૂં જાગ્યું હતું. સપલ એવા બેહુદા ખરચો કરે એ તે ભાઇને પસંદ નહી હતું પણ સપલ આ બાબતમાં બજીદ બન્યો. તેને આ પોતાના કારભારી મટલા સાથ કંઇ અજબ રાસ આવતી હતી. તેઓ વચ્ચે કંઇ અજબ જાતનો ઘરોબો બંધાયલો હતો. સપલ તો કંઇ એમજ ધારતો ને માનતો હતો કે મટલા વીના તેને ચાલતુંજ નહી હતું.

"જાલભાઇ શેઠ મળવા આવ્યા છે, સાહેબ," મટલાએ અંદર આવીને ખબર આપી.

"અંદર મોકલ," સપલે હુકમ કર્યો અને તે આવનાર મિત્રને આવકાર આપવા પોતાની બેઠકમાંથી ઉઠી ઉભો થયો.

મુમલાઝ માટે તેનો તે મિત્ર જાલ કેટલું જાણુતો હશે? સપલ તેને મળવા આજને તબકકે તો નહિજ ચાહતે મગર મોડે કે વહેલે

તો તેને મળ્યા વિના છુટકોજ શું હતો ? વળી જાલ કામા તેનો એક બહુજ પુરાણો અને ખરેખરો દીલસોઝ લાગણીવાળો મિત્ર હતો.

"હલ્લો, ઓલ્ડ ચેપ !" સપલ, જાલ કામાંને પોતાના ઓરડામાં દાખલ થતો જોઇને, પુકારી ઉઠયો.

તે બન્ને મિત્રોએ શેકહેન્ડસ કરી. નાસ્તાના વાસણો હજી ટેબલ ઉપરજ પડેલાં જોઇને જાલે અજાયબીથી' પુછ્યું. "હું ઘણો જલ્દી આયોછ શું ?"

"નહિ, જરા બી નહિ, બેસ."

જાલ બેઠો. તેઓ વચ્ચે જરાવાર ચુપકીદી પંથરાઇ. સપલ પોતાના તે મિત્રને શકભરી આંખે જોઇ રહયો. જાલ કામા કંઈ જાણતો હતો. જાલ, બનવાજોગ હતું, કે બધું જાણુતો હતો.

સપલને તેનાં એ વસવસાથી ઘણું વસમું લાગ્યું.

જાલ કામા સાધારણ દેખાવનો, હસ્તા ચેહરાનો, અને મજબુત બાંધાનો એક ઉમરે પુગેલો આસામી હતો. તે જરા વાર ચુપ બેસી રહી પછી પોતેજ બોલ્યો, "સપલ, શું એ ખરૂં છે ?"

સપલ શરમીંદો બની ગયો.

"ખરૂં ! એટલે—"

જાલ કામાએ તેને વધતું બોલતો અટકાવ્યો.

"સપલ, ગધેડો ના બન. હું તને આજે વર્ષો થયાં કંઇ ફોકટનોજ ઓળખતો થયો નથી. હું એમ પુછુંછ કે પેલી બીલાડી મુમતાજે તને લટક આપી એ વાત ખરી છે કે ?"

"હા," સપલે સ્પષ્ટ અવાજે કબુલ્યું,

જાલ કામાએ છુટકારાનો એક દમ ખેંચ્યો. તે જરા વિચારમાં પડ્યો, અને પછી બોલ્યો, "વેલ, હું દીલગીર છું એમ તો હું કહી શકતોજ નથી. સપલ, તાહરે માટે આએ એક ઘણીજ ભાગ્યશાળી ઘડી આવી પુગેલી હું માનુંછ. એમાં તુંને લાભજ છે."

"હશે, તાહરા વિચાર તુંને મુબારક," સપલે ફ્ફડીને કહ્યું, "તને એને નામની પેહેલીથીજ અભીત્રી છે. મુમતાઝ તુંને ગમતીજ નથી."

"સપલ, તાહરી ભુલ છે—એ મને ગમેછ, પણ તાહરી મોહરદાર તરીકે નહિ. એ પેલા કુછંદી સરદાર અબદુલ રઝાક જેવાનેજ વધારે લાયકની છે. હું તો હંમેશા એમજ માનતો આવ્યો છું. એજ એ છકેલ છોકરીને કાબુમાં રાખી શકશે. તારા જેવાથી, સપલ, એ બીલકુલ બની શકતે નહિ."

સપલ પોતાના હરીફનું નામ સાંભળીને વળી ઉશ્કેરાઇ આવ્યો. તેણે જાલ તરફ ગુસ્સાથી ઘુરક્યું.

"સરદાર અબદુલ રઝાક! એ શયતાનજાદાને કાંય ગરદન મારેછ? એ ચંડાળને માહરી અને મુમતાઝની વાતમાં નીશબત શું? મુમતાઝ કંઇ એ નાપાકને લીધે માહરાથી છુટી પડી નથી. પણ—પણ—"

જાલ કામાએ પોતાના મિત્ર તરફ આતુરતાથી જોયું.

"ઓ, હું સમજ્યો—ત્યારે ખરૂં કારણ શું છે?" તેણે પુછ્યું.

સપલે જાલના ચેહરા ઉપરથી પોતાની નજર ફેરવી નાંખી. જાલ તેનાં ચેહરા ઉપરથીજ તેનું ભીત્તર વાંચી લેતો હોય એમ તેને લાગ્યું

"મુમતાઝ અગાડની પરણેલી છે," તેણે ધ્રુજતે અવાજે કહ્યું, "હું બી એ જાણુતો હતો. એ વાત તેણીએ માહરાથી છુપાવેલી નહિ હતી. એનો એ વર વર્ષો થયાંની એને છોડી બેઠો હતો; પણુ ગયા વીકમાં તે નાપાક કેટેથી પાછો ફુટી નિકળ્યો છે કે જ્યારે હું——અમે બન્ને——તો એમજ માનતા હતાં કે તે મરી ગયલો હતો."

તે ઓરડામાં પાછી ચુપકીદી ફેલાઇ. જાલ કામા હવે તે પોતાના મિત્ર ભણી જોતો ન હતો. તે હવામાંજ પોતાની ચશ્મો ફેરવી રાખીને કંઈ વિચારમાં ગરક ગયો.

"અને તે વર," જાલે થોડો વાર રહીને ધીમેથી પુછ્યું, "તેને તેં, અલબત્તાં, જોયો તો હશેજ."

"નહિ, મેં નથી જોયો. જો હું જોવશ તો જરૂરજ તેનું માથું હું ભાંગી નાખશ," સપલ કાટગરાએ દાંતો પીસી મુકીને પોતાનો મોટો ગુસ્સો પ્રદરશીત કર્યો.

"સપલ, હવે એ ઉપર વધારે દીલ આજોર્દે કરવામાં કશી હાંશલ નથી. બી એ મેન, અને માહરી સલાહ માને તો એ મુમતાઝને તમામ ભુલી જા."

"જાલ, જો કોઈ આપણાં ફ્રેન્ડો પુછે, તો તું તેઓને ખરી વાત કહેજે," સપલે જરા વારે જાલને સમજાવ્યું, "અમારા સંબંધ વચ્ચે એ બ્રુટ સરદારનું નામ વચમાં ડોહવાય તે મને મુતલગ ગમતું નથી."

"ઓલ રાઇટ ઓલ્ડ ચેપ, હું ખરૂંજ કહેવશ," જાલે સધ્યારો આપ્યો, "પણુ સપલ, આજે રાતે તું ક્યાં જવાનો છે? આજે હું તદ્દન એકલો છું."

"નાટકમાં, માહરા થોડા જુના મિત્રોને લઈ જવાનો છું. કંઈ ચાન્સ ઉપરજ એ લોક મને મળી ગયાંછ. તું તેઓ વિષે જાણેછ, મેં એ મોદીવાળાંઓની વાત તાહરી આગળ કરેલી છે."

"બાઇ જોવ, યસ! નવસારીવાળા મોદી મીનારવાળાં. પહેલે આપણી દોસ્તી પડી ત્યારે તો તું એ લોકોને વાસ્તે ગાલ્લે ગાલ્લે વાતો કરતો હતો. પણ તેને કેટલા વર્ષ થયાં, સપલ?"

"ખુદાને ખબર," સપલે નિરાશીથી કહયું. "આજે રાતે મેં એક બોક્ષ રીઝવર્ડ કરાવેલો છે. એ લોકો આવવાના છે. પુટળાં તો મુંબઇ આવીને નાટકઘેલી બનેલી છે. પુટળાં યાદ આવેછની?"

"એ નામ મને ચોકસ યાદ છે, તાહરી ઓલ્ડ સ્વીટહાર્ટ નહી?"

"જ્યારે અમે ઝભલાંઓ ઉપર રમતાં હતાં ત્યારની."

"ઓ, એમ! તો આજે રાતે હું બી આઉં?"

"માઇ ડીયર ફેલો, જરૂર."

સપલ, જાલ આવવાના ખ્યાલથી, ખુશીજ થયો.

"મીસીસ મોદી તને ઘણું ગમશે. ઘણાજ ભલાં ને લાયકીવાળાં બાનુ છે."

"અને—પુટળાં?"

"ઓ, તે બી મજાની છોકરી છે, પણ હજી બી નાદાન છોકરીજ," સપલ કાટગરાએ બાર મુકીને જણાવ્યું.

———:૦:———

# પ્રકરણ ૫.

મોદીવાળાંઓ સાથ જાલ કામા ઇન્ટ્રોડયુસ થતાં સાથેજ હળી ગયો. ખાસ કરીને પુટળાં સાથ તેનું મન જલ્દીજ મળી ગયું અને તેઓ તરેહવાર વાતો કરવા લાગ્યાં. જાલ સપલની પુટળાં માટેની તેણીને ઓળખાવાની તે સહવારની ઠંડી રીતીથી જરા અચરત થયો. તેણે તો તેણીને એક છોકરીજ ગણી કાઢી હતી પણ તે કેટલી સુંદર હતી તે વિષે તો એક હરફ પણ તે ઓચર્યો નહિ હતો. પુટળાં, જાલ કામાએ જોયું કે, ખરેખરજ એક સ્વરૂપવાન સુંદરી હતી.

"તમે તો માહરા ફ્રેન્ડ સપલના માહરાથી બી ઘણાં વર્ષોના જુનાં મિત્ર છો!" જાલ કામાએ મધુરી પુટળાંને વાતમાં ઉતારી.

"હા," તે બોલી, "અમે નાના હતાં ત્યારે બહુ રમેલાં."

"તે તો જાણે જમાનાઓની જુની વાત," જાલે હસીને અરધું ટકોરથી અરધું ખરા મનનું કહ્યું.

તે મધુરીએ તેના બોલવાનો સ્વીકાર ગંભીરાઇથી કર્યો.

"ખરેખરજ, તે વાતને તો જાણે જમાનોજ વીટી ગયો," તે બોલી, અને પછી પોતાની માતા સાથ વાત કરતા સપલ તરફ તેણીએ પોતાની આતુર ચશ્મો ફેરવી. મી૦ કામા ખરેખર ભલા હતા. તેવણ સાથ વાત કરવામાં તે વાહલીને મજાહ પડતી હતી, પણ સપલ સાથ વાત કરવા તે મધુરી વધારે તલબગાર હતી.

"સપલે તમારે માટે મને એટલું બધું તો કહયુંછ કે જાણે હું તમને વર્ષો થયાંનો ઓળખતો હોઉં એવું મને લાગેછ."

"એમ કે," પુટળાં હસી પડી. તે ખબરથી તેણી ખરેજ ખુશી થઈ. જાલે જોયું કે તે મધુરીની મોહક ચશમો તે જાણીને આનંદથી નાચી રહી.

"એત્રણે તમને શું શું કહયું છ ?" તેણીએ જાણવા ચાહયું.

જાલ કામા હરયો.

"ઓહ, મોટી મીનારને લગતું. બધુંજ. ત્યાં એને કેવી ને કેટલી મજાહ પડી તે બધી બારીકે બારીક વીગત. તમારા માનીતા કુત્રાઓ અને પેલા બુઢા ઘોડા દોળાને માટે બધુંજ."

હવે તે તારૂણી પણ હસી પડી.

"દોળો ગયે વર્ષેજ મરી ગયો. બહુજ બુઢ્ઢો થઇને છેવટે તો બિચારાને દેખાતુંતુ બી નહિ. માહરી સાથ બહુજ પલોટાયલો હતો સપલ, તેની ઉપર સવાર થઇને ખેતરે ખેતર રખડતા હતા. સપલ નાના હતા ત્યારે એટલા તોફાની હતા કે આખ્ખાં ગામને બુમ પડાવે."

"સપલ, માહરા વિચાર મુજબ, એક ખરેખરો વન્ડરફુલ પરસન છે," જાલે ગંભીરાઇથી કહયું.

પુટળાં મોદી તે સાંભળી જરા અજબ થયલી લાગી.

"ખરેખર !" તે દીકરૂબાએ પુછયું, "કે તમે મને અમથીજ બનાવોછ ?"

જાલને તે તારૂણીનાં આ શબ્દોથી જરા વસમું લાગ્યું. "હું ખરૂંજ કહું છું." તેણે નરમાશથી કહયું, "મને સપલ ઘણોજ ગમે છે, જોકે તમે પીછાણો છો તેટલા બધાં વર્ષોનો તો હું એને પીછાણતો ગયો નથી."

"કેટલા વર્ષો થયાં તમે સપલને ઓળખોછ?" પુટળાંએ પુછ્યું.

"અમારી ઓળખ પીછાણ થયાંને પાંચેક વર્ષ થયાંછ. વખત પાણીના રેલાની માફક વહયો જાયછ એટલે કંઇ જણાતું નથી."

"અને તમે બી મુંબઈમાંજ રહો છો, મી० કામા?"

"હા, હું કોટમાં રહું છું."

"સપલની નજદીકમાંજ!"

"નહિ, સપલ તો કોલાબે રહેછ. એ તો મોટો માણસ પડયો એટલે એની મોટી વાત. હું તો ગરીબ માણસ છું."

"અને તમે સપલનાં મોટા બાઇ મેહેરનોશજીને ઓળખોછ કે? સપલ મશકેરીમાં કહે છે તેમ મહાન મેહેરનોશજીને?" પુટળાંએ હસીને પુછ્યું.

"એ મેહેરનોશજી શેકને એક વેળા મળવાનું માન મને મળેલું છે," જાલ કામાએ પ્રસંગની છાજતી ઢોંગી ગંભીરાઇથી જવાબ કર્યો.

"મને બી. તે વાતને વર્ષો થયાં. એવણ ઘણાંજ ફની છે નહિ."

"બહુજ," જાલે કબુલ્યું. તેને લાગ્યું કે મેહેરનોશજી કાટગરા માટે વપરાયલો તે શબ્દ ઘણો નમાળો હતો. આવો એક ભાઈ ધરાવવા માટે તે તો સપલની હંમેશાં દયા ખાતો હતો. આ બધી વાતો પહેલાં એકટના વીસામા વેળા પુર વેગથી ચાલી રહી હતી. પણ હવે નાટક પાછો શરૂ થયો એટલે તેઓની વાતમાં જરા ભંગાણ પડયું.

પુટળાં વાતો કરવાની ધુંધમાં વધારે હતી એટલે તેણીએ થોડો વાર રહીને પાછું ધીમેથી ચલાવ્યું.

"પરમ દિવસે અમે પેલી મશહુર મુમતાઝને પ્લે કરતી જોવા ગયલાં. એ બહુ ખુબસુરત છે નહિ?"

"હું ધારૂંછ કે એ ખુબસુરત છે."

"ધારોછ! ધારોછ શું બર્કુંછ. મેં તો એવી ખુબસુરત ઓરત બીજી કોઇ જોઇજ નથી." પુટળાંએ ખાતરીબર કહયુ. "સપલ બી એને ઓળખેછ. તમને પણ કાંઇ પીછાણ છે કે?"

"હા—જરા."

"તમારી વાત પરથી એમ લાગેછ, કે એ તમને ગમતી નથી." તે ચગોર બાળાએ તેને તુરત પકડમાં લીધો.

જાલ હસી પડયો. હસ્યા વિના તે રહી શકયોજ નહિ. "કદાચ તેણીને હું ગમનો નહિ હોવશ તેથી," તે બોલ્યો.

"એમ! તમે તેણીને નથી ગમતા?" પુટળાંએ જાલનાં ચેહેરા ઉપર પોતાની નજરો ઉડાળીને ગંભીરાઇથી કહયું. "મને તો તમે ગમોછ," તેણીએ નીખાલસપણે કબુલ્યું.

"થેંક યુ," જાલે તુરત જવાબ કર્યો. તેણે તે મંઝુરી તરફ જોયું નહિ. પણ તે જવાબ કરતાં તેનો અવાજ જરા બદલાયલો લાગ્યો.

બીજા એકટ વખતે જાલ સફાઇ વાપરીને જાઇજી મોદી આગળ બેસી ગયો અને સપલને પુટળાં પાસે બેસવાનો આગ્રહ કર્યો.

સપલ પોતાના મિત્રની આ વતણુંકથી સહજ અચરત થયો. તેણે આજે ખેલ ભાગ્યેજ જોયો હતો. તે પોતાનાજ વિચારોમાં મશગુલ બેસી રહયો હતો. બધા તેજ દાવાનલ દુઃખના વિચારો કે જે

આજે છેલ્લા થોડા દીવસો થયાં તે બાપડાને ખુબ પજવી ને સતાવી રહયા હતા.

સપલ કાટગરા પુટળાં પાસે જઇને બેઠો. તે ખુશમીઝાજમાં નહી હતો, તેમજ વાત કરવાના મુડમાં પણ નહી હતો. જાલ કામાએ વારંવાર તે બન્ને તરફ નજર ફેરવીને જોયા કર્યું કે તેઓ વચ્ચે કશી વાતચીત થતી નહી હતી. બન્ને મુગાં મુગાં સ્ટેજ ઉપર જોયાં કરતાં હતાં, પરંતુ પુતળાં વારે ઘડીએ સપલ ઉપર આતુર અને પ્રેમાળ નયનો ફેંકતી હતી.

જાલ કામાને આ જોઇને ઘણો ક્રોધ ઉપજ્યો. એ કમબખ્ત સપલ મુમતાઝમાં એવું તે શું આ પ્યારની પુટળી પુટળાં કરતાં વધુ જોતો હતો કે તે આ ઘડીએ પણ તે જુદ્દીન ઓરતનાં વિચારોમાં ગગેટાયલો બેઠો હતો. ખચ્ચીતજ તે મુર્ખો હતો, નાદાન હતો, આંધળો હતો કે તે છકેલ મુમતાઝના સ્વાથીં આવભાવ અને ટાપટીપની ખુબસુરતીને તે જોઈ શકતો ન હતો.

પુટળાં તેણીથી કેટલી જુદી હતી? તેણી કેટલી રૂપસુંદર હતી? ખરેખરીજ સંપુર્ણ સુંદરતા, કશા બી ટોયલેટ કે મેકઅપના ઉમેરા વીનાની. અને તેણી વળી કેવું દીલજીત હસતી હતી. માણુસો માટેના તેણીના વિચારો કેટલા પુખ્ત અને કેળવાયલા હતા. જાલ કામાને મનશે પુટળાં મોટી એક ખજાનો હતી, જ્યારે મુમતાઝને એક કોડીની કીમતની તે જાણુતો નકી હતો. મગર જાલ કામા જે નજરે આ બન્ને રમણીઓને જોઇ રહયો હતો તે સ્વચ્છ નજરે જોવાની આંખો કમબખ્ત સપલને નશીબે નહી હતી, એ જોઈ તે ભલો મિત્ર ખચ્ચીતજ પોતાના

મન સાથ સપલ માટે દુઃખી અને દીલગીર બન્યો. તે બારી આંખે જોઇ રહયો હતો કે સપલ સાથ વાત કરવા, તેને બોલાવવા, તેને હસાવવા પુટળાંનો જુવાન જીવ બહુ ભકભક થતો હતો. તેણીની મનોહર ચશમો માહેલો એક અદ્ભુત પ્રકાશ તે ભેદ જાલ કામાને કહી આપતો હતો. તે આંખો ખચ્ચીતજ મુમતાઝથી તો સો ઘણી વધારે સુંદર, નીર્મળ અને પાક હતી.

તે ખેલ ખતમ થયો ત્યારે જાલ કામા ખરાં મનથી ખુશી થયો. તેને નાટકો ઝાઝા પસંદ નહી હતા અને તેમાં વળી નાટકોને નામે જે ગમે તે છબરડાઓ થતા તે તેને રૂચતા નહી હતા.

થીએટરમાંથી બાહાર પડતાં જાલે પુટળાંને પુછ્યું, "મીસ મોદી, તમને આજનો ખેલ ગમ્યો કે?"

"હા. પણ તે દીવસના જેટલો નહી. મુમતાઝ જેવું કામ કરનારૂં આ કંપનીમાં કોઇ નથી." તે ભોલી રમણીએ મુકત કંઠે કબુલ્યું અને સપલનું જીગર મુમતાઝનું નામ સાંભળી પાછું વધતું જખમી થયું.

થોડા દિવસ પછી સપલે તે બંને મા—દીકરાને તાજમાં જમવા નોતર્યાં. જાલ કામાને પણ નોતરવામાં આવ્યો હતો. સપલનો તે ગાઇડ, ફીલોસોફર અને ફ્રેન્ડ હતો. સપલને તે કોઇક વેળા દીલ દુઃખવનારૂં પણ કહેતો મગર સપલ સારી રવેશે જાણતો હતો કે તે હરદમ તેના લાભમાંજ હતું. તે ભલા અને ખરા મિત્રને તેનો સ્વાર્થ અને લાભ પોતાના જેટલોજ વ્હાલો હતો.

તાજની ભભુક અને રોનકથી જવાન પુટળાંનો જીવ ખુશ ખુશ થઇ ગયો. મુંબઇ તેણી કવચીતજ આવી હતી અને વળી આવાં

અપ-ટુ-ડેટ હોટેલમાં જમવાનો તે ચાતુરીનો અનુભવ તો આ પહેલોજ હતો. સપલને મનશે તો બધું તે એકસરખું પુરાણું હતું. કઇનોબંધ વખત તે મુમતાઝને અહીં લાવ્યો હતો. તેણી સાથ ક્યકંઇ રંગો ઉડાવ્યા હતા.

તેઓ ટાહેલાં ચલાવતાં જમતાં હતાં ત્યારે તે મોટા ડાઇનીંગ રૂમમાં એક બે જણા દાખલ થયાં. સપલની નજર તેઓ ઉપર પહેલે પડી અને તેઓને જોતાં સાથજ તેનો દમ બંધાઇ ગયો. તેના ગળાં માહેલો ખુક ખુટયો. તેને ભારે અકરવકર થઈ આવી. તે બે મુમતાઝ અને સરદાર અબદુલ રઝાક હતાં.

---

## પ્રકરણ ૬.

જાલ કામાની નજર તેની પીઠ બારણાં તરફ હોવાથી તેઓને દાખલ થતાં જોઈ શકી નહી. મગર સપલના ચેહેરા ઉપર થયલા એકાએક ફેરફાર ઉપર તેનું ધ્યાન ખેંચાયું અને તેણે ઝડપથી ફરીને પાછળ જોયું.

મુમતાઝ* હવે ખુરશીમાં ગોઠવાઇને બેઠી હતી. તે બહુ ઠેરાબંધ ફેસ થઇને આવી હતી. તેણીની ગોરી ગરદન ઉપર એક હીરાનો નેકલેસ ઝળઝળી રહેલો હતો. જાલે ટેબલ તળેથી સપલનો પગ દાબીને તેનું ધ્યાન તેના અવતાર બેઅવતાર તરફ ખેંચ્યું. તેણે જોયું કે પુટળાંનું ધ્યાન સપલના ચેહેરામાં થયલા એકાએકી ફેરફાર ઉપર ખેંચાયું હતું. પોતાના મિત્રની તે સંકડામણને ટાળવાના હેતુથી જાલે

સફાઇથી પુટળાંને વાતમાં નાંખી દીધી અને સપલે તે અરસામાં પોતાના મનનું સમાધાન કરી લીધું.

જાઇજી મોદીજ બીચારાં એકલાં આ બધો નાસોગોસો સમજી શકયાં નહી. તેવણ બહુ સાદાં હતાં, સદા ગામડામાંજ વસેલાં હતાં અને ઘણીજ એકાંત જીંદગી હંમેશાં ગુજારતાં આવેલાં હોવાથી અકસર કરીને ભોલાં અને નીર્દોષ હતાં. શેહેરની મોજ મજાહો તેવણને જરા બી વ્હાલી નહી હતી. એ તો પોતાની જવાન દુખ્તરને ખુશ કરવા અને રાજી રાખવાજ માત્ર તેવણ આમ તેણી સાથ નાટકો અને ડીનરોમાં ઘસડાતાં હતાં. તેમાં વળી અનાયાસે સપલ કાટગરનો ભેટો તેઓને થઇ ગયો એટલે મુંબઇની દરેક મોજ મજાહોમાં તલ્લીન તે શોખીલા જવાને તેઓને તરેહવાર ઠેકાણે ફેરવ્યાં અને મુંબઇના અવનવા ખ્યાલો તેઓને આપ્યા. મધુરી પુટળાંએ તે બધી મોજો ખુબ ઉત્સાહ અને આનંદથી ભોગવી. સપલની સાથે કેડે પણ જવામાં તે વ્હાલીને અનેરી મોજ મળતી હતી.

ખાનું પુરૂં થતાં સપલ પોતાની ખુરશીમાંથી એકાએક ઉઠયો અને પોતાનાં મિત્રોની માફ માગી, મુમતાઝ જમતી હતી તે ટેબલ તરફ ગયો. તેને બહુજ ઠંડો આવકાર મળ્યો. સરદાર સાહેબે તો ગુડ ઇવનીંગનાંજ શબ્દોમાં તેને પટાવ્યો. અને મુમતાઝે પણ તેને ઝાઝું કાંઇ આપ્યું નહી.

સપલ કાટગરાને તે ઘણું વસમું લાગ્યું. તે વધતોજ જખમી બન્યો.

"મુમતાઝ, હું તમને ક્યારે મળવા આઉં?" ,તેણે તે સરદારનું પાકવવાનાજ ઇરાદાથી ખાસ મોટેથી પુછ્યું.

"આપને ગમે ત્યારે. માહરૂં મીસકીન મકાન આપનુંજ છે." મુમતાઝે હસીને ટુંકો અને ટચ જવાબ કર્યો. સપલે જોયું કે તેને ખેરવી નાખવાનો આ ચોખો ઇરાદો હતો એટલે તે ત્યાંથી તુરંત ચાલતો થયો. તે વધતો ક્રોધે ભરાયલો પોતાની ખુરશીમાં જઇ ગોઠવાયો. જાઇજી, પુટળાં અને જાલ વચ્ચે થતી વાતચીત ઉપર તેનું ધ્યાન મુતલગ લાગ્યું નહી. તેણે ગુપચુપ વાઇન સીપ કર્યા કર્યો.

"સપલ, એ તમે વાત કરી આવ્યા તે પેલી એકટ્રેસ મુમતાઝજ હતી નહી ?" પુટળાંએ તેને એકદમ ચુપ જોઇને જરાવારે ખાસ બોલાવ્યો.

"હા," સપલે ગભેટાયલે અવાજે કહ્યું.

"મને એને મળવા ઘણું ગમતે," તે ભોળી બાર્જએ પોતાના દીલની ઇચ્છા સાવ ભોલાઇથી પ્રદર્શીત કરી.

"છટ, મીસ મોદી, એવાંઓને મળવાનુ તમારાં જેવાંનું કામ નથી," જાલ કામાએ તુરતજ પોતાનો અભિપ્રાય આપ્યો.

"બરાબર છે." જાઇજી મોદીએ પણ તેને તુરત ટેકો આપ્યો અને એ બધું સાંભળીને સપલનો ક્રોધ માયો સમાયો ગયો નહી. તે છેડાયલો જવાન પોતાંના મિત્ર ઉપર વધતોજ છેડાયો.

પછી જાઇજી અને પુટળાંને તેઓના હોટેલમાં પોહોંચાડી દઇને તે બન્ને મિત્રો પોતાને ઘરે જતા હતા ત્યારે સપલે પોતાનો ઉભરો ખાલી કર્યો.

"જાલ, મને તાહરી ઉપર ઘણોજ ગુસ્સો ચઢેછ."

"કાંય ?" જાલે કંઇ જાણુતોજ નહી હોય તેમ પુછ્યું.

"મુમતાઝને માટે તેં મોદીવાળાંઓને ભડકાવ્યાં કાંય? એ તાહરી વર્તણુક ઘણીજ નમોજી છે."

"તો બી તદ્દન ખરી," જાલે કહ્યું. "એ બે છોકરીઓ વચ્ચેનો ફરક હીરા અને પથ્થર જેટલો મોટો છે. મીસ મોદી મુમતાઝ સાથ ઇનટ્રોડયુસ થયાને ખરના નથી. એ બન્ને જુદીજ દુન્યાંનાં પંખેરાંઓ છે."

"હશે," સપલે ખમરીને કહ્યું, "મુમતાઝ તને પહેલેથીજ અણગમતી છે ને મને લાગેછ કે તેથી ઉલટું આ પુટળાં તને મનગમતી થઇ પડેલી છે. મને મીસીસ મોદી ઘણાં પસંદ છે, પણ માર ગોળી એ વાતને. આજની સાંજ બહુ ડળ ગઈ નહી!"

એક પળ તેઓ વચ્ચે ચુપકીદી ફેલાઇ.

"સપલ," જરા વાર રહીને જાલ કામાએ ધીમેથી કહ્યું, "જો તાહરા વિચારો ખરેખરજ એવા હોય તો પછી હું એ મોદીવાળાંઓથી દુરજ રહેવશ. ખાસ કરીને મીસ મોદી સાથ વધારે વાત કરવાથી હું પરહેજગ્જ રહેવશ."

સપલ કાટગરા ચાલતો ચાલતો અટકી ગયો. તે પોતાના મિત્ર ભણી ફર્યો.

"એ તું શું બકેછ?" તેણે જાણવા માંગ્યું. તેની આંખો ગુસ્સાના ચમકારા મારી રહી હતી, "હું પુટળાં ઉપર ધ્યાન આપું એમ. કાંય?"—તે એકાએક હસી પડયો—"એ તો હજી એક બચ્ચું છે."

"વેરી વેલ, સપલ, તાહરૂં કામ તું બરાબર જાણે. મને તેમાં વાસતો નથી. પણ, સપલ—"

"કેમ શું કહેછ?" સપલે જરા અકડથીજ સવાલ કર્યો.

"મુમતાઝ તાહરી સાથ હમણાં કંઇ બોલી કે ? કંઈ ખાસ અગતનું."

એક અકુદરતી હસવું સપલે કાટગરા હસ્યો.

"કંઇજ નહિં. તદ્દન દુખરાયલી હતી. મને જરા બી કોહુ આપ્યુંજ નહિ. જાલ, એ મને શું કહેવાની છે, એમ તું ધારતો'તો!" તેણે એકાએક પ્રશ્ન કર્યો.

"કંઇજ નહિં ! તો બી તુ જાણેછ કે બાહર શું બોલાયછ તે?"

"શું બોલાયછ?"

"કે એ સરદાર અબદુલ રઝાક સાથ અદરાઇછ."

સપલનો દમ ગુંગળાતો લાગ્યો. જાલે તે જોયું અને તેનું દીલ પોતાના મિત્ર માટે દયાથી દાઝી ગયું.

"અલબતાં, એ બી ગરબછાંટ હશે," સપલના મનનું શાંતવન કરવા માટે તેણે માયાથી તુરત ઉમેર્યું.

"પહેલે નંબરની ગરબછાંટજ," સપલે જુસ્સાથી કહ્યું, "એ હડહડતુ જુઠાણું છે. મુમતાઝ એ સરદાર સાથ પરણીજ. કેમ શકે કે જ્યારે એનો વર તો જીવતો છે!"

"ખરેખર ! જો એનો વર જીવતોજ હોય તો તો એમ બનેજ નહિ," જાલ કામાએ તુરતજ કબુલ્યું. તે શબ્દમાં સમાયલો ભેદી ભાવાર્થ સમજી જતાં સપલને વાર લાગી નહિ. તે ઝનુનથી બોલી પડયો.

"તું કહેવા શું માંગેછ ? તું કંઇ જાણતો હોય તો કહી દે અને નીકાલ લાવી નાખ."

"હું કંઇજ જાણુતો નથી. મેં તો જે સાંભળ્યું તે તુને કહ્યું."

"આ હયાં ત્યાંની ગલીચ નીંદા," સપલે બબડ્યું.

તે બન્ને મિત્રો થોડાક વાર સાથે ગુપચુપ ચાલ્યા કર્યા.

"તું એને વીસરી જતો કાંય નથી, સપલ," જાલે ધીમેથી સુચવ્યું. "એ કંઇ દુન્યામાં એક પુરીજ ઓરત નથી. માહરૂં માન ને તાહરી જીંદગીમાંથી એને સદાબરી વિસારી મુક."

"જાલ, એમ એવી વાત કરવી તાહરે માટે સહેલી છે. દરેક ચીજ કાંઈ એમ સહેલાઇથી ભુલાઈ શકાતી નથી. ને લુક હીઅર, મેં તુંને એક વખત કહ્યુંની કે મુમતાઝે મને લટક આપી છે. તું તાહરૂંજ કામ કાંય નથી કરતો?"

---

## પ્રકરણ ૭.

પોતાના સઘળા ઠરાવો છતાં બીજી બપોરે પ્યારવેલો સપલ જાલ કામાને જબરદસ્તીથી ખેરવી નાખીને મુમતાઝને મળવા તેણીને મકાને ગયો.

તેણી એકલી નહિ હતી. થીએટરને લગતાં બીજાં અરધો ડજન માણસો ત્યાં બેઠેલાં હતાં કે જે સર્વ સાથ સપલને પીછાણ હતી. તેઓ તરેહવાર વાતો ચલાવી રહયાં હતાં. સપલ હંમેશાં તો એવી વાતોમાં ઘણો રસ લેતો હતો, પણ આજે મામલો કાંઇ જુદોજ હતો. મુમતાઝને એકલી મળવા તે ટવળતો હતો, ત્યારે તે બધાંઓ તો ખુશાલ રહેલાંઓ સટાકા મારીને હંમેશ કરતાં પણ જાસ્તીજ ચલાવતાં હતાં.

સપલે ઠરાવ કર્યો કે મુમતાઝને મળ્યા વિના તો આજે અહીંથી જવુંજ નહિં. અને તે કસદ અનુસાર સપલ તે બધાં કારામાંય ટહેલાંઓ પટયાં ત્યાં તુલીક પોતાની ખુરશીમાં ચીટકીજ રહયો.

મુમતાઝે આવકાર તો સપલને આજે મજાહનો આપ્યો હતો. સપલને તો એવું લાગ્યું કે ઘણો માયાળુ, મગર કોઇ ચતુર જોનાર ઝટ જોઈ શકતે કે તે મોહમેદન બાળા તેનાથી બીહીધેલી દીસ્તી હતી અને તેને મળવા આતુર બીલકુલ નહિ હતી, પણ પ્યારઘેલા સપલને એ બધું બારીકાઇથી નિહાળવાની આંખો નહિ હતી.

તે તો તેણીને ચાહતો, પુજતો હતો; તેણી તે જાણુતી હતી: તેણી માટે તે કંઇપણ કરવા ખાહેશમંદ હતો એ વાતની બી તેણીને જાણ હતી; કાંય ત્યારે તે તેનાથી એમ બીહધેલી લાગતી હતી ?

છેલ્લામાં છેલ્લું માણુસ પટી રહયા પછી સપલ પોતાની ખુરસીમાંથી ઉછળી ઉઠયો અને મુમતાઝ તરફ ધસ્યો.

"મુમતાઝ, શું તું મને જોઇને જરા બી ખુશી નથી ?" તેણે કરગરતે અંવાજે સવાલ કર્યો. તેના ચહેરા ઉપરના કકલાટનો છાપ જોઇને મુમતાઝને ઘડીભર દયા આવી. તેણીએ પોતાનો નાજુક કર તેનાં ખભાં પર મુકયો.

"હું તમને જોઇને હમેશ ખુશીજ થાઉં છ, સપલ; તમે તે જાણોછ. આપણે મિત્રોજ થઇને રહીશું, જો કે—જો કે—"

સપલ તેણીને વળગી પડયો અને તેણીનાં સુંદર મુખડાને કીસીઓથી ભરી નાખ્યો.

"ડારલીંગ !"

તેણીએ તેને દુર કર્યો.

"સપલ, પાગલ પોર્યા, શું તુ સુધરવાનોજ નથી?" તેણીએ અધીરા અવાજે કહયું.

સપલ ખસીયાણો પડેલો જરા દુર થયો. ઘડીભરની ગાલેબ આવેલી ખુશીની ઘેલછા તેના દીમાગમાંથી સરી પડી. તે પાછો નાશાદ, નામુરાદ બન્યો, તેણી તેને માટે દરકાર કરતી નહિ હતી; તેણી તેમ શબ્દો વાટે બોલી નહિ હતી પણ તેણીના અવાજ ઉપરથી તેમ ચોકખું માલમ પડતું હતું. તેણીએ તેને આજે મળવા માંગ્યું નહિં હતું. હમણાંબી તેણી એવુંજ ઇચ્છતી હતી કે તે ત્યાંથી પટે. સપલને એકાએક તેના મિત્ર જાલ કામાએ ગઈ રાતે કહેલી વાત યાદ આવી. તેણે મુમતાઝ તરફ એક ઝડપી નજર કરી અને એકાએક પુછયું. "મુમતાઝ, તું જાણેછ, બાહર શું ગપ ઉડી રહીછ તે?"

મુમતાઝે પોતાની આંખો અને ખભાં સહેજ હીલાવ્યાં.

"ગપના શું ટોટા છે? પણ વળી એ નવું શું છે?" પણ આ બોલતાં તેણીનો અવાજ જરા લથડયો. તેણીની ચશ્મો બહુ આતુર બની.

"બાહર બોલાયછ, કે તું સરદાર અબદુલ રઝાક સાથ અદરાઇછ," સપલે મુમતાઝના ચહેરાં ઉપર ટગર ટગર જોતાં કહયું, તેણી માટે તે બહું કટોકટ પળ હતી.

"એમ!" તેણી બોલી. "કેટલું રમુજી!"

તેણીએ પોતાની નજરો નીચી નમાવી દીધી અને કંઇ જાણતીજ નહિ હોય તેમ એ વાત અખાડા કરી જવાની તજવીજ કરી. પરંતુ

સપલ તેણીની નજદીક ગયો અને તેણીનો ચહેરો પરાણે ઉઠાવ્યો. "શું એ ખરૂં છે?" તેણે મુંઝાતા અવાજે પુછ્યું. તેનો દમ જોશમાં ચાલતો હતો. તેનાં દાંતો કચકચી રહ્યા હતા.

મુમતાઝ ધ્રુજી પડી. તેણી સપલથી દુર હટી ગઇ.

"સપલ, તમે કેટલા ઘાટકી બનોછ. મ્હારૂં જડબું કેટલું દાબીને તમે પકડયું."

"મને જવાબ આપ, શું એ ખરૂં છે?"

સપલને લાગ્યું કે મુમતાઝ તરફથી તે સવાલનો કશો જવાબ મળનારજ નહિ હતો. પણ તેટલાં મુમતાઝ તેની સાંમે ટટણુખાર ઉભી થઇ, તેના ચહેરામાં સીધું જોયું, અને પછી સાવ બેપરવાહીથી કહ્યું, "હા, એ ખરૂં છે."

એક બહું લાંબી ભયંકર ચુપકાદી હવે તે રૂમમાં ફેલાઈ રહી.

સપલ તે જવાબ સાંભળીને હોશકરાંમોશ બની ગયો. તેને લાગ્યું કે દુન્યા જાણે આખી ડુબી જતી હતી. તે બહેરો આંધળો બની ગયો હોય એમ તેનું મગજ ભમતું હતું.

ઘણે વારે તે ભાનમાં આવ્યો અને લથડતી ઝબાંને તેણે સવાલ કર્યો, "અને ત્યારે તેં મને બધુ જુઠુંજ સમજાવેલું—ત્હારા વરને માટે. મને છોડીજ દેવા એ જુઠાણું ચલાવેલું.

"જો તમને એમ લાગતું હોય તો એમ ધારો," મુમતાઝે ઠંડો એકદર જવાબ કર્યો.

સપલ કાટગરા આંધળા ભીતની માફક ત્યાંથી નિકળી જવા માંગતો હતો. એક છાકટા મનુષ્ય જેવો તેનો [illegible] હતો. તે

બારણા તરફ ધસ્યો, અને તે ઉઘાડવા જતો હતો તેટલાં મુમતાઝે તેનાં ભણી દોડી આવી તેને તેમ કરતાં રોકયો.

"સપલ, એમ ના જા—સલામ કર્યા વગર પણ તું ચાલી જાયછ. આપણી મિત્રતા તુટી ગઇ નથી—આપણો બીજો સંબંધ ખલાસ થયો તો શું ? સપલ, હું હમેશાં તને ચાહતી હતી, તે તું જાણેછ; પણ હું તાહરી સાથ પરણીને ગરીબાઈ વેઠી શકવાની નથી અને તેથીજ, સપલ, તેથીજ આ પગલું મેં ભર્યું છ. મને ગરીબાઇ માટે ધિક્કાર છે."

સપલ એક પુટળાં મફાક થંભ ઉભો રહયો. મુમતાઝનો લવારો તેણે સાંભળ્યો હતો કે કેમ તે વિષે કોઇ શકમાં પડે એટલો બધો અવાચક.

તેણે એકાએક મુમતાઝનો હાથ પોતાના હાથ ઉપરથી ખસાડી નાખ્યો.

"મને જવા દે, ખુદાને ખાતર મને જવા દે," તે ધસારાબંધ ત્યાંથી નિકળી પડયો. મુમતાઝે તેને રોકવાને એક નિષ્ફળ કોશીશ કરી જોઇ. તેનાં નામના પોકાર કરતી તે દાદર તુલીક ગઇ પણ તે તો ધસ્યોજ બાહર નિકળી ગયો.

સપલ કાટગરા ગયો; અને મુમતાઝને હવે લાગ્યું કે તેણીએ તેને એમ હરકાટી કાહડવામાં તેણીની સ્વાર્થી જીંદગીની સૌથી મોટામાં મોટી ભુલ કરી હતી.

---

## પ્રકરણ ૮.

સપલ સરઅસર દીવાનો બનેલો જેવો ધરધર કરતો મુમતાઝનો દાદર ઉતરીને બાહર રસ્તામાં નિકળી પડયો અને પછી એક બાજુ જઇ

વિચારમાં ઉભો. મુમતાઝની લટકથી તેને ઘણું લાગ્યું હતું પણ આજે તો તે બેવડો જખમી થયો હતો. પેલા નાપાક સરદારને માટે, તેને હસ્તકનાં ધનના દમામાઓને માટે મુમતાઝે તેને આમ ત્યાગી દીધો હતો તેથી તેને વધતું લાગ્યું. અને વળી આવું એક ભયંકર જુઠાણું કરીને તેણીએ તેને એક મુર્ખો બનાવ્યો હતો. એક સાવ મુર્ખો! તે તેણીની એ ચાલબાજી જીંદગી તુલક ભુલી જવાનો નહિ હતો.

તેને બહુ નિરાશી ઉપજી. તેની જીંદગીમાં હવે શું બાકી રહ્યું હતું? શું આશા, શું ઉમેદ તેનાં જીવનને સફળ બનાવવા મોજુદ હતી? કોઇ તેને ચાહનારૂં રહ્યું ન હતું, કોઇ તેની દરકાર ધરાવતું નહિ હતું, કોઈ તેને માંગતુ નહિ હતું.

એક નજદીકના બારમાં તે ઘુસ્યો. બ્રાન્ડીનો એક પેગ લીધા પછી તેનું ઉશકેરાયલું મગજ કંઇ શાંત થતું લાગ્યું. બીજા પેગે તેનામાં કંઇ નવુંજ જોર અને નવી આશાઓ આણી. લાગેલો શૉક તે હવે વિસરવા લાગ્યો અને તેની જગ્યા ગુસ્સાએ લીધી.

તે તેણીને કદી માફ કરશે નહિ; જીંદગીભર તેણીને ભુલશે નહિ.

તે તદન બેબફામની પુરવાર થઇ હતી. તેના મોટા પ્યારને તમામ નાલાયક. તેણી એક સંગદીલ સ્વાર્થી ઓરત જાહેર થઇ હતી. નાદાન નિર્દોષ પુટળાંના દીલપરના એક બાલમાં જેટલી દયા અને ભલી લાગણી હતી તેના સોમા ભાગ જેટલી પણ આ ખુબસુરત મક્કારનાં આખાં તનબદનમાં નહિ હતી.

પુતળાંનો ખ્યાલ થતાં તેણે જાલ કામાના શબ્દો યાદ કર્યાં, જાલ કામા તો મુર્ખો હતો. તે પુતળાં માટે શું બોલતો હતો તેનો

કાંઈ તેને વધલો ઓછો વિચાર નહિ હતો. બેશક તેઓ બાળપણમાં સ્વીટસ-હાર્ટસો હતાં, પણ તેઓ વચ્ચે તેથી કાંઇ વધું હસતી ધરાવતું હતું એમ માનવું બેજા હતું.

પણ તેણે યાદ કર્યું કે પુટળાં તેને જોતાંજ સાથ હંમેશાં ખુશ ખુશ અને ગોલાબી ગોલાબી બની જતી હતી; તેણીની મનોહર ચશ્મોમાં કંઇ અજબ પ્રકાશ નાચતો જણાતો હતો. અને તે યાદે તેને થોડીક હિંમત આપી. પુટળાંને તે ગમતો હતો. પુટળાં કાંઇ મુમતાઝની કાની કદી વર્તનાર નહિ હતી, પુટળાં......સપલ કાટગરા ઠકાડ દેતો કે ખુરસી ઉપરથી ઉઠી ઉભો થયો. દારૂના પૈસા ચુકાવી આપ્યા અને બાહર આવી તુરત એક પસાર થતી ટેક્ષીને બોલાવી અને તુરત તેમાં સવાર થઇ હોટલ મેજેસ્ટીક તરફ હંકરાઇ ગયો.

સપલ કાટગરાને હાલમાં કોઇની દવા અને દીલશોજીની ઘણી જરૂર હતી. હાલમાં કોઇની કંપનીની તેને ખાસ અગત હતી. મુમતાઝને મકાનેથી તે પારાવાર વધતોજ જખમી થયલો અને નાશાદ બનેલો નીકળ્યો હતો. અને તે વેદના આપતા જખમો ઉપર શાંતિ ફેલાવનારા કોઇ ખુશકારક ઇલાજની આવશ્યકતા બેશક હતી.

તે હોટેલમાં આવ્યો ત્યારે મીસીસ મોદી તો ડાકટરને ત્યાં ગયલાં હતાં અને પુટળાં એકલીજ હતી.

"સપલ--" તેને જોતાં સાથજ તે રૂપસુંદરી અણહદ ખુશાલીથી પુકારી ઉઠી.

સપલ કાટગરા શેકહેન્ડ માટે લંબાવેલા હાથ સાથ તે તારૂણી તરફ ધસી ગયો.

"હું એટલો જલદી પાછો આવ્યો તેથી કંઇ તને અડચણ તો નથીની, પુટળાં? પણ હું તદ્દન કાયર થઇ ગયલો છું—છેકજ કંટાળી ગયલો છું." તેણે ખુલાસો કરવાની જરૂર જોઇ.

મધુરી પુટળાંના હૈયાં તો સ્વર્ગનાં આનંદો અનુભવી રહયાં હોય એટલાં ખુશાલ બની રહયાં હતાં. તે બોલી બાર્જ પોતાની લાગણીઓને છુપાવી શકતી ન હતી. તેણીનો સુંદર ચેહેરો તે આબાદ બધું કહી આપતો હતો. સપલે શેકહેન્ડમાં પકડી રાખેલો તેણીનો નાજુક કર તેણીએ જરા વારે છોડાવવાની તજવીજ કરી.

'પુટળાં, રહેવા દે," સપલે આજુજીથી કહ્યું. તેની લાગણીઓ તો ઉશકેરાયલી હતી અને તેમાં વળી બ્રાન્ડીનાં પેગોએ ઉમેરો કર્યો હતો. તે તે મધુરીને તે ઓરડાની એક દુરની બારી આગળ ખેંચી ગયો. તે શું કરતો હતો તે તે ભાગ્યેજ સમજતો હતો.

એકાએક તેણે પુછ્યું, "પુટળાં, તું માહરી સાથ પરણશે?"

એક તીક્ષ્ણ ચુપકીદી ત્યાં ફેલાઇ. પુટળાંનો નાજુક ખુબસુરત ચેહેરો તમામ ફીકકો મારી આવ્યો. તેણીની નરમાશવાળી ચશમોમાં કંઈ અજબ ફેરફાર થઇ રહયો.

"તમારી સાથે પરણું!" તેણીએ તેના શબ્દોના ધીમે સાદે પડઘા કર્યા. "તમારી સાથ પરણું!" તેણી પાછું પટપટી. "ઓ સપલ!" તેણી પોતાનો દમ મુશકેલીથી લેતી જણાઇ. "પણ—પણ તમે મને ચાહતા નથી." તેણીએ એક દયામણા બબડાટ સાથ પુરું કર્યું.

સપલનું માથું ફરી ગયું.

"હું તને ચાહું છું," તે બોલ્યો. "હું તને ઘણીજ ચાહું છું. હા કહે, પુટળાં, હા કહે. આપણે ઘણાજ સુખી થઇશું. આપણે બાળપણમાં મિત્રો તરીકે જેટલાં સુખી હતાં તેટલાં."

નીર્દોષ પુટળાં ગભરાઇ ગઇ. તેણીને મનશે તે બધું નવું હતું. કોઇએ તેણીને કદી ચાહી નહી હતી. કોઇએ તેણીને કદી કીસીઓથી નવાજી નહી હતી સીવાય કે સપલ કાટગરાએ મોદી મીનારના કમપાઉન્ડમાં રમતાં તેણીને ખાસ પજવવાજ જબરાજબરીની ચુમીઓ તેણીને અનેકવાર લીધી હતી. પુટળાં તે એકાએક સુખથી અર્ધ બેફામ જેવી બની ગઇ. સપલને મુંબઇમાં જોયા પછીથી આ ઘડીની ટગર તેણીએ ધણી કરી હતી. પણ તે એટલી જલદી આવી કે તેણીને હોસફરામોશ કરી મેલી.

સપલે તે રૂપસુંદરીને પોતાની નજદીક ખેંચી. તેણે તેણીના સુંદર આંખોને જુસ્સાથી ચુમ્યા.

"હા કહે, પુટળાં." તેણે પાછું વીનવ્યું; પણ જવાબ માટે હવે તે થોભ્યો નહી. બહુજ અધીરો પડી જઇને તેણે પુટળાંને પોતાની છાતી સાથ જબરીથી દાબી દીધી અને તેણીના હોઠો અને ગાલો ચુમીઓથી ભરી મુક્યા.

પુટળાં રડી પડી. આ એકાએક ધસારાથી તે આજેજ આવી ગઇ. એક પળ અગાઉ તો એવી કોઇ વાતનો સ્વપ્નો પણ તેણીને થયો ન હતો; અને હમણાં તો તેણીનું સુંદર સર સપલ કાટગરાની છાતી ઉપર ટેકવાયલું હતું, અને તેણી તેના હાથોમાં ગીરફતાર હતી.

"રડ ના." સપલે સમજાવ્યું. "રડ ના—હું ઘણો ઉતાવળ્યો થયો. હું છેઉંજ એવો મુર્ખો. પુટળાં, તું શું બહુ બીધી?"

સપલ હવે જરા શાંત પડયો હતો એટલે તેણે શું કર્યું હતું તેનો વિચાર હવે તેને આવ્યો. એક ઠંડી ધ્રુજની તેના આખા તન-બદનમાંથી તે વિચાર સાથ પસાર થઇ ગઇ.

તેણે આ છોકરીને ચુમી હતી, તેણીને પોતા સાથ પરણવા પુછયું હતું, ને તો બી તે તેણીને ચાહતો નહી હતો. તેણી માટે તેને પુરાણી લાગણી હતી પણ તે તે વખતના જેટલીજ ઉપર ટપકેની અને નાદાન, વધતું કશુંજ નહી. દીલગીરીએ તેના ઉપર ગલબો કર્યો.

"રડ ના," તેણે પુટળાંને પાછી સમજાવી. "શું તું એમ ઇચ્છેછ કે હું અહીંથી ચાલી જાઉં? ઓ! તું ના રડ, ડીયર."

પુટળાંએ પોતાની ચશમો લુછી નાંખી.

"હું એ બધું સુખનુંજ રડી," તેણીએ ડચકાંઓ ખાતાં કહ્યું, "ઓ સપલ—હું તો તાહરી ઉપર કુરબાન છું."

તે શબ્દો સપલને ઘણુજ કરૂણામય લાગ્યા. તેણે પોતાના હોઠો પીસી મુકયા. તેણીની આસપાસ વીટાળેલા હાથો ખીસાડી મુકયા.

"હું તાહરે લાયકનો ખરેખર તો બીલકુલ નથી." તેનાથી બોલી પડાયું.

તેને લાગ્યું કે તે ખરૂંજ બોલ્યો હતો. તેને શરણુ થયલાં આ નીર્દોષ પવિત્ર પંખેરાં આગળ તો તે તમામ બદબાદજ હતો. પુટળાં આંસુઓથી ભરેલી આંખો સાથ તેની તરફ જોઇ રહી હતી. તેણીનાં પરવાલાં સમ હોઠો આનંદથી ધ્રુજી રહયા હતા.

"સપલ, મમાં શું કહેશે?" તે મધુરી પટપટી, "અને મી૦ કામાબી."

સપલ કાટગરા હસી પડયો. તેણી કેટલી નીર્દોષ હતી, એક તમામ બચ્ચાં જેવી. મી૦ કામા શું કહે તેની સાથ તેણીને નીશબતજ શું હતી?

તે બોલી ભાર્જા પણ મી૦ કામા માટે કાંય બોલી હતી તે સમજી શકી હતી નહી, પણ મી૦ કામા સાથ પીછાણ પડયા પછી તેણીને સપલનો તે ફાસ્ટ ફ્રેન્ડ ઘણો ગમતો થયો હતો અને સપલ સાથ પરણ્યા પછી તે તેણીનો બી દોસ્ત થશે એ વિચારથી તે તારૂણી વધતી ખુશી હતી.

જરાવાર ત્યાં કઢંગી ચુપકીદી પંથરાઈ. સપલે પાછી કીસ કરવાની કોશેષ કરી નહી. તે પાછો તેણીને અડયોબી નહી. તે કાંઇ જુદાજ ખ્યાલમાં પડયો હતો. મુમતાઝના હાથની માંગણી તેણે કરી હતી તે વખતનો વિચાર તે હમણા કરતો હતો. થીએટર ઉપરથી પાછા જતી વેળા દોડતી ટેક્ષીમાં તેણીએ તેને કબુલ્યો હતો અને તે વેળા તો તે આનંદ ઘેલોજ બની ગયો હતો. તે ખ્યાલ પાછો સપલે હમણાં કર્યો અને પછી તેણે દીલગીર વદને પુટળાં ભણી જોયું. ગરીબ બીચારી! તેણીનાં મનમાં તો કશોજ ખતરો નહી હતો. તેણી તો આનંદથી હસી રહી હતી. સપલની આંખો સાથ તેણીએ પોતાની મનોહર આંખો મેળવી, અને પોતાનો રૂપાળો ચહેરો ઉંચો ઉઠાવીને ઉલટ ભર કહયું, "મને કીસ કર, સપલ."

સપલ ફરજીઆત વાંકો વળ્યો અને તેણીના ગાલો ઉપર એક નરમ બકી ભરી. તેણી તેને વળગી પડી.

"સપલ, તમે મને ખરેખરજ ચાહોછની?" તેણીએ મોટી આતુરતાથી સવાલ કર્યો.

સપલ કાટગરા તે સુંદર આંખો સાથ પોતાની નજર મેળવી શકયો નહી. તેણે તે બીજી દીશાએ ફેરવી નાંખતાં, "હા, માહરી વ્હાલી" એટલુંજ કહ્યું.

*　　*　　*　　*

સપલ કાટગરા તે રાતે પોતાને મકાને બહુ મોડેથી ગયો. મીસીસ મોદીએ તેને જમવા જબરીથી રોકી રાખ્યો હતો. બાઇજી મોદી પણ સપલની માંગણીથી ઘણા રાજી થયાં હતાં. તેવણની એ ઉમીદ તો હતીજ પણ એટલી જલદી તે ફળીભુત થશે એવી વકી તેવણ રાખતાં નહી હતાં. તેવણે હરખભેર સપલ અને પુટળાંને ચુમીઓ કરી અને પોતાના ભરાં અંતઃકરણના રૂડા આશીરવાદોથી તે બન્ને બચ્ચાંઓને નવાજ્યાં.

સપલ કાટગરા જ્યારે ઘરે પાછો ફર્યો ત્યારે બહુ મોડું થયું હતું છતાં તેનો ફ્રેન્ડ જાલ કામા તેને માટે ખોટી થતો ત્યાં બેઠેલો હતો. સપલ તેને જોઇને રાજી તો સહજ બી થયો નહી. તે આજે કોઇને પણ મળવા ઇંતેજાર નહી હતો.

"હલો જાલ, કેમ કયારનો આયોછ ?" તેણે પુછ્યું.

"સાંજનો હયાંજ પડી રહેલો છું. મટલાએ કહ્યું કે તું આજે અહીંજ જમવાનો છે એટલે તું આવશેજ એમ ધારીને બેસી રહયો."

"રાઇટ, પણ મને મોદીવાળાંઓએ રોકી રાખ્યો. તું જમ્યો કે."

"હા, તાહરી વાટ જોઇ જોઇને મટલાએ મને જમાડયો," જાલ કામાએ જવાબ કર્યો અને પછી પોતાના મિત્રના ચહેરા ઉપર ટગર ટગર જોયા કર્યું.

"કેમ શું છે? મ્હારાં મોહના ઉપર કંઈ હીરા જડયાછ શું?" સપલે છેડાઇને પુછ્યું.

"નહિ, પણ તું એમ ખાઉંકરડું જેવો કેમ થઇ રહયોછ, જરા મીઝાજ પાધરો રાખની."

"સઉ ઠીક છે. જાલ, પણ મને તને એક વધાઇ કહેવાની છે. કાલ પરમ તું કોઇને મોંઢે જાણે તે કરતાં તો માહરેજ મોંઢે સઉથી પહેલી સમજે તો ઠીક." સપલ એટલું બોલી અટકી ગયો.

"શું છે?" થોડા વાર રહીને જાલે સવાલ કર્યો.

"આઇ એમ એનગેજ્ડ," સપલ બોલ્યો, "પુટળાં મોદી સાથે."

પાછી ત્યાં ચુપકીદી ફેલાઇ રહી. જાલ કામા કાંઇજ બોલ્યો નહિ અને તે જોઇ સપલ કાટગરાનો મીઝાજ બરખેલાફ થયો.

"વેલ, તું કંઇ બોલતો કેમ નથી," તેણે જાણવા માગ્યું, "આવા ખુશ સમાચાર સાંભળવાની આ રીત કે? બોલની, કંઇ બોલતો કેમ નથી?" તણે પાછું ગુસ્સે થઇને પુછ્યુ.

"સપલ, તને ગોળી મારવી જોઇએ"

પાછી તે રૂમમાં ઘણી કઢંગી ચુપકીદી ફેલાઇ રહી. જાલના બોલવાથી સપલનો ગુસ્સો બહુ વધી ગયો.

"તુને ગોળી મારવી જોઇએ." જાલે પાછું કહયું. તે પોતાની બેઠકમાંથી ઉઠયો, અને બારણા તરફ ચાલ્યો, "ચાલ, હું જાઉંછ."

"હીયર—કમ બેક! ક્યાં જાયછ? તું કહેવા શું માગેછ?" સપલે તેને રોકયો. તે શરમીંદો બનેલો હતો, તેનો અવાજ સહેજ ધ્રુજતો

થયો હતો. જાલ કામાએ તે પોતાના મિત્ર ભણી ખરા દીલના તુચ્છકારથી જોયું.

"હું તાહરાથી ધરાઇ ગયો," તે બોલ્યો, "આટલી હદ સુધીનો તું સ્વાર્થી અને ધિક્કારવાજોગ ઇસમ છે એ જોઇને મને કમકમાટ છુટેછ. હું—પણ જવા દે. તાહરી સાથ વધુ વાત કરવામાં કંઈ સાર નથી," અને એટલું બોલી જાલ કામા તે રૂમનું બારણું ખોલી બાહર ચાલી ગયો.

પોતાના જાની મિત્રની આ લપડાકથી સપલનો ચેહરો ચીતરવા જેવો થઇ રહયો. જાલ કામાને એમ બોલવાનો કે એવી રીતી અખત્યાર કરવાનો હકજ શું હતો. તે જો ચાહય તો પુટળાં સાથ તો શું પણ બીજી અરધો ડજન છોકરીઓ સાથ એક સામટો બી અદરાય તેમાં જાલના બાપનું શું ગયું ? પણ શું કોઇ એમ નહિ ધારશે કે પુટળાંને ફસાવવા વાસ્તે તેણે એક બહુજ નમોજી ટ્રીક વાપડી હતી, તેણે તેમ કરવામાં એક ઘણુંજ તીરસ્કારી કાઢવાજોગ કામ કર્યું હતું; કોઇ શું—

"ડેમ ઇટ ઓલ !" સપલ કાટગરા તે દીલઅકળાવનારા ખ્યાલોની યાદોની તે પરંપરાને વધુ લંબાવવાના ખ્યાલથી ગભરાઇ જઇને પોકારી ઉઠયો.

તે સુવા ગયો. પણ ઉંઘ તેનાથી આજે દુર ભાગી હતી. તેને બધા તે ને તેજ વિચારો આવતા હતા. તે પાછો અદરાયો હતો. એક વેળા તે પોતાની ચાહેલીને અદરાયો હતો. આજે તે પુટળાં સાથ ગોઠવાયો હતો. કે જે તેની બાળપણના વખતની સ્વીટહાર્ટ હતી, કે જેને પછીથો વર્ષો થયાં તેણે જોઇ બી નહિ હતી. તેણે મનથી અજબ થતાં ખ્યાલ કર્યો કે પુટળાં શું એમ માનતી હશે કે તે તેને ચાહતો હતો.

તેણે પોતાના મનને મનાવવાની કોશીશ કરી કે તે પુટળાંને ચાહતો હતો અથવા તો પરણીને ઠર પડયા પછી તો જરૂરજ ચાહવાનો હતો. મર્દો પોતાની પરણેતરને તો હંમેશાં ચાહે છેજ. સારા મર્દનું તો એ લક્ષણ હોવું જોઇએ.

તેણે એમ પોતાના મનને મનાવ્યું બલકે મનાવવાની તજવીજ કરી પણ તેજ વેળા તેના મિત્રો અને પીછાણવાળાઓના ડજનોબંધ અસુખી લગ્નોની યાદ તેને પજવતી આવી, મગર તેવું તેના બાબમાં તો બનનાર નહિ હતું. તે તો પુટળાંને ચાહવાનોજ હતો. શું પુટળાં ચાહવાજોગજ એક પુટળી નહિ હતી? તેણી તેને કેટલી હદની ચાહતી હતી કે તે તેણીને ચાહતો હતો એમ જાણતાં સાંજેજ આજ તેને વળગી પડીને પુષ્કળ રડી હતી.

વળી મુમતાઝના વિચારો અને તેની લટકના ખ્યાલો પણ સાથો-સાથે તેને આવ્યા કર્યાં અને એમ તે આખી રાત કોરા ઉજાગરા-નીજ નીકળી.

બીજી સહવારે મોડેથી તે મોદીવાળાંઓને મળવા હોટેલમાં ગયો, પણ તે બન્ને માં દીકરાં કેથે બાહર ગયલાં હતાં. પુટળાં તેને માટે એક મેસેજ મુકતી ગઇ હતી કે બપોરે તેઓ સાથ જમવા તેણે આવવું.

સપલ હોટલમાંથી પાછો ફર્યો. અને કંઇ ખાસ કામ ન હોવાથી ચાલતો ચાલતો તાર ઓફીસ ઉપર આવ્યો તેણે હજી માહન મેહેર-નોશજીના કાગળનો કશો જવાબ કર્યો નહિ હતો, તેથી નીચલો કેબલ તેણે પોતાના વડા ભાઇ ઉપર મોકલ્યો.

"કાગળ મળ્યું. નવસારીવાળાં જાઇજી મોદીની પુટળાં સાથ અટકાયો છું. તમે તેણીને ઓળખો છો. સપલ."

તે કેબલ મોકલાવીને તે પોતાના રૂમ ઉપર પાછો ફર્યો, બપોરના ત્યાંજ જમ્યો અને પછીથી પાછો હોટલ મેજેસ્ટીકમાં આવ્યો.

તે લંચ ઉપર ન આવ્યો તેથી મધુરી પુટળાં જરા ખફા થઇ હતી પણ તેણીની તે પળભરની ખફગી તે દીલબરને જોતાં સાથજ ઉડી ગઇ. તેણીથી હરખથી હસાઇ જવાયું. ઠપકાનો એક શબ્દ બી તે મધુરા હોઠો વાટેથી બાહર પડી શક્યો નહિં.

"મને બીજું એનગેજમેન્ટ હતું તેથી નહિ અવાયું. આઇ એમ સોરી, પુટળાં! પણ તું હમણા માહરી સાથ બાહર આવેછની. હું તુને એક વીંટી અપાવવા માગુંછ."

"હું મમાંને કહીને આય આવી. મમાંની તબીયત બીલકુલ સારી નથી." તે તારૂણીએ મોટી ઇંતેજારીથી કહયું, 'સપલ, મને હમણા હમણા એમ લાગેછ, કે મમાં દહાડે દહાડે નખાતાંજ જાયછ. જો કે એવણ મને નાહિંમત કરવા એવું કંઇ બોલતાં તો નથી."

પણ સપલને એ વાતમાં કંઇ હમણાં રસ પડયો નહિ. તેણે તુરતજ અડાવ્યું કે બાઇજીને કશું નહિ હતું. તેવણ તો મજાના રાતા માતાં દીસ્તાં હતાં. પુટળાં એ સાંભળીને ખુશી થઇ. તેણી પોતાની માવીતર ઉપરથી ઘણી વીહીલી પડતી હતી, તેથી ઉલટ પામેલી તેણી બાઇજીની રજા લેવા તુરત દોડી, અને થોડાજ વારમાં ડ્રેસ બદલીને પાછી આવી.

તેઓ પુટળાંની ઇચ્છાથી ચાલતાંજ ચર્ચગેટ સ્ટ્રીટમાં એક મોટા ઝવેરીને ત્યાં આવ્યાં અને એક સુંદર વીંટીની પસંદગી તે બન્નેએ એકામતીથી કરી.

ત્યાંથી નિકળી તેઓ ચા માટે મોનજીનીને ત્યાં ગયાં.

"પુટળાં," ચા પીતાં પીતાં સપલે એકાએક સવાલ કર્યો. "આપણે જલ્દી પરણી કાંય નહિ જાઇએ ?"

સુંદર પુટળાંનો મધુરો મુખડો આ સાંભળીને લાલ ચનોટી જેવો થઇ ગયો.

"પણ, સપલ, હજી આપણા અદરાયાને દહાડા કેટલા થયા?" તેણીએ ધીમેથી પુછ્યું.

"હું તે જાણુંછ પણ હવે જાસ્તી વખત શું કામ કાઢવો જોઇએ? જો તાહરી મરજી હોય——"

તેણીની મરજી! તેણી તો એકે પગે તૈયાર હતી. જો બની શકતું હોય તો તેજ મિનીટે બી તેણી તેની સાથ પરણી જાય.

"પણ મમાંની મરજી જાણવી જોઇએ ને વળી તમારા મોહટા ભાઇ મેહેરનોશજીનીબી રજા લેવી જોઇએ," તે બોલી.

'મહાન મહેરનોશજી ઉપર મેં આજેજ સહવારે તાર કર્યો છે."

"ખરેખર!" તે મધુરીએ ખુશીથી ચમકારા મારતી આંખોએ પુછ્યું. "હાઉ સ્વીટ ઓફ યુ, સપલ. એવણ ખુશી થશે કે?"

"એ ડોસાજી કઇ ચીજથી ખુશી થાયછ કે એ જાણીને થશે." સપલે જરા હસીને કહ્યું.

"હા કહે, પુટળાં." તેણે આગ્રહથી પાછું જરા વારે વીનવ્યું. "જો તું હા કેહશે તો જાઇજી માયને વચ્ચે બોલવાનું કારણ રહેશે નહિ.

આપણે આજ કાલના અદ્રશાયક્ષાં છઇએ એ ખરૂં પણ આપણી પીછાણ તો લગભગ જીંદગીભરની હોવાથી તું મને બરાબર પીછાણેછ."

તે રૂપસુંદરી ચેહેરામાં પાછી ગોલાબી થઇ આવી.

"સપલ, મને એક વાતની બીહીક છે. એમ સમજ કે તને પાછળથી એમ લાગે કે—કે તેં ભુલ કીધીછ—" તેણીની મનોહર ચશ્મોમાં ઝલઝલ્યાં ભરાઇ આવ્યાં.

સપલ દબાઇ ગયો. તે મધુરી ચશ્મોમાં તે જોઇ શકયો નહિ.

"આપણે બહુજ સુખી થઇશું." તેણે લગભગ ગુસ્સાથી કહ્યું. "જો તું મને ચાહશે તો."

"તમે જાણોછ, સપલ, કે હું તો તમને દીલના દીલથી ચાહુંછ."

"તો પછી હા કાંય નથી કહેતી?" સપલે પાછું વીનવ્યું.

અંતે પુટળાંએ હા ભણી. તેમાં ખોટું કશું ન હતું એમ તેણીએ વિચાર્યું. જો સપલ તેણીને ચાહતોજ નહિ હોય તો પરણવા માટે એટલો આતુર કાંય બને? તેણીને તે કહેતો હતો તેમ તેણી તેની સાથ પરણીને બહુ સુખીજ થવાની હતી.

"જાઇજીમાયને હું કહું કે તુંજ તેવણ સાથ એ વિષે વાત કરશે, પુટળાં."

"મને લાગેછ, સપલ, કે હુંજ પહેલી વાત કરૂં."

"વેરી વેલ," સપલે છુટકારાનો એક દમ ખેંચ્યો.

જાઇજી માયથી તે એક રીતે બીહીતો હતો. નાનપણથીજ તે ડોસાં તેનું ભીત્તર વાંચી લેવામાં ઘણાં કુશળ હતાં અને તેથી હમણાં તેવણની

માયાળુ આંખો સપલનાં અંતઃકરણનો બાતેન ભરમ રખે જાણવા પામે, કે પુટળાંને પરણવામાં તો એક બીજી ઓરતને ભુલી જવાનો તેનો વિચાર હતો; એક બીજી ઓરતને એવું બતાવવાનો તેનો મનોરથ હતો કે તે તેણીની પરવાહ તેણી જેટલી ધારતી હતી તેટલી ધરાવતો નહિ હતો. તે આમ ખરા અંતઃકરણથીજ માનતો હતો. મગર તે છુપાવવું બી જરૂરી તો હતુંજ. તે પોતાને મનથી સંતોષ લેતો કે પુટળાંને પરણીને તેણીને સુખી કરીને તે પણ સુખી થશે.

"હું મમાંને આજે રાત્રે કહેવશ," દીલજીત પુટળાંએ હોટેલ તરફ પાછાં ફરતી વેળા કહયું, "અને તેવણ શું કહેછ તે હું તુને ફોનથી કહેવશ."

તેઓ હોટેલમાં આવી લાગ્યાં. જાણેજી મોદીવાળા ઓરડામાં કંઇ ધમચકરી ચાલી રહી હોય એવું જણાતું હતું. હોટેલનો મેનેજર તેઓને ચાલમાંજ મળ્યો અને સપલને એક બાજુએ તેડી ગયો.

"કેમ શું છે?" સપલે અતી આતુરતાથી સવાલ કર્યો.

"તમારા લોકના ગયા પછી મીસીસ મોદી ઘણા બીમાર પડી ગયાંછ. મેં ડાકટરને બોલાવેલા છે. ડૉકટરે મને તમને ચેતાવી રાખવા કહયુંછ, કે જેથી આય યંગ લેડીને એકદમ શૉક નહિ લાગે."

પુટળાં તેઓની પછવાડે ચાલી આવી હતી.

"શું છે?" તેણીએ જાણવા ચાહયું. તેણીએ સપલ પરથી મેનેજર ઉપર અચરતીની નજર ફેંકી. સપલે તેણીનો હાથ પોતાના હાથમાં લીધો.

"તાહરા મમાંની તબીયત ઠીક નથી, ડીઅર. ડૉકટર આવેલા છે. નહિ, તું એમથી ના ગભરા; બીહીવા જેવું કાંઈ નથી. હું તાહરી સાથે આઉંછ."

પણ તે વહાલસોઈ દીકરી બોલી નહિ. એક હરણીની ઝડપથી તેણી પોતાના માતાના રૂમમાં દોડી. ત્યાં ડૉકટર અને નર્સ ઉભેલાં હતાં. સપલ તેણીની પછવાડે ધસડાયો, સપલને જોઇને ડૉકટર બાહર આવ્યા.

"મીસીસ મોદીના તમે કોઇ સગા થાઓછો કે?" તેણે પુછ્યું.

સપલ જરા ખંચાયો.

"હું—હું મીસ મોદી સાથ એનગેજડ થયલો છું." તેણે કહ્યું, "પણ ડૉકટર કંઇ સીર્યસ તો નથીની."

તે ડૉકટરે બીમારના બીછાના તરફ નજર કરી. પુટળાં બીછાના આગળ ગુઠણુમંડીએ પડેલી હતી.

"મને કહેતાં બહુ દીલગીરી ઉપજેછે કે મીસીસ મોદી મરતાં જાયછે," પુટળાં સાંભળે નહિ તે ખાતર ડૉકટરે બહુ ધીમાં અવાજે કહ્યું, "ઘણુંજ તો એકાદ બે કલાક કાહડશે. મેં એવણને બચાવવા માહરાથી બનતું બધુંજ કીધુંછે. હાર્ટ ટ્રબલથી એવણ પીડાતાં હોવાં જોઇએ."

સપલ કાટગરા તમામ ફીકકો મારી ગયો.

"ઓ માઇ ગૉડ," તે ફક્ત એટલુંજ બોલ્યો. તે શૉક ખાઇ ગયો. તે માની શકયોજ નહિ. તેણે જાઇજી મોદીના બીછાના આગળ ફસડાઇ પડેલી પુટળાં તરફ નજર કરી.

"પણ એને—પુટળાંને—એ કોણ કહેશે?" તેણે લથડતા જીભે પુછ્યું.

"હું ધારૂંછ કે તમેજ કહો તો ઠીક."

"હું ! ઓ, એ માહરાથી નહિ બને, હું—" તે લાચારીથી અટકી પડ્યો.

"તમારા સીવાય બીજું કોણ એવું છે જે એને કહેશે," તે ડૉકટરે જરા કરડાઇથી હવે કહ્યું.

પુટળાં તેઓના અવાજ સમજીને બીછાના આગળથી ઉઠીને તેઓ આગળ આવી. તેણી બેહદ ઉદાશ થઇ ગઇ હતી. પણ ખરી વાતનો સ્વપ્નો બી હજી તેણીને ન હતો.

"મમાં સુતેલાં છે, સપલ. નર્સ કહેછ કે એવણ બેશુધ્ધ થઈ ગયાંછ. ઓ ! હું જ્યારે જાણતી'તી કે એવણની તબીયત ઠીક નથી ત્યારે માહરે બાહર જવું નહિ જોઇતું'તું. હું એ માટે મને માફ કરી શકવાની નથી. પણ એવણ જો નિરાંતે ઉંઘાશે તો ઓલરાઇટ થઈ જશે."

સપલ કાંઇ બોલ્યો નહિ. તેણે તે દીલરૂબા ભણી જોવાની હિંમત પણ કરી નહિ. તે પોતાના હોઠો કરડીને ધ્રુજતો ઉભો. સારે નશીબે ડૉકટર સપલની મદદે આવ્યો

"મીસ મોદી, તમારાં મમાંને એવા ઍટેક આગળ થયલા છે કે ?"

પુટળાં વિચારમાં પડી.

"છેલ્લું થોડુંક થયું એવણની તબીવત ઠીક રેહેતીજ નથી. અવારનવાર થાકી જવાની કમ્પલેન્ટ કર્યાં કરતાં'તાં અને એક વખત છાતીમાં દુખારો થવા માટે પણ બોલેલાં, પણ—" તેણી અટકી પડી. તેણીએ ડૉકટર અને સપલના ચહેરામાં ડધાઇને જોયું અને પછી સપલનો હાથ પકડી બોલી, "સપલ !"

સપલે તેણીને પોતાની બાજુમાં લીધી. તે ખોખરે અવાજે બોલ્યો, "પુટળાં, એવુણ ઘણાં બીમાર થઇ ગયાંછ, માહરી વ્હાલી—"

તે આગળ બોલી શકયો નહિ. તે ઘણી રીતે નાહાન હતો. પુટળાંને હિંમત અને મદદ આપવા બદલ તેને ઘણું મન થયું કે તેને બી તેણીની સાથ રડીજ પડવું.

સપલનાં નહિ બોલવા છતાં પણ પુટળાં ખરૂં પામી ગઇ. તેણી તેની બોરદુમાંથી હટી ગઇ. પોતાના હાથો તેણીએ પોતાની છાતી ઉપર દાબી દીધા. તેણીની ચશ્મોમાં અણુહદ ગમખારી પ્રગટી નીકળી.

"મમાં—ઓ માહરાં મમાં," તેણી બોલી, અને પછી નજદીકની એક ખુરશીમાં બેફામ જેવી ફસડાઇ પડી.

---

## પ્રકરણ ૯.

---

જાલ કામા પોતાના રૂમમાં લખતો બેઠેલો હતો ત્યારે સપલનો અરજંટ મેસેજ આવ્યો. હોટેલના એક નોકર પાસેજ તે ચીઠી મોકલી આપવામાં આવી હતી. જાલે તે વાંચી.

"ખુદાને ખાતર એકદમ આવ. મીસીસ મોદી એકાએક ગુજરી ગયાં છે, અને માહરા સીવાય હયાં દેખરેખ રાખનાર કોઇજ નથી."

"જાઇજી મોદી ગુજરી ગયાં!" જાલ કામા માનીજ શકયો નહિ. ટુંક મુદતની પીછાણ છતાં જાઇજી મોદીના ભલા ગુણો અને મીઠાં

સ્વભાવનો તે એક વખાણનાર બન્યો હતો અને વળી થોડાજ દિવસની વાત ઉપર તો તેવણ જેવાં જોઇએ તેવાં સાહજાં હતાં. સપલ કંઇ ભુલ તો કરતો નહિ હોય.

તે તુરત તૈયાર થઇને હોટલમાં દોડયો. તેણે જોયું કે મીસીસ મોદી ખરેખરજ ગુજરી ગયાં હતાં, અને સપલ તમામ એબાખરો મારી ગયો હતો. ગઇ રાતનો તે સપલ સાથ વધેરીને નીકળી આવ્યો હતો પણ તેનો વિચાર તે ભલા જવાને હાલમાં દાનેશમંદીથી મુતલગ કર્યો નહિ. પોતાથી બની શકતી દરેક મદદ તે પોતાના મિત્રને આપવા તે ઘણો આતુર હતો.

"સપલ, બહું બુરૂ બન્યું." જાલે કહયું,

"મને તો કંઈ સમજજ પડતું નથી." સપલ બોલ્યો, "કાલે રાત્રે તો એવણ કેવાં મજાહનાં હતાં. કોઇને સ્વપ્નો બી નહિ હતો કે—" તે રડી પડયો. "ગરીબ બીચારી પુટળાં," તે જરાવાર રહી બોલ્યો, 'રડી રડીને અરધી થાયછ. એને માટે આપણે શું કર્યે?"

"મીસ મોદી કયાં છે?" જાલે સવાલ કર્યો. તેને તે વ્હાલી છોકરી માટે અતી ઘણું લાગી આવ્યું.

"ખચ્ચીતજ તેણીની હાલત બહુ દયા ખાવાજોગ થઈ પડીછ. એના રૂમમાં છે. એને એની માયના શબથી છુટુ પાડતાં અમને મહા મુશીબત પડી. જાલ એક કલાકમાં તો મેં જીવતુ દોજખજ અનુભવ્યુંછ." સપલે કહયું.

જાક જરા ગુસ્સે થયો.

"તું શાંનો એટલો બધો અકળાઈ જાયછ? મીસ મોદીને ત્યારે શું થતું હશે? તેણી--"

પણ આ વખતે પુટળાંજ તે ઓરડામાં આવી. તેણીએ તે બન્ને મર્દો તરફ જાણે તેઓને પીછાણી શકતી નહિ હોય તેવી ખાલી આંખોએ જોયું. તેણીનો ચેહરો તમામ ફીકકો ને ઉતરી ગયલો હતો, આંખો ડોહવાઇ રહેલી હતી, પણ જાકે જોયું કે તેમાંથી આંસુનુ એક ટીપું પણ ખર્યું નહિ હતું. જાક તેણીની નજદીક ગયો. તેણીનો હાથ પોતાના હાથમાં લીધો અને ઓરડાની અંદર તેણીને લઇ આવ્યો. સપલબારી આગળ જઈ ઉભો. તે જવાનને મોહતનો ખ્યાલ કે મોહતના દેખાવનો કદી અનુભવ થયો નહિ હતો. તે આજે પહેલવહેલું જોઇને હેબતાઇ ગયો હતો. તેને મનશે દુન્યા એક ભયંકર ઉથલપાથલથી ડોળી રહી હતી. બધુંજ હતું ન હતું થઈ રહયું હતું. જીંદગીને તેણે સદા રંગીલી અને ખુશાલ માની હતી. તે કેટલી કઠણ અને ભયંકર હદની હતી તે હવે તે જોઇ શકયો.

જાક કામા પુટળાંને દીલાસો આપતો હતો તેથી તે ખરેખ ખુશી અને તેનો ઉપકારી થયો હતો. પુટળાં સાથ તેનો ગુજારેલો છેલ્લો એક કલાક એક ગજબ જેવોજ હતો. તે રડતી રૂપસુંદરીને સમજાવી લેવા તે બીલકુલ નિષ્ફળ નિવડયો હતો. શું કહેવું, શું કરવું તે તેને સુજયું નહિ હતું. તેણી તદન એકલી પડી હતી. તેણીનું કો સગુ વ્હાલું પણ ન હતું. એક મામા હતા પણ છેક કલક-તે. પુટળાંના કહેવાથી તેણે તે મામા ઉપર તાર કર્યો હતો.

જાલ કામાએ પુટળાંને ધીમે ધીમે શાંત પાડી. સપલ દુરથી તે જોઈ રહયો હતો. થોડો વાર રહી પુટળાં ધસાંધસ રડી પડી. તેણીને રડતી સપલ જોઇ શકયો નહિ. તે તેણીની નજદીક ગયો અને તેણી આગળ જમીન ઉપર ફસડાઇને બેઠો. તેણીના હાથો પોતાના હાથોમાં લીધા. તેની આંખોમાં પણ આંસુઓ હતાં,

"રડ ના, પુટળાં, તું એટલી બધી રડ નાં," તેણે કગળતે અવાજે કહ્યું.

પુટળાં સપલને વળગી પડી. તેનું માથું તેણીએ પોતાની છાતીમાં દાબ્યું. અને દુ:ખથી ચીરાઇ જતાં જીગરે રડતી બોલી, "સપલ, સપલ હવે માહરું કોઇ રહ્યું નથી, કોઈ કોઇજ નહિ."

સપલે તે વ્હાલી દીલબરના હાથો પ્રેમથી દાબ્યા. "પુટળાં, હું છેઉની," તેણે ઘણાં નરમાશથી તે વ્હાલીને કહ્યું.

---

## પ્રકરણ ૧૦.

---

"મટલા, યુ ગધ્ધા, સાંભળેછ કે?" સપલ કાટગરાએ ખીજવાઇને બાંગ મારી.

"હા, સાહેબ. બોલો, સાહેબ." મટલાએ સામન નુછવાંના કામમાંથી ચમકીને અટકી જઇને કહ્યું.

"પરમ દહાડે માહરાં લગ્ન છે." સપલે કહ્યું.

"હા, સાહેબ, વારૂં સાહેબ! મુમતાઝ સાથે કે?" મટલાએ ધીમેથી સવાલ કર્યો.

એક પળ ત્યાં ચુપકીદી ફેલાઇ પછી સપલ બહુ તીખાસથી બખાળી ઉઠયો, "નહી, યુ ડોનકી, મીસ મોદી સાથે—એક મીસ પુટળાં મોદી સાથે. સાંભળી મરેછ કે નહી; આવતી પરમ દહાડે માહરાં લગ્ન છે."

"વારૂં સાહેબ, હું તમો મહેરબાનને દરેક સુખ ઇચ્છુંછ, પણ સાહેબ, હું એમ પુછું કે પછી તમને માહરી નોકરીની જરૂર છે કે?"

સપલે ધુરકીને તે નોકર ગમ જોયું.

"અલબત, તે માહરી તાહરા જેટલી ખાતરદારી કરનારૂં બીજું કોણ છે. કેમ! સહવારમાંજ કંઇ ચઢાવ્યોછ કે શું? કેમ એવા ઘેલા ગાંડા સવાલ કરેછ. માહરાં લગ્ન ચુપચુપજ કરી નાંખવાનાં છે, કેમકે મીસ મોદીન માય હમણાંજ બેહેસ્તનશીન થયલાં છે તે તો તું જાણેછ."

સપલે જોયું કે તેનો આ નવા ધડાકાથી મટલો અચરતજ થ ગયો હતો. અને તે હયરત બને તેમાં કાંઇ નવાઇ નહી હતી. સપલ મુમતાઝ સાથના પ્યારના ઘેલાંચેડાં તે કારભારીએ ઘણાં દીઠાં હત એટલે આ ખબર એકાએક સાંભળીને તે ઘણોજ અજબ થયો.

"અને, મટલા—"

"બોલો, સાહેબ."

"ફરીથી માહરી આગળ મુમતાઝનું નામ નાં દેતો. સમજ્યો કે

"બરાબર, સાહેબ."

"વેરી વેલ; ચાલ, હવે અંહીથી પટ!" સપલે કહ્યું અને મટલો ત્યાંથી ચુપચુપ ચાલતો થયો.

સપલ એકલો પડેલો પાછો વિચારમાં પડયો. પરમ દીવસે! પરમ દીવસે સર્વનો અંત આવી જશે.

ગરીબ બીચારી પુટળાં! જાઇજીના મરણથી તેણી છેકજ નખાઇ અને ફેરવાઇ ગઇ હતી; તેણી ઉમ્મરમાં પણ વધુ દીસ્તી હતી; વધારે વિચારવાલી અને થાવકી બની હતી. તેણીનું બેરીકરૂં મધુરૂં હસ્વું ઘણું કમી થઇ ગયું હતું અને તેણીનો નિર્દોષ પટપટારો ખુદ સપલ સાથે પણ ઓછો થઇ ગયો હતો. મગર સપલને તો તે કોમલાંગી દુન્યાભરના હેતથીજ ચાહતી હતી; તેણી હવ તમામ એકલવાઇ પડી હતી એટલે સપલ ઉપરનો તેણીનો પ્યાર અને ફીદાગીરી બેવડી બની હતી. સપલે તે જોયું હતું અને તે જોઇને તે વખતો મુંજાયો હતો. તે તેણી સાથ સુખી થવા તો માંગતો હતો, ચાહતો હતો, પણ—પણ તેના ભુલાયલા પ્યાર મુમતાઝના ખ્યાલ તેને સંતાપતા અવારનવાર તેને યાદ આવતા હતા.

ફરીથી તે મુમતાઝને મળ્યો ન હતો કે ફરીથી તેને જોઇબી ન હતી. તેણીએ જ્યારનું કબુલ કર્યું હતું કે તેણીએ તેના મોટા પ્યાર કરતાં તેના હરીફના પૈસાની કીમત વધતી આલા જાણી અને માની હતી, ત્યારથી તેનું દીલ ઘણું ખારૂં મારી ગયું હતું. તે ફરીથી અદરાઓ તે વાત શું મુમતાઝ જાણતી હશે? ને જો તેણી જાણતી હોય તો તેણીને તે માટે કંઇ લાગતું હશે?

તેના આ નવાં જોડાણથી કોઇ નહી ને તેના વડીલ ભાઇ મહેરનોશજી બહુ ખુશ થઇ ગયા હતા. સપલના તારના જવાબમાં તુરતજ

વાળતો તાર આવ્યો હતો કે તેવણુ એ સમાચાર સાંભળીને બહુ રાજી થયા હતા અને સપલના માસીક મુસારામાં ધરખમ વધારો કરવાની તુરતા તુરત ગોઠવણ કરનાર હતા.

સપલ કાટગરા તે તારના આ છેલ્લા ભાગથી ખુશી થયો હતો. પૈસાની મારામાર તેની ખરચાલ ટેવોને લીધે તેને અવારનવાર પડતી હતી તે દુર થશે એ વિચારથી તે રાજી થયો હતો. પણ મુમતાઝ— —તેણે ડહાપણથી વિચાર કર્યો કે હવે મુમતાઝનો ખ્યાલ કરવો પણ તેને માટે પાપ જેવુ હતું. તે પુટળાંને પસંદ કરી ચુકયો હતો અને તે પોતાની પસંદગી પછી કોઇ પરાઇ ઓરતનો વિચાર બાંધવો એ ના રવા હતું.

સપલ એવા વિચારોમાં ગરક હતો તેટલાં મટલો તે રૂમમાં પાછો આવ્યો.

"સાહેબ, કોઇ બાઈ મળવા આવેલાં છે."

"શું ? કોઈ બાઇ ? કંઈ ભુલ હશે. કોઇ બીજાને મળવા માંગતાં હશે."

"નહી, સાહેબ. તમનેજ, ને તે બાઇ મુમતાઝબાઈ છે."

સપલ વિચારમાં પડી ગયો.

મુમતાઝ! તે પોતાના મન સાથ બબડયો, "મુમતાઝ!" તે ચેહેરામાં પાછો રાતો મારી આવ્યો. તેનું હૃદય ધપકારા મારી રહ્યું. એક પળ પછી તેણે કહયું, "તેને અંદર મોકલ."

મુમતાઝ આવી. તે બહુજ સુંદર વસ્ત્રો ધારા મુજબ સજીને આવી હતી. સપલને લાગ્યું કે તેણી આટલી ખુબસુરત તો તેની નજરમાં આગળ કદી જણાઇ નહી હતી.

મુમતાઝે હસીને શેકહેન્ડ માટે પોતાનો રૂપાળો કર સપલ પાસ ધર્યો.

"સપલ." તે ફક્ત એટલુંજ બોલી.

એક પળ સપલને મન થઇ આવ્યું કે અગાઉની માફક તે વ્હાલીને પોતાના હૈયાં સરસી ચાંપી મુકે, પણ પછી તેને ભાન આવ્યું. તે જરા પાછળ હટયો. તેના તનબદનમાં ધ્રુજની ફેલાઈ રહી.

"તું અંહી કાંય આવી?" તેણે લથડતી ઝબાંને પુછ્યું.

તે દીલરૂબા હસી પડી. એક ઘણું દીલઝીત ચીત્આકર્ષક હસવું.

"સપલ, એમ કાંય! મને જોઇને તું જરા બી રાજી કાંય નથી? મેં તો ધાર્યું'તું સપલ કે મને જોઇને તું ખુશીમાં ઉછળી પડશે." તેણી સપલની નજદીક ધસી આવી ને તેને વ્હાલથી વળગી પડી.

સપલ કાટખરા લાંકડાં જેવો થઇને ઉભો. તેણે તેણી તરફ જોયું નહી. પણ તેનું હૃદય તો અંદરથી ઉછાળાઓ મારી રહયું હતું. તેને લાગ્યું કે તેનો દમ ગુંગળાતો હતો.

એક પળ તે દીલરૂબા સપલને એમ ચુપકીદીમાં વળગી રહી. પછી તેણે પોતાની અજબ થયલી મનહર ચસ્મો સપલ ભણી ઉઠાવીને જોયું.

"શું તું મને માફ નહી કરશે એમ, સપલ?" તેણીએ મીઠાશથી પુછ્યું.

મુંમતાઝ તેની ગોદમાંથી બાજુ હઠી, તેની સામે સીધી ઉભી અને તેના ચેહેરામાં ટગર ટગર જોવા લાગી પોતાના નયનોના સપલ ઉપરના કાબુ માટે તેણી જાણતી હતી એટલે તેનું કામણ તેની ઉપર ચલાવવાનો તેણીએ પ્રયોગ કર્યો. પણ સપલે પોતાની નજર ફેરવી દીધી.

"મારીનો સવાલજ નથી," તેણે કહ્યું, "તેં મને લટક આપીછ. મને મુકી છુટવા માટે એક હડહડતું જુઠું બાહણું કાઢ્યું. એ પછી મારીની ગરજજ શું છે?"

એક પળ તે મધુરી શરમીન્દગી બની ગઇ અને પછી પાછું હસી પડી. તેણીએ સપલનો ચેહેરો પોતાનાં હાથોમાં પકડયો, અને નજદીક થઇને તેના હોઠો ઝડપથી ચુમ્યા.

"હું ઘણી દીલગીર છું, સપલ," તે બોલી અને તેના તે સાદમાં દીલગીરીનો છાપ ખરેખર છવાયલો માલમ પડતો હતો. "હું કહી શકું તે કરતાંપણ વધુ દલગીર છું. મને માફ કર, સપલ. મને પુરતી શીક્ષા થઇ છે. હું ઇચ્છુંછ કે તું જાણે કે છેલ્લાં થોડા દીવસો થયા હું કેવી બેચેન ને બેકરાર જીંદગીએ જીવીછ."

સપલ પુટળાં પેરે ઉભોજ રહયો. પોતાની આંખોમાં એક ડરામણી બીહીક સાથ તે તેણી ભણી જોઇ રહયો. મુમતાઝની આંખોમાં આંસુઓ ઉભરાઇ આવ્યાં હતાં.

એક પળ પછી સપલ કંઈ મુશકેલીથી બોલ્યો, "તું મને શું કહેવા માંગેછ?"

"એજ કે હું ઘણી દીલગીર છું; એજ કે તાહરી ગરીબાઇ માટે મને બીલકુલ દરકાર નથી. સપલ, એક વખતે મને હતી પણ હવે હું જોઉંછ કે કાહરનનાં ધનના ઢગલા કરતાં પણ મને તાહરો સંગ વધારે પ્યારો છે. માહરૂં દીલ તાહરી ઉપર દીવાનું છે."

"મુમતાઝ," સપલે તેણીના નામનો પોકાર બહુ ગુંગળાયલા અવાજે કર્યો. મુમતાઝે તો તે એકરાર પછી સપલને હરખઘેલો બનેલો જોવાની

પાકી આશા રાખી હતી, મગર તે છેતરાઇ. સપલ ઉપર તેની કશીજ અસર થવા ન પામી.

"સપલ," તેણી ધીમેથી બોલી, "સપલ ? શું છે ? તું મને બીહીખરાવી મુકેછ. હું તો જાણતી'તી કે તું મને જોઇને ખુશીજ થઇ જશે. અને એમ કાંય ?" તે દીલભરે તેનો હાથ પોતાનાં હાથમાં લઇને હીલાવ્યો. સપલ કાટગરાએ તે ગુસ્સાથી તુરત છોડવી દીધો.

"હવે બહુ મોડું થયું," તેણે ખોખરા સાદે કહયું.

"મોડું—બહું મોડું." તેણી કંઈ સમજી શકી નહી. "તું શું કહેવા માંગેછ ? શું તું મને માફ કરી શકતો નથી ? શું તું માહરી ઉપર એટલો બધો ગુસ્સે છે કે——"

"હવે બહુ મોડું થયું છે," સપલે ધ્રુજતા સાદે ને ફીકકે ચેહરે પાછું કહયું, "હું એક બીજી સાથે પરણવા કબુલ થઇ ચુકયો છું. ઓ, મુમતાઝ, તેં એમ કાંય મને તરછોડી દીધો ?" તે ગગળી પડયો.

મુમતાઝ તે સાંભળી તમામ ફીક્કી મારી ગઈ. હજી તેણી સપલનું બોલવું ખુલ્લું સાંભળી શકી નહી હતી.

"પરણવા કબુલ થયોછ—તું ?—કોણ સાથ—સપલ ?"

"હા. એમાં બધો તાહરો વાંક છે. તેં મને લટક આપીને મને દીવાનો બનાવી મેલ્યો." સપલે ગુસ્સે થયલા ગુંગળાતે સાદેજ ખુલાસો કર્યો, "તેં મને જે દીવસે લટક આપી તેજ દીવસે મને થીએટરમાં ફ્રેન્ડો મળ્યાં અને હું પુટળાં સાથ અદરાયો. એ છોકરીને હું બચગીથી ઓળખું છું. તાહરી તરછોડથી હું એટલો રંજીદા અને નાશાદ બની

ગયો હતો કે મેં તેણીના હાથની માગણી કરી અને પરમ દીવસે તો અમારાં લગ્ન છે."

મુમતાઝે કંઈ બોલવાની કોશેષ કરી પણ શબ્દો તેણીના હોઠો વાટેથી બહાર આવ્યા નહી. તેણી ચાદર જેવી સુફેદ મારી ગઈ હતી. તેણીની આંખોમાં અણહદ દુઃખનો છાપ ફેલાઇ રહયો હતો. તેણીએ આવાં પરીણામની વકકી સ્વપ્ને બી રાખી નહી હતી. સપલ અદરાઈ ગયો. સપલ કે જેણે તેની આગળ કોઈ બીજી ઓરતને કદી નહી ચાહવાના કંઇ સત્તરસો વાર સોગંદ ખાધા હતા તે એટલો જલદી બીજીનો થઈ ગયો.

"ઓ નહી, નહી. એ ખરૂં નહી હોશે." તેણી પુકારી ઉઠી.

"એ તમામ ખરૂં છે," સપલે ગંભીરાઇથી કહયું. "મુમતાઝ, એ તદન ખરૂં છે."

સપલ કાટગરા પણ ઘણો બેકરાર બની ગયો. તેણી પાછી આવશે એવી વકી તેણે કદી રાખી ન હતી. તેણીએ તેની સાથ આવી ખરાબ ચાલ ચલાવ્યા પછી તે પાછી આવીજ કેમ શકે? શું એ બનવાજોગ હતુ કે હમણાં બી તેણી કંઇ પોતાની નવી ચાલબાઝી અજમાવવા આવી હતી. ફરીથી તેને એક ગઢેડો બનાવવાની કોશેષ કરતી હતી.

મુમતાઝ રડમસ બની ગઇ હતી.

"સપલ, આ છોકરીને ખરૂં કહેતો કાંય નહી. તું તેણીને ચાહતો તો નહીંજ હોશે. ખરો ખુલાસો તેણી આગળ કર. ગમે તે કરીને તેણીને પટાવી લે. હું તને છોડવા માંગતી નથી."

સપલ આભો થઇ ગયો. આ બેશરમ નફ્ટ માંગણીથી તે ધ્રુજી ઉઠયો. પુટળાંને તે એવું શું નાકે કહે અને વળી તેણી તેને છોડે ખરી. પુટળાં તો તેની ઉપરથી મરી ફીટ્ટી હતી, ખરા ખાલેસ અને નેક પવિત્ર પ્યારથી.

"એ બનવાજોગ નથી. હવે બધું ઘણુંજ મોડું થયું. ભેસપત-વારે તો અમારાં લગ્ન છે. બધું નકકી થઈ ચુકયુંછ. મુમતાઝ, ખોદાને ખાતર તું એવી ઘેલી ગાંડી વાત ના કર. તેંજ મને આય કામ કર-વાની ફરજ પાડીછ. હવે ઘણું મોડું થયુંછ. હું માહરો દીધો કોલ પાછો ખેંચી શકું એમ નથી."

મુમતાઝ એક પળ ખામોશ ઉભી! પછી તેની નજદીક આવી તેનાં ગળાં આસપાસ પોતાના હાથો ભેળવવા ગઈ પણ સપલે તેના હાથો પકડી લીધા. તેણીને તેણે દુરજ રાખી.

"મુમતાઝ, તું શું સમજી શકતી નથી કે હવે ઘણુંજ મોડું થઈ ચુકયું છે. હું વચનથી બંધાઇ ગયો છું. એમાં માહરો વાંક નથી, તુંજ એની જવાબદાર છે. હું તો તાહરી ઉપરથી માહરો પ્રાણ બી કુરબાન કરી નાંખતો હતો, પણ હવે——"

"હવે તું શું મને ચાહતો નથી," તેણીએ જુસ્સાથી પુછ્યું, અને પછી રડી પડી. "તું તો કહેતો હતો કે તાહરી જીંદગીભર તું કોઈ બીજી ઓરતને ચાહી શકવાનો નથી. હું તો માનતી'તી કે મને તાહરી જેટલી દરકાર હતી તેથી સો ઘણી વધુ કાળજી તને માહરી હતી. પણ હું હવે જોઉંછ કે તેમ માનવામાં માહરી ભુલજ હતી. તને માહરી કોઈ પરવાજ નથી. જો હતેજ તો આ કોઈ છોકરીને તું જરૂરજ એક પળ પણ વિચાર કર્યા વગર જતી મુકતે."

તેણી ડ્યકાંઓ ખાવા લાગી, "ઓ સપલ, સપલ, એટલો ઘાટકી ના બન. હું તને જાનોજીગરથી ચાહું છું. તું સર્વથી પહેલો માહરો છે."

"તેંજ મને તરછોડી દીધોઃ તેંજ મને જુઠું કહયું, વાહયો અને છેતર્યો," સપલે તેણીના ગુનાહની પાછી અને પાછી યાદ આપી. મુમતાઝ એક ખુરશીમાં ફસડાઇ પડી અને બેઅખત્યાર રડવા લાગી. સપલે જોયું કે તે દીલરૂબા ખરેખરજ ગમખ્વાર અને દુઃખી હતી અને તે તેને ખાતર—અને હજી તે પણ તેણીને ચાહતો હતો.

મુમતાઝને રડતી નિહાળી સપલ કાટગરા ગળગળો થઇ ગયો.

"ના રડ, મુમતાઝ—ના રડ, માહરી છાતી ફાટી જાયછ. ખુદાને ખાતર તું એમ રડીને મને જાસ્તી ના જળાવ."

"સપલ, માહરા સંતાપની તુને કોઇ દરકાર નથી," તેણી ડ્યકાંઓ વચ્ચે બોલી, "તાહરી છાતીમાં પત્થર હોવો જોઇએ કે તું માહરૂં આશાવંતુ અને મોહબતવંતુ જીગર ચીરી નાખેછ, અને ઠંડાઇથી કહેછ કે ઘણું મોડું થઈ ગયુંછ. હજી તેં શાદી કરી નથી. એ છોકરીને ખરૂં કહી દે, ઓ સપલ, જો તું મને ખરેખરજ ચાહતો હોય તો સર્વે સાચી વાત તેણીને જણાવી દે."

સપલ મુમતાઝ તરફ જોઇને બેસી રહયો. તેની નજર મુમતાઝ તરફ હતી ખરી પરંતુ તેના મનની ચશ્મો આગળ તો કંઇ જુદોજ દેખાવ વ્યાપી રહયો હતો. જાઇજી મોદીનાં મરણ પછી પુટળાંની એકલવાઇ થઇ પડેલી જીંદગી અને તેણી વ્હાલથી તેને વળગી પડી હતી તે સમયનું સ્મરણ તેને આ પળે થયું.

"ઓ સપલ, મારૂં હવે કોઇ રહ્યું નથી, કોઇ કોઇજ નહી." તેણીએ ધ્રુસકાંઓ વચ્ચે તે વેળા કહ્યું હતું.

"હું છેઉંની, પુટળાં," તેણે તે વેળા એમ તેણીને સધ્યારો આપ્યો હતો. ઓ. તે વચનનો ભંગ તે કેમ કરે ! તેનામાં મેલાયલા તે વિશ્વાસને તે કેમ જુઠો નીવડે !

"મુમતાઝ, એ છોકરીનું માહરા સીવાય દુન્યામાં કોઇ નથી," તેણે ધીમેથી કહ્યું, "એની માય હમણાંજ મરી ગઈ છે, અને એ બિચારી વાયેજેહાન એકલી થઇ ગઇ છે."

મુમતાઝ કંઇ બોલી નહિ. તેણી રડતી અને ધ્રુસકાંઓ ખાતી હવે બંધ પડી હતી. તેણીએ પોતાની આંખો સંભાળથી નુછી. તેણી ખુરશીમાંથી ઉઠી ઉભી થઈ અને આયનામાં જઇને પોતાનો ચહેરો કાળજીથી જોયો.

"ત્યારે હું રજા લઉં એમ ?" તેણીએ ભારી જીગરે પુછ્યું.

સપલ કાટગરા કાંઇ બોલ્યો નહિ. તેણે બોલવા તો ચાહયું પણ તેની જબાન ઉપડી નહિ. તે દરવાજા તરફ ગયો અને તે ખોલ્યો.

એક પળ મુમતાઝ ચુપ ઉભી. પછી તે દરવાજા તરફ ચાલી.

"ખુદા હાફેઝ." તેની નજદીક આવી લાગતાં તેણીએ ધીમેથી કહ્યું.

સપલે જવાબ દેવાની કોશેશ કરી પણ ફરી તેની જબાં સીવાઈ ગઈ. મુમતાઝે તેના ભણી સીધું જોયું. તેઓની આંખો મળી અને બીજી પળે તેના જાદુની અસર હેઠળ હોય તેમ તેણીને સપલ કાટગરાએ પોતાની ગોદમાં ભચડી નાંખી.

તે કેમ બન્યું તે તે સમજી શકયો નહીં. કોણે પહેલી પહેલ કરી હતી તેણે કે તેણીએ તે તે કહી શકયો નહીં, મગર તેણીને સપલે પોતાની ગોદમાં જોરથી પકડી રાખી અને તેણીના હોઠો, ગાલો, આંખો અને બાલો ચુમીઓના વરસાદથી ભરી મુકયા.

"ત્યારે હજી બી તું મને ચાહેછ ખરો," તેણીએ ધીમેથી પુછ્યું.

સપલે તેણીને પોતાની બાથમાંથી છુટી કરી. પોતાની વર્તણુક માટે તે તુરત પસ્તાતો જણાયો.

"હા, અને તે તું જાણેછ," તે બોલ્યો, તેની છાતી ઉપરપુર ઉડી રહી હતી. તેનું મગજ આગથી ભગભગી જતું હતું. બાંગડ મુમતાઝ વધુ થોબી નહિ. તે જે જાણવા માંગતી હતી તે તે જાણી ચુકી હતી એટલે તે તુરત ત્યાંથી ચાલી નીકલી.

પરમ દિવસે તો તે પુટળાં સાથ પરણવાનો હતો. તે તેણીને વચન આપી ચુકયો હતો, અને તે જાણુતો હતો કે તે ખેંચી લેવાનું બહું મોડું હતું, તેમ વળી નિરદોષ પુટળાંના જીગરના ટુકડા કરનારું હતું. અને તો બી તે ફકત એકજ ઓરતને ચાહતો હતો, એકજ ઓરતને પોતાની થયલી જોવા માંગતો હતો, અને તે ઓરત તેની આગળથી હમણાજ ચાલી ગયલી મુમતાઝ હતી.

## પ્રકરણ ૧૧.

પુટળાં મોદી અને સપલ કાટગરા જીંદગીમાં કદી ન તુટે એવાં લગનનાં ગાંઠથી જોડાઇ ચુકયાં હતાં. કોટ માંહેલી એક અગીયારીમાં

તે લગ્ન એક સહવારના કશી બી ધાંધલ ધરપચ વીના થઇ ચુકયાં હતાં. આ વેળા પુટળાંના મામા કલકત્તેથી ખાસ આવ્યા હતા અને આશીર્વાદ નખાઇ રહયા પછી તુરતજ પાછા કલકત્તા જવા તેણીને છોડીને ચાલી ગયા હતા. જાલ કામા એ લગનની કીયા વેળા હાજર હતો. તેણે ઘણી ઘણી મુબારકબાદી તે નવા દમ્પતીને આપી. તે બપોરે તે તેઓની સાથેજ જમ્યો અને પછી તે તેઓથી છુટો થવા ઉઠયો.

"બી ગુડ ટુ હર, સપલ, એ તદન બચ્ચાં જેવી નિર્દોષ છે," જાલે જતી વેળાએ સપલને બાજુમાં લઇ જઇને કહ્યું.

સપલ આથી ગુસ્સે થયલો લાગ્યો. તે આજે ખુશાલ તો જરા બી નહિજ હતો. તે લગ્ન તેણે કર્યાં હતાં પણ તે જબરાજબરીનાંજ હતાં અને તેમાં જાલનાં આવાં સખુનોથી તે તપી આવ્યો.

"ડોન્ટ બી એ સીલી ઑલ્ડ ઍસ. શું તું એમ ધારેછ કે હું કંઇ એને મારવાનો છું."

જાલ કામા ડહાપણ વાપડીને વધુ કાંઇ બોલ્યો નહિ. પુટળાંને મળી લઇને તે ત્યાંથી ચાલતો થયો.

સપલ પુટળાંને પોતાની ધણીયાણી બનાવીને પોતાના રૂમોમાં લાવ્યો નહિ હતો. તે રૂમો તે માનતો હતો કે તેણીને લાયકના નહિ હતા, અને તેથી બીજે કેથે સારો ફ્લેટ લઇને ગોઠવાવાની આશા તે રાખતો હોવાથી તેણે હાલ તુરત તો પુટળાંવાળાંજ હોટલમાં પોતાનો વસવાટ રાખ્યો હતો. જાલના જવા પછી તે બન્ને ધણીધણીઆણી એકલાં પડયાં.

"ગરમી કેટલી પડેછે?" સપલે કહ્યું, તેને લાગ્યું કે તેણે ટકોરો જોઇએ તે કરતાં જાસ્તી ચઢાવેલો હતો. તેણે પોતાનું પરસેવાથી પચપચતું કપાલ જોરથી લુછ્યું.

"ગરમી કાંઈ ઘણી નથી," પુટળાંએ ધીમેથી કહ્યું. તે સાંભળીને સપલનો મીઝાજ ગયો.

"તો તું કહેતી હોય તો પંખો બંધ કરૂં," તે બહુજ કરડાઇથી બોલી પડયો. પુટળાં બાપડી જંખવાણી પડી ગઇ. તેણીની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં આજે સહવારથી તેણી ઘણી અસ્વસ્થ હતી. તેણીની વ્હાલી માતાની યાદ તેણીને આજે હર પળે આવતી હતી. અને સપલને આમ કરડાકીથી વર્તતો જોઇને તેણીનું હૈડું ભરાઇ આવ્યું. તેણી રડમશ બની ગઇ.

સપન જાસ્તીજ ખભર્યો. શું કરવું તે તેને સમજ પડયું નહિ. તે તેણીની નજદીક ગયો અને પોતાના રૂમાલ વતી તેનાં આંસુઓ લુછી નાખ્યાં.

"રડ ના," તે તેણીને પટાવતાં બોલ્યો, "કોઇ જોશે તો એમજ વિચારશે કે હું અત્યારથીજ તાહરી તરફ અનકાઇન્ડ થયોછ," તે જરા હસ્યો.

પુટળાંએ તાબેદારીથી પોતાનાં આંસુઓ લુછી નાખ્યાં. તેણી જરા બીહી ગઈ હતી. સપલ એક પરાયા મીસાલ તેની સાથ વર્તતો હતો એવી ભયંકર લાગણી તેણીને એકાએક થઇ આવી હતી. તેણી તેની તરફના એક મીઠા બોલ માટે—એક પ્રેમાળ લાગણી માટે ટવળતી હતી, પણ સપલ તો મુઢ જેવો ચુપ અને ખબરેલોજ બેઠો.

"આઇ એમ સોરી, સપલ," જરા વાર રહીને તે મધુરીએજ તેને બોલાવવાની કોશીશ કરી.

"ધેટસ ઓલ રાઇટ, ડીઅર," સપલે હસીને કહ્યું.

પુટળીને જરા હિંમત આવી. તેણીએ સપલ ભણી જોયું, "સપલ, તમે મને ખરેખરજ ચાહોછ કેવી ?"

"ઓફ કૉર્સ આઇ ડુ," સપલે ઉઠીને તેણીની ખુરશીના હાથા ઉપર જઇ બેસતાં અને તેણીને પોતાનાં પાસામાં દાબતાં કહ્યું, "તુ ચીંતા ના કર, બાની. આપણે જરૂરજ બહુ સુખી થશું," તેણે તે મધુરીને અતરંગ ચુમી.

પુટળાં હરખએલી તેને વળગી પડી. તેણી એક બચ્ચાં જેવી નિર્દોષ હતી. પોતાની લાગણીઓને કોઇ રીતે છુપાવવા તેણી ચાહતી ન હતી.

"ઓ, હું તો તમને ઘડના ઘડથી ચાહું છું," તેણીએ તેને હવે કોટી કરતાં એકરાર કર્યો.

સપલ ચહેરામાં વધતો લાલ થઇ આવ્યો. તેને પોતાની જાત ઉપર અણહદ ધીકકાર ચઢયો. તેણે તે મધુરીને પાછી તેનું મન મનાવવા અલગી ચુમી.

સપલનું અંતઃકરણ ડંખતું હતું. ઓ! તે કેટલો ઘાટકી અને સંગદીલ બન્યો હતો. આ નિર્દોષ પંખેરાંને તેણે દયાહીન રીતે ફસાવ્યું હતું. તે તેણીને મુતલગ ચાહતો નહિ હતો, ચાહી શકનારજ નહિ હતો. તે રૂપસુંદરી હરેક રીતે મનગમતી હોવા છતાં તેને મન તો અણગમતી હતી. તેણી માટે તેને જરા બી દરકાર ન હતી. તે તો

દીલના દીલથી બીજીનો હતો. સપલ ખરેખરજ હવે મન સાથ દીલગીર થયો. શું તેણે પુટળાંને ફસાવવામાં વાજબી કર્યું હતું ? તે એકલવાઇ છોકરીનું કોઇ નહિ હતું, તેણીની તમામ જીંદગીની સંભાળ તેણે પોતાને માથે લીધી હતી, એવું જાણ્યા ને જોયા છતાં, કે તેણી તેને મનગમતી નહિ પણ અણગમતી હતી એ શું તેને માટે ગૃહસ્થાઇભર્યું કે ઇન્સાફી હતું.

"પુટળાં," તેણે જરાવાર રહીને સવાલ કર્યો, "તું એટલી બીહીઘેલી ને ફીકી કાંય દીસેછ ? કોઈ આપણને હમણાં જોય તો જરૂર એમજ ધારે કે આપણે તમામ પરાયાં છીએ."

"હું બી એમ ધારૂંછ," તેણીએ નિખાલસપણે કબુલ્યું, "સપલ, મને બીહીક એજ લાગેછ કે રખે તમે પરણવામાં કંઇ ભુલ કરી હોય; હું તમારે માટે નાલાયક હોઉં."

"તું ઘેલી તો નથી થઇની," સપલે હસીને સમજાવ્યું. તે મધુરીના દીલનો એ ખટકો તેને વધુ ખટકવા લાગ્યો.

"નહિ, પણ મને એમજ લાગેછ. જો કે, સપલ, હું તો તમને અણહદ ચાહુંછ ને તમને ખાતરી આપુંછ, ડીયર, કે તમારે લાયકની ધણીઆણી થવાને હું દરેક કોશેશ કરશ."

સપલ જવાબમાં કંઇ બોલવા ગયો પણ તેનાથી બોલાયું નહિ. તે માંગતો હતો તેવી ધણીયાણી તેણી નહિ હતી કે થઇ શકવાની પણ નહિ હતી, એ વિચારથી તે દિવાનો જેવો થઈ ગયો. તેણીની દરેક ઇચ્છા છતાં તે કંઇ મુમતાઝ જેવી થઇ શકવાની નહિ હતી. તેણે ચુપચુપ પુટળાંનો હાથ લઇ તે ઉપર કીસી કરી.

"તું નાહક ચિંતા ના કર, ડીયર," તેણે તેણીને દીલાસો દેવા કહ્યું, "આપણો સંસાર સુખીજ નીવડશે."

પરંતુ પુટળાંના મનનું સમાધાન થયું નહિ.

"સામાન્ય છોકરીઓથી હું કેટલી બધી જુદી પડું છ, સપલ ?" તે ધણીઆણીએ સહેજ હસીને કહ્યું, "હું સ્માર્ટ નથી, ગમ્મતી નથી અને ડ્રેસ કરવાની બાબતમાં તો હું અહીંની છોકરીઓ સાથ સરખાવતાં છેકજ ગમાર ગણાઉં."

સપલ કાટગરા હસ્યો.

"વૅલ, ડ્રેસ કરતાં તો તુ જલદી શીખી જશે. દેખાદેખીનું કરવામાં તમે બૈરાંઓને કંઇ પુછવું પડે નહી," તેણે કહ્યું. તેણે પોતાની તે પરણેતરની અકસર સાદાઇ અને ભોળાઇ માટે દયા લાગી આવી, "તુંજ જોજેની થોડા મહીનામાં તો તું ઔરજ ફેરવાઇ જશે ને ખીલી નીકળશે."

"એમ! સપલ, એમ તમે શા ઉપરથી ધારોછ ?" તે ભોલી ભાર્જાએ ખુશી થઇને પુછ્યું.

"માહરી વ્હાલી." તેણે તે મધુરીના હાથો પાછાં ચુમતાં કંઇ ગુંચવાડાથી કહ્યું, "તું માહરી સર્વથી પહેલો લવ હતી. અને બધાંજ માણસોને નસીબ કંઇ પોતાના પહેલા લવ સાથ પરણવાનું હોતું નથી."

પુટળાંના મનનું સમાધાન આથી થઇ ગયું. તેણીએ સપલને વ્હાલથી બચડીને એક કીસ કરી. સપલ ખુશી થયો કેમ કે તેની પરણેતર જો આમ સેહલાઇથી ખુશી થશે અને મનાઇ જશે તો તેણી

સાથ જીંદગી નીભાવવી કંઇ ઝાઝી મુશકેલ થઇ નહિ પડશે એમ તેણે વિચાર્યું.

"આપણે થોડા દિવસ પુના કે દેવલાલી જઇ આવ્યે તો કેમ?" જરા વારે સપલે પુછ્યું.

પુટળાં તો કુદીજ પડી; નવું નવું જાણુવાનો અને જોવાનો અભખરો તે જુવાન જીવને ઘણો હતો. અને વળી વ્હાલા સપલ સાથે તે સહેલગાહો કરવાની હોય તો તો પછી તેના આનંદ અને મજાહનું પુટળાંને પુછવુંજ શું? તેણીનો ચેહેરો ખુશાલીની સુરખીથી બધો ઝળઝળી આવ્યો.

સપલે તે જોયો અને તેને કબુલ કર્યા વગર ચાલ્યું નહિ, કે તેની તે પરણેતર એક ખરીજ અને સંપુર્ણ ખુબસુરતી હતી.

થોડાંક એવાં દીલખુશ ટાહેલાંઓ ચાલ્યા પછી સપલ ન્યુસ વાંચવા બેઠો અને મધુરી પુટળાં પોતાનાજ વિચારો નીમગ્ન બેસી રહી. તેટલાં હોટેલનો એક માણુસ આવ્યો અને પુટળાંના હાથમાં એક કાગળ મુકયું.

"આ કાગળ કંઇ નજર ચુકથી બે દિવસ થયાં તમને આપવાનું રહી જાયછ અને તે માટે અમારા મેનેજર સાહેબ ઘણી ઘણી માફી ચાહે છે."

પુટળાંએ તે પત્ર લીધું. તે ઉપરનાં અક્ષરો જોયા. તે તેણીની પીછાણુનાં નહિ હતા. તે નોકરનાં ગયા પછી તેણીએ તે ખોલ્યું. સપલ તો વાંચવામાં મશગુલ હતો. ઓ! તે જાણુતે કે તેની જીંદગીનો નાશ કરી નાખનારો કમબખ્ત તે રૂકો હતો તો કેટલું ઠીક થઇ પડતે. મગર ભાવી એમ ઉકેલી શકાતું નથી, અને તેથીજ તો મનુષ્યની જીંદગીમાં તરેહવાર પળટાઓ થતા આવ્યા છે અને થાય છે. પુટળાં તે

પત્ર વાંચીને પત્થરજ થઇ ગઇ. તે કાગળ તેણીના હાથમાંથી સરી ભોંય ઉપર પડ્યું. તેણીનો ચેહેરો ભયભીત બની આવ્યો.

"પુટળાં," સપલે થોડેવારે ન્યુસમાંથી ડોકું બાહર કાહડી પોતાની પરણેતર તરફ જોયું ત્યારે તેનો આવો અવતાર જોઇ તે હેબતાઇજ ગયો. તે ગભરાયલો તેણીની આગળ દોડ્યો અને તેણીને ખભાંમાંથી પકડીને હીલવી. "પુટળાં, શું છે? શું થયું?"

તેણીએ તેનાં ભણી નજર ફરી. તે ખુબસુરત આંખોમાંની અગાધ ગમીએ સપલને અકળાવી મેહ્લ્યો.

"પુટળાં—પુટળાં!" સપલે ધીમેથી તેણીને નામનોજ પુકાર કર્યો.

પુટળાંના આજના અવતારે બચગીમાં બનેલા એક એવાજ બનાવની યાદ સપલનાં દીલમાં પાછી તાજી કરી. તે આગળા દિવસોમાં એક વેળા રમતાં રમતાં ચડસમાં ચધીને સપલે પુટળાંની માનીતી નાની કુતરીને લાતે લાતે ગુંદીને મારી નાંખી હતી ત્યારે પુટળાં આમજ દુ:ખી અને અવાચક બની ગઇ હતી. પુટળાંનો તે વેળાનો જીગરતોડ કલપાંતનો અવતાર હજી બી સપલની નજરે જેવો ને તેવો તાજો હતો. આજે તેજ આબાદ હાલ તેણીનો હતો. જાણે કોઇએ તેણીનું જીગર તોડી નાખ્યું હોય—જાણે—સપલ કાટગરા દધાઇને એક પગલું પાછળ હઠ્યો; તેનો ચહેરો ફીકકો મારી ગયો.

"ખુદાને ખાતર, પુટળાં, કહે કે શું છે?"

અને હવે તેની નજર પેલાં કમબખ્ત કાગળ ઉપર પડી. તેણે તે ઉંચકી લીધું અને ઝડપથી વાંચ્યુ. એક બહુ લાંબી ગમખાર ચુપ-

ફોદી ત્યાં ફેલાઈ રહી. તે કાગળ બે દિવસ અગાઉનું લખાયલું હતું. સપલે જોયું કે તેને છેલ્લી મળી ગયા પછી તુરતજ જઈને મુમતાઝે તે લખ્યું હતું. પણ કોઈક સબબે તે મોડું મળવા પામ્યું હતું.

મુમતાઝે આ શું કહેર વર્તાવ્યો હતો? તેણીએ શું પોતાનેજ જગતી, દુખની અને લાયકાતની સર્વે ઓરતોને સમજી લીધી હશે! અગર તે નાપાકનું ધારવું તો કામયાબ પાર ઉતર્યું હતું. પુટળાંનો ચહેરો તે કહી આપતો હતો. તે જાલેમ કાગળની તેવીજ જાલેમ અસર તેની તે પરણેતર ઉપર થઇ હતી.

સપલે બોલવાની કોશેશ કરી પણ તેનાથી બોલાયું નહિ. તેનો દમ ગુંગળાતો હોય એવું તેને લાગ્યું. તે પોતાની પરણેતર આગળ ગુંઠણુમંડીએ પડયો.

"પુટળાં—પુટળાં—"

તેણે તેણીનો હાથ પોતાના હાથમાં લેવાની કોશેશ કરી પણ તેણીએ તે ખેંચી લીધો; તેનાથી બીહીધી હોય તેમ તેણીએ પોતાની ખુરશી ખસાડી નાંખી.

"પુટળાં......" સપલથી લગભગ રડાઇ પડાયું, "ડોન્ટ બીલીવ ઇટ; એ બધું જુહું છે. એ બધું થયુંછ તે નહિ થયલું જોવા હું માહરો પ્રાણ બી આપવા તૈયાર છું. પુટળાં, હું કસમ ખાઇને કહુંછ કે હવેથી હું એને નહિ મળશ. જો માહરી તરફ જો, મને માફ કર. હું તું વ્હાલી કહે તે કરવા તૈયાર છું. ઓ પુટળાં કહે, ખુદાને ખાતર કહે કે તેં મને માફ કીધુંછ."

પુટળાંએ સપલની નજરમાં પોતાની નજર મેળવી.

"ત્યારે આ બધું ખરૂં છે?" તેણીએ ધીમેથી સવાલ કર્યો.

"હા, હું જુઠું કહી શકતો નથી. એ ખરૂં છે. હું એને ચાહતો હતો; હું એની સાથ અદરાયલો વટીક હતો. પણ તે બધું હવે પુરૂં થયું છે. હું કસમ ઉપર કહું છું કે તે બધું પુરૂં થયું છે. હું એને પાછો મળશ કે જોવશ બી નહિ. હું તાહરોજ થઇ રહેવશ. તનેજ સુખી કરવાની દરેક કોશીશ કરેશ."

પણ પુટળાં તે બધું સાંભળતી ન હતી. એકજ વિચાર તે બાપડીના મગજને ગુમરી ખવાડી રહયો હતો કે તે તેણીને ચાહતો નહિ હતો.

"ત્યારે તમે મને ખરેખર તો ચાહતા નહિજ હતા," તેણીએ જરાવારે પુછયું.

"નહિ," તેનાથી બોલાઇ પડાયું. તે ઉઠી ઉભો થયો અને ઓરડામાં આમ તેમ ફેરા ફરવા લાગ્યો. તે કમબખ્તને થતો પસ્તાવો ખરાં દીલનોજ હતો. થોડાક ફેરા ફર્યા પછી તે પાછો પોતાની પરણેતર આગળ આવ્યો. ગરીબ બીચારી તે!

"મને માફ કર, વ્હાલી," તેણે અત્યંત કરગરીને ઘણીજ શરમીંદગીથી માંગી લીધું, "હું કરગરીને તાહરી માફી ચાહુંછ અને, પુટળાં, તે માટે મોડું થયું નથી. આપણને આખી જીંદગી સાથે સેવાની છે. તું કહેશે તો આપણે મુંબઇમાં પણ નહિ રહેશું. કેયે બીજે ચાલી જઇશું અને કદી અહીં પાછાં આવીશું બી નહિ."

"તમારી સાથ હું હવે કેયે આવવાની નથી. તમારી સાથ રહી શકવાની નથી," તેણીએ ભાંગી જતાં હૃદયે જણાવ્યું.

"યુ આર ટોકીંગ અટર નોનસન્સ; તું દિવાની બનેછ; તું માહરી સાથ પરણી ચુકીછ—તું માહરી ધણીઆણી છે; તાહરે માહરી સાથ આવવું અને રહેવુંજ પડશે—હું કહું તેમ કરવુંજ પડશે. હું—ઓ!—કનફાઉન્ડ ઈટ—" તે પાછો ગળગળી પડયો. તેણે જોયું કે પુરો વાંક તેનો હતો, એટલે કોઇપણ રીતની સત્તા વાપડવાની તેને માટે જરૂર રહી હતી નહિ.

"પુટળાં, માહરી તરફ જો."

તેણીએ તાબેદારીથી તુરત તેમ કર્યું પણ તેણીની સુંદર ચશ્મોમાં સપલે તુરત જોયું, કે તેને માટે ખરાં દીલનો તિરસ્કાર અને તિરસ્કારજ હતો. સપલ કાંઇ વધુ બોલવા ગયો પણ પાછો તેના સાહદે તેને દગો દીધો.

કમબખ્ત પુટળાં હવે ઉઠી ઉભી થઇ અને બારણાં ભણી ચાલી.

"તું કયાં જાયછ?" સપલે પુછયું.

"હું એકલી પડવા માંગું છું; પ્લીઝ, લીવ મી અલોન," તેણીએ બહુજ દયા ઉત્પન્ન કરે એવા સાહદે સપલ પાસ માંગી લીધું. સપલ શરમીંદગીથી બાજુ હઠી ગયો અને તે દુઃખા પરણેતર તે રૂમમાંથી બાહર ચાલી ગઇ.

તેણીના ગયા પછી સપલે મુમતાઝનું કાગળ પાછું વાંચ્યું. મુમતાઝનું એ કામ ઘણું બાટકી અને ધિક્કારી કાહડવા જેવું હતું અને તો બી તે પત્ર વાંચતાં સપલનું હૈડું ધબકારા માર્યા વિના એ જોઇને રહી શકયું નહિ, કે તેણી હજી તેને ચાહતી હતી, તેણી કે જેને એક

વાર તો તેને સાબુત લટક આપી હતી—તેણી આટલું મોડું થયું હતું છતાં બી તેને હજી ચાહતી હતી. તે કાગળ તે હેતથી ચુમવા ગયો, પોતાના હોઠની અડોઅડ તે આણ્યું પણ પછી કંઈ ખ્યાલ થતાં ખરાં દીલના તિરસ્કારથી તે તેણે ફેંકી દીધું. તેને પોતાની જાત ઉપરજ અણહદ ધિક્કાર છુટયો. ઓ! તેણીને તે કાંય ભુલી જઇ શકતો નહિ હતો? પુટળાં કેટલી દુઃખી બની હતી? પુટળાં કેવી વેદના સહેવતી હતી? તે ઝડપથી ઉઠયો અને તેણીના રૂમ ભણી ગયો, બારણું અંદરથી બંધ કર્યું હતું. તેણે તે ધીમેથી ઠોકયું.

"પુટળાં," તે પોકાર્યો, પણ કશો જવાબ આવ્યો નહિ. તે ફરીથી બોલ્યો, "પુટળાં," અને હવે તેણીનો અવાજ તેણે સાંભળ્યો. ઓ પરવરદેગાર! તે કેટલો ફેરવાઇ ગયલો હતો!

"તમે ચાલી જાવ; પ્લીઝ, તમે ચાલી જાવ," તે જવાબ સાંભળીને સપલ ગુસ્સે થયો. ગમે તે હોય પણ તેણી તેની ધણીઆણી હતી, અને આય ફસ બધો નકામો હતો. તેણીના હાથની માંગણી તેણે કરી તે અગાઉ તો મુમતાઝ સાથનો તેનો તમામ સંબંધ તુટી ગયો હતો, આગલું સઘળું સમાપ્ત થઇ ગયું હતું, હવે તેણીની ફરજ તો એ હતી કે તે બધું વિસરી જવું, તે ઉપર નાંખતી કરવી.

સપલ બારણાં આગળ એક પળ ઉભો. શું તે મોહટે સાહદે બોલે? શુ તે બારણું ભાંગી નાખવાની ધમકી તેણીને આપે? પણ આજુબાજુઓમાં ફજેતો થવાની બીહીકે તે તેમ કરી શકયો નહિ.

પુટળાં અંદર રડતી હતી, તે તે પ્રગટ સાંભળી શકયો. તે બાપડી ઘણી કલવાઇ કલવાઇને રડતી હતી અને ઘણા દયામણાં ડચકાંઓ ખાતી હતી.

"પુટળાં," તેણે પાછો તેણીના નામનો એકવાર પોકાર કર્યો. તેનો અવાજ દબાયલો, દબાયલો અને શરમીંદો બનેલો નીકળ્યો. એક બે પળ તે જવાબ માટે ફ્રેકટમાં થોભ્યો અને પછી પાછો સીટીંગ રૂમમાં આવ્યો.

## પ્રકરણ ૧૨.

સપલ અને પુટળાંના લગ્નને ત્રીજે દિવસે જાલ કામા પોતાના રૂમમાં બેસીને લખતો હતો તેટલાં સપલ કાટગરા અંદર ધુસી આવ્યો.

બાહર વરસાદ ધોધમાર પડતો હતો અને દીવસ બહુ ભયંકર અને કડવા આવે એવો દલ લાગતો હતો. સપલને પધારેલો જોઇ જાલ અચરત થયો. આવા-વરસાદમાં, આવા તોફાનમાં તે ધરબાર નીકળીજ કાંય આવ્યો હતો, એ માટે તે હયરત રહયો.

"યુ! ગુડ હેવન્સ !"

"હા, હું છું," સપલે એક ખુરશીમાં બેસી જતાં નીશાશો નાંખીને કહ્યું.

"મને એક ગલાસ પાણી આપ. તરસે માહરો જીવ જાયછ," સપલે માંગી લીધું.

જાલ કામાએ તુરત બ્રાન્ડીની બાટલી સોડા અને ગલાસ તેની આગળ હાજર કર્યું.

"પાણી હમણાં ઠીક નહિ થઇ પડશે."

સપલ કંઇ ન સમજાય એમ બબડયો અને સોડા ખોલીને તેજ માત્ર એક ગલાસમાં નાંખી એકી ટાંસે પી ગયો.

"સપલ, કેમ, કેમ છે !—તાહરી ધણીઆણી બી ?"

સપલ ક્રાટગરાએ બહુ દયામણી કીસમે જાલ ભણી જોયું.

"બધું ડોહરું દોવાઈ ગયુંછ," તે જુસ્સાથી બોલી ઉઠયો, "મને કંઇજ સમજ પડતી નથી."

જાલ કામા ચુપ રહયો; તેણે પોતાની ખુરશી સપલ ભણી ફેરવી.

સપલેજ જરા વારે દુઃખી અવાજે જણાવ્યું, "પુટળાં કહેછ કે તે માહરી સાથ રહેવાની નથી; તે કહેછ કે—"

સપલનું આખું આંગ તે બોલતાં થરથરતું હતું, "પણ એમાં માહરો વાંક નથી, જાલ, હું સોગંદ ઉપર કહુંછ એમાં માહરો કસુર નથી. અમે તો કેવાં મજાનાં ફ્રેન્ડસ થઇ ગયલાં હતાં તેટલાં એ કમબખ્ત કાગળ આવ્યું—અને બસ બધું રંધાઇ ગયું."

સપલ ખુલાસાથી નહી બોલ્યો હતો તે છતાં જાલ કામા સમજી ગયો.

"મુમતાઝનું ?" તેણે ટુંકમાંજ પુછયું.

"હા. અમે પરણ્યાં તેની બે દિવસ અગાઉનું લખાયલું અને પોસ્ટ થયલું હતું—મગર કોણ જાણે શું બી થયું કે તે તેણીને ટાઇમ સર મળવા પામ્યું નહિ. આપણે છુટા પડયા પછી કલાક એકને સુમારે તે પુટળાંને હાથ આવ્યું."

"લગ્નનેજ દીવસે ?" જાલ કામા દીલસોજીથી દાજી ગયો. તે પોતાના મિત્રનો ગમ અને સંતાપ સમજી શકયો.

"હા." સપલે ગુંગળાતા દમે કહ્યું, "કમબખ્ત આવ્યું ત્યારે માહરી નંજર નહિ હતી. પુટળાંનેજ તે મળ્યું. પુટળાંએજ તે વાંચ્યું અને

પછી—" સપલ બોલતો અટકી ગયો. તેની છાતી ગુંગળાવા લાગી. થોડે વારે શાંત થઇને તેણે પાછું લથડતી ઝબાને ચલાવ્યું, "જાલ, આઇ ડીડ માઇ બેસ્ટ—મેં ખરા ખુલાસા કર્યા, અનેક ખાતરીઓ આપી, પણ પુટળાં માનતીજ નથી—માહરૂં કહેવું કે કરગરવું કબુલ રાખતીજ નથી. મેં સોગંદ બી ખાધા કે હું મુમતાઝને કદી જોવશ કે મળશ બી નહી. મેં એમ બી કસમ લીધા કે પુટળાં જેમ કહેશે તેમ કરશ, કહેશે ત્યાં જવશ—"

"તે બધું ખરૂં, તેં બધું કીધું, સપલ, સીવાય કે એક ચીજ," જાલ કામાએ સપલને બોલતો રોકીને ધીમેથી કહ્યું.

"વોટ ડુ યુ મીન ?"

"લવ હર," જાલે જણાવ્યું, "ધેટસ વોટ આઇ મીન."

સપલ કાટગરાએ હસી પડવાની કોશેશ કરી પણ તેની તે તજવીજ હદ વિનાની નીષ્ફળ નીવડી.

"પુટળાં માહરી સાથ વાતજ કરતી નથી," તેણે જરા વારે બહુજ ખફગી અને નારાજીથી જારી રાખ્યું. "છેલ્લા બે દીવસના કલાકો મેં કેવા અને કેટલા દુઃખ ને જંજાલના પસાર કર્યા છે તે હું તને કહી પણ શકતો નથી. માહરી સાથ બોલતી નથી, માહરી સાથ બાહર આવતી નથી. પોતાના રૂમમાં બારણું બંધ કરીને ભરાઇ રહે છે અને માત્ર રડ અને રડ કરે છે. કહેછ ને માંગેછ એટલુંજ કે તેનાં મમાં પાછાં આવી મળે."

"પુઅર લીટલ ગર્લ !"

"હા. ધેટ ઈઝ હાઉ આઇ ફીલ," સપલે કબુલ્યું, "બધી ક્યુંઅર થઇ ગઇછે. અને એ એટલી તો કાહેલી ને બીમાર લાગેછે કે.....તું શું બોલ્યો, જાલ?"

"હું કંઇજ બોલ્યો નથી."

"તો ખુદાને ખાતર કંઇ બોલ," સપલે જાલ ઉપર છેડાઇ પડતાં કહ્યું, "હું તો આય જીંદગીથી ધુરાઇ ગયો. હું શું કરૂં? હું ચાહતો તો નથીજ પણ મને એમ થઇ આવેછે કે આપઘાત કરીને આ આફ્તમાંથી છુટું. બીજું હું શું કરૂં?" સપલ ઘણી દયામણી ફીસમે કગળી પડયો.

જાલ કામાને શું જવાબ કરવો તે સમજ પડયું નહી. તે વિચારમાં મસ્ત બનેલો બેસી રહયો. તે પુટળાં કાટગરાનો ખ્યાલ કરતો હતો.

તેણી એક બચ્ચાં જેવી નીર્દોષ હતી અને સપલને જાનોજીગરથી ચાહતી હતી. તે રૂપસુંદરી અસુખી બની હતી એ ખ્યાલથી તેનું દયાળુ જીગર જળી ગયું.

"જાલ, જો હું એમ જાણુતે કે તું માહરી દુઃખની કેફીયત સાંભળીને એક બોલ બી બોલવાનો નથી તો હું અહીંયા આવતેજ નહીં." સપલે હળવેથી કહ્યું, "મેં ખમાયું ત્યાં સુધી ખમ્યું. પછી મેં જોયું કે હવે જાસ્તી ખમતાં હું ઘેલો થઇ જવશ અને ત્યારે ન છુટકેજ હું અહીં તાહરી આગળ દોડી આવ્યો. જાલ, તું જાણેછે કે માહરા સીવાય પુટળાંનું બીજું કોઇજ નથી. ઓ ખુદા! હું કેવું ઈચ્છુંછ કે હમણા મીસીસ મોદી જીવતાં હતે."

જાલ હજી કાંઇ બોલ્યો નહિ.

"જાલ, ઓલ્ડ ચેપ." સપલે પાછું કરગરીને કહયું, "તું નહીં આવે અને એને મળે. તાહરે માટે એને ઘણું સારૂં મત છે. શી લાઇકસ યુ. મને મળ્યોજ નહિ હોય એમ દેખાવ કરતો તું આવ, એને મળ, એને કેથે બાહર લઇ જા અને સમજાવ. એમ ને એમ જો એ રડયા ને ઝુરીઆ કરશે તો એ જરૂર મરીજ જશે."

જાલ કામા વિચારમાં પડયો.

"સપલ, એવાં કામને લાયકનો હું નથી. એમ ના માનતો કે હું તુને મદદ કરવા નારાજ છું. હું તાહરે માટે કંઇ બી કરવા——"

"વેલ ધેન ટ્રાઇ ઇટ, માહરે ખાતર એક કોશેશ કર. જાઇજી ગુજરી ગયાં તે દીવસે બી તેં એને સપાટામાં સમજાવી લીધેલી. તું મનાવી લેવામાં તો હુશીઆર છે. મને એ હુન્નર આવડતો નથી. તું હમણાંજ જા. હું અહીંજ બેસી રહેવશ યા કેથે રખડયા કરશ. તું જાયછની, જાલ?" સપલે બહુજ આતુરતાથી પોતાના મિત્ર ભણી જોયું.

"પણ પુટળાં જો મને મળવાજ ના પાડશે તો?"

"નહિ, એ તને ના કહેશે નહિ. મને તો જોઇનેજ એને ધધ-રીને તાવ ચઢેછ."

જાલ કામાથી એ સાંભળીને હસ્યા વિના રહેવાઇ શકયું નહિ.

"જાલ, હું જાણુંછ તું શું ધારેછ ને વીચારેછ તે!" સપલે ફરફડીને કહયું, "પણ હું સોગંદ ઉપર તુને ખાતરી આપુંછ કે આય વાતમાં માહરો જરા બી વાંક નથી. હું કસમ ઉપર કહુંછ કે મેં માહરૂં બનતું બધુંજ કીધુંછ. હું—"

"આઇ એમ નોટ ડાઉટીંગ ઇટ," જાલે ટુંકમાં કહયું અને તેણે પોતાનો કોટ પેહેરવા માંડયો.

"એને જરા જમાડજે. ચાના પીચારા સીવાય એણે આજે બે દીવસ થયાં અન્નનો દાણો મોંઢાં ઉપર મુકયો નથી. એનું મન વેરાય એવી તજવીજ કરજે, પણ ખુદાને ખાતર માહરી વાત તો એની આગળ એકદમ કરતો ના."

સપલનો ગુંચવાડો અને સંતાપ જાલે જોયું કે ખરેખરજ અસહ્ય અને અણુહદ હતો. તે તદન અપસેટ થઇ ગયો હતો અને જાલ જયારે પુટળાંને મળવા જવા તૈયાર થયો ત્યારે તે નચીંત બનેલો લાગ્યો.

સપલને તેની કલબમાં છોડી જાલ કામા હોટલ મેજેસ્ટીક તરફ પુટળાં કાટગરાને મળવા ચાલ્યો.

*    *    *    *

જાલ કામા પુટળાંને મળવા હોટલ ઉપર આવ્યો ત્યારે પોતાને સોંપવામાં આવેલાં કામની બજાવણી માટે લગાર શકમંદ હતો. તેને પોતાની શકતીઓમાં વિશ્વાસ નહિ હતો, જો કે સપલે તો તેને પુષ્કળ ચઢાવી આપ્યો હતો. તેને ઓરતોની કંપનીનો ઝાઝો મોહ નહિ હતો. આજ સુધીમાં તેણે કદી પરણવાનો વટીક વિચાર કર્યો નહિ હતો. તેણે હોટલમાં જઇને પહેલાં તો મી૦ કાટગરાને મળવાની પોતાની ખાહેશ દરશાવી અને જ્યારે તેવણુ નહિ હતા એમ કહેવામાં આવ્યું ત્યારે તેણે મીસીસ કાટગરાને મળવા માંગ્યું.

હોટલનો માણુસ પુટળાંને તે મળવા આવ્યો છે એમ કહેવા ગયલો ઘણે વખતે પાછો આવ્યો, અને તેને ઉપર લઈ ગયો.

જાલને સીટીંગરૂમમાં લઇ જઇને બેસાડવામાં આવ્યો. થોડાજ વારમાં પુટળાં ત્યાં આવી લાગી. તે મધુરીનો ભભ્ભાઇ ગંયલો અવતાર જોઇને તેને બહુ લાગી આવ્યું. તેણી ઉજલી વાખ હતી. તેને જોઇને હસવાની એક નિષ્ફલ કોશેશ પુટળાંએ કરી મગર હાસ્યમાં મલકાવા બદલ તે નાજુક રૂપસુંદર હોઠો ધ્રુજી ઉઠયા. તેણીની આંખમાં ખાડા પડી ગયા હતા, અને અગાદ સંતાપનો છાપ તેમાં પ્રગટ જોઇ લેવાતો હતો.

જાલે તે દીલરૂબાને ચુપચુપ શેકહેન્ડ કરી.

"મીસીસ કાટગરા, તમે મને મળવા કબુલ્યું તે માટે હું બહુ ખુશી છું. હું તમને ડીસ્ટર્બ કરવા નહિ માંગતો હતો. મેં તો સપલને મળવા ચાહયું, પરંતુ સપલ ગેરહાજર હોવાથી મને લાગ્યું કે તમને મળતો જાઉં કે માહરો ફેરો ફોકટ જાય નહિ."

"હું તમને જોઇને ઘણીજ ખુશી છેઉં; હું—" તેણીએ પોતાના નાજુક હોઠો કરડયા, "હું નહિ ધારતી કે સપલ લંચ લેવા બી આવે."

"કેપીટલ," જાલ કામાએ સાધારણ રીતે બોલવાની કોશેશ કરી, તે હસ્યો, "ત્યારે તમે માહરી સાથ લંચ લેશો. કે બીજે કેથે લેવા આવશો? સપલને તેનો વાંધો રહેશે નહિ અને—"

"ઓ નહિ, સપલને વાંધો શાંનો હોય?' તેણીએ મોટા કડવાસથી વચમાં પડીને કહયું, "હું શું કરૂંછ તેની સપલને કનવાર શાંની હોય?" તે બોલી, અને પછી પોતાની મરજી ઉપરાંત તેણીથી બોલી અને રડી પડાયું, "ઓ, મી૦ કામા, તમે એને માહરી સાથ પણવાજ કાંય દીધો?— તમે તો બધું જાણતા હોવા જોઇએ. સપલને માહરી જરા બી દરકાર

નથી. બનવાજોગજ છે કે તમારા જેટલી બી નહિ હશે."

જાલ કામાને પુટળાંની જીગરતોડ હાલત જોઇને બહુ ચુંચાઈ આવ્યું. ખરેખર સપલે આ ચહેરેનમુન છોકરીનો નાશજ શોધ્યો હતો.

"બહેન પુટળાં, એમ ના બોલો," તેણે તે મધુરી માટે ખરાં મનથી દાઝી જઇને કહ્યું, તેણે તે દીલરૂબાનો હાથ પોતાના હાથમાં લીધો અને તેણીને સધ્યારો ને વિશ્વાસ આવે તે ફીસમે હલવેથી દાબ્યો. તેણીના શબ્દો વગર શકે તેને માટે ઠપકાભર્યાં હતા. શું તે તે ઠપકાને પાત્ર હતો? તેણે પોતાના મનને ખીજવાટથી સવાલ પુછ્યો. અને તો બી તે કરીજ શું શકતે? જો તેણે ખરૂં કહેવાની તે વખતે કોશેશ કરી હતે તો સપલ ઉપર ઘેલી બનેલી પુટળાં તે ખરી તરીકે માનતે બી ખરી કે?

"હું ઠગાઇછ," તેણી ધીમેથી પટપટી, "અને હવે માહરૂં દુન્યામાં કોઇ રહ્યું નથી."

જાલ કામાને શું બોલવું તે સમજ પડયું નહિ. તે બહુજ હલવેથી બોલ્યો, "મુશ્કેલીઓના વખતમાં બધું એવુંજ ડરામણું આપણને નજરે આવે છે. સપલ ખરેખરજ એક લાયક જવાન છે. જો તમો બહેન જરા ધીરજ રાખશો--જરા શાંત થશો તો બધું બરાબર થઇ જશે એવી માહરી ખાતરી છે."

પણ જાલના તે સધ્યારાની અસર પુટળાં ઉપર થઇ નહિ.

"માહરે જાણવું જોઇતું હતું. મને હવે વિચાર આવેછ કે મને એ વિષે અગાઉ વિચાર કે ખ્યાલ કાંય નહિ થયો હશે!" તેણીએ

નિરાશીથી કહ્યું, "એને ઓળખતી દરેક છોકરીઓ માહરા કરતાં અનેક રીતે સુંદર ને શ્રેષ્ટ છે."

"ઓ, ખુદાને ખાતર એમ ના બોલો, પુટળાં બહેન," જાલ કામા પુકારી ઉઠયો. નાપાક મુમતાઝનો ખ્યાલ અને આ સુંદર પુટળાંનો વિચાર એક સામટો કરતાં તેને ગભરાટ છુટયો, "તમે ઘણાં બીમાર થઇ ગયલાં જેવાં લાગોછ, પુટળાં બહેન. એ તો ધારોજ છે કે જ્યારે આપણી તબીયતજ બરાબર હોતી નથી ત્યારે આપણને બધું બુરૂંજ ને નાખુશ કરનારૂંજ નજરે આવેછ. તમે માહરી સાથ બાહર આવોછ ? જોવ, વરસાદ બી અટકી ગયોછ અને હવા અનહદ ખુશનુમા બનીછ. હું બી 'સહવારનો લખતાં લખતાં કંટાળી ગયલો છું, એટલે મનને વેરવા માટે અહિં તહિં રખડવા માગુંછ. આપણે કેથે જઇને લંચ લઇએ. તમે આવોછની ?"

તેણે જોયું કે તે ના પાડવા જતી હતી.

"પ્લીઝ, ડુ કમ," તેણે આગ્રહ કર્યો, "હું તમારી સાથ વાત કરવા માગુંછ; તમારી સાથ મને ઘણી વાતો કરવાની છે. પુટળાં બહેન, તમે શું એક વખત મને એમ નહિ કહેલું કે હું તમને ગમુંછ. તે તમે અમથું તો નહિજ અડાવેલુંની ?"

પુટળાં પોતાના અગાઢ ગમ છતાં બી તે વિચિત્ર સવાલથી જરા હસી.

"નહિ, પણ—"

"ધેન પ્લીઝ કમ."

એક મીનીટ ત્યાં ચુપકીદી પંથરાઇ.

"ચાલો હું આવી." તેણીએ ઢ્યામણે સાહદે કહ્યું. તે જવાબમાં કોઇ રીતનો ઉત્સાહ નહિ હતો—ખાહેશ નહિ હતી. જાણે જીંદગીની મજાહોથી તેણી ધરાઇ ગઈ હોય, યા તો તે મજાહ મનગમતી નહિ પણ અણગમતી હોય એવો તે દીલબરનો અવતાર હતો.

તેણી તૈયાર થવા ગઇ અને જાલ કામા સપલ માટે બહુજ ખફ્ગીથી પુકારી ઉઠયો, "ઇનફરનલ યંગ ફુલ!"

*   *   *   *   *

જાલ કામા પુટળાંને એક નાનાં પણ આબરૂદાર રેસ્ટોરાંમાં લઈ ગયો, તેને ખાસ એવું રેસ્ટોરાં પસંદ કર્યું કે જ્યાં ઘણા લોકોનો આવજેઆવજો નહિ હોય.

તેણે તે દીલરૂબા આગળ પાછું સપલનું નામ કાહડયુંજ નહિ. તેણે તરેહવાર વાતો ચલાવી તેણીનું મન રંજન કર્યું, અને તેઓ રેસ્ટોરાંમાં દાખલ થયાં તેટલીવારમાં તો પોતાનો ગમ કંઇક ભુલીને તેણી સરેસતાના મીઠાશથી વાત કરવા લાગી. તેણીએ તો કહયું કે તેણીને સહેજ પણ ભુખ નહિ હતી પણ જાલની ખુશાલી વચ્ચે પુટળાંએ પેટ ભરીને ખાધું. તે નાનું સ્વચ્છ રેસ્ટોરાં ને ત્યાંનું તેટલુંજ સ્વચ્છ ને સ્વાદીષ્ટ ખાણું પુટળાંને ઘણું પસંદ આવ્યું.

જાલ કામાને જરા જરા હિંમત આવવા લાગી. તેણે જોયું કે તે મ્હાલીને સહેજ સમજ પડતી કીસમે સમજાવવાની ખાસ જરૂર હતી. તેણે તો માન્યું કે સપલ જો ચાહે તો કંઇ સીફતથી તેણીની ખાતરી

કરી આપીને તે પોતાનો સંસાર ભવિષ્ય માટે સચવાયલો અને સુખી કરી શકે; તેણીનો ગુમાયલો વિશ્વાસ પાછો મેળવી શકે. પણ તેટલી ધીરજ અને આવડત સપલને બીલકુલ નહિ હતી. તે હંમેશનોજ નાદાન, હુલવલ્યો અને સ્વાર્થી હતો. હવે તેણે જરા જરા કરીને સપલને લગતીજ બધી વાતો કરવા માંડી.

"સપલ સાથ મને પહેલી દોસ્તી કેમ પડી તે વિષે એણે તમને કંઇ કહયુંછ કે?" તેણે વાતપરથી વાત ફેરવીને પુછ્યું.

"નહિ," તેણી ચહેરામાં જરા લાલ થઇ આવી. તેણીએ આતુરતાથી તેના તરફ જોયું.

"એમાં ખાસ કંઇ રોમાન્સ જેવું કાંઇ નથી, પણ તે તમને જાણવા, પુટળાં બહેન, એટલા થકી ગમશે કે તેથી તમે જોઇ શકશો કે સપલ કેવો મજાહનો, લાયકીવાળો ને અમીરે અમીર છોકરો છે." જાલે બોલતાં બોલતાં જોયું કે પુટળાં તેનું કહેવું ધ્યાનથી સાંભળતી થઇ હતી, "પાંચ વર્ષની વાત ઉપર અમો પહેલા મળેલા. હું તે વેળા તમામ કરકો હતો. પૈસા વગર માણસની હાલત કેવી કબસ રહે છે તેનો તમને, પુટળાં બહેન, જરા બી ખ્યાલ નહિ હશે. તે વખતે હું જરનાલીઝમમાં તુરતનોજ પડેલો હતો, અને મને સુકું પાકું ખાવા જેટલા પૈસા પણ મળતા નહિ હતા. અવારનવાર હું ભુખો સુતો. કચકંઇ વેળા આય માહરૂં ધડીયાલ સતનું ખાવાનું ખાવાને માટે મેં મારવાડીને ત્યાં ગીરવી મુકેલું છે."

"ઓહ!" પુટળાં દયાથી પુકારી પડી. જાલ કામા તે જોઇ હરખ્યો.

"ધેટસ નથીંગ. એ કંઇ નહિ તો પચાસ વખત મેં મારવાડીને

ત્યાં મુકેલું છે ને છોડેલું છે. હું કંઈ તમારી દયા ઉશકેરવા આ કહેતો નથી. કીસમતનું ચક્કર માણસોના આળમાં એમજ ફરતું ફરે છે. એક રાતે એમજ હું તમામ કરકો હતો, આય માહરું ઘડીઆલ બી ગોમાજીને ઘેર હતું, અને માહરી પાસે ખાવાનું કોઇ સાંધન નહિ હતું. વળી અધુરામાં પુરું માહરી તબીયત પણ બરાબર નહિ હતી. આ વેળા સપલ મને એકાએક મળ્યો. તે એના ધારા મુજબજ અપટુડેટ ડ્રેસમાં હતો, અને ખુશ મુડમાંજ કંઇ ગાનું હમ કરતો ચાલ્યો જતો હતો. હું તેની આગળ ગયો અને મે એક રૂપ્યો માંગ્યો.

"ઓહ ! મી૦ કામા !"

જાલ માયાલુ પુટળાંના સાહદ માંહેલો દુઃખનો સંસારો સાંભળી ચમકયો. તેની આત્મકથાથી તે કોમળાંગીનું જીગર ખરેખરજ દાઝી ઉઠયું હતું.

"ડોન્ટ લુક સો સોરી," જાલે નરમાશથી કહયું, "તે દિવસો હવે રહયા નથી. તે વખત વહી ગયો છે, અને હવે ખુદાના હુકમથી હું સારી સ્થિતિમાં છું. માહરી આત્મકથા જો હું કોઇ વેળા લખશ તો તે વાંચવાજેવી થઇ પડશે, અને લોકો જાણીને ચકીત થઇ જશે કે જાણીતા અને લોકમાનીતા કવિ, વાર્તાનવેશ અને જરનાલીસ્ટ જાલ કામા એક વેળા એક રૂપીયાની ભીખ માંગવાની હદે પણ ગયલા હતા," જાલ એટલું બોલી હસ્યો, પણ સુંદર પુટળાંનાં મોહડાં ઉપર હાસ્ય ફરકયું નહિ. તેણીની મનોહર ચશમો તો જાલ કામાના ચહેરા ઉપર અજાયબીના કરૂણ છાપ સાથ ઠરી રહી હતી.

"અને પછી શું થયું ?" તેણીએ આગળ જાણવાની ઇંતેજારી બતાવી.

"સપલ ઉભો રહી ગયો. એ તો પહેલે એમજ સમજ્યો કે હું એનું સોનાનું ઘડીયાળ યા પાકીટ તફડાવી જવા એમ તેની આગળ ઢોંગ કરતો ખસી ગયો હતો."

"પછી ?" પુટળાંએ હદ વિનાની આતુરતાથી આગળ જાણવા માગ્યું.

"સપલે મને શું જવાબ કર્યો તે, પુટળાં બહેન, તમે કદી ગૅસ કરી શકવાનાં નથી. તેણે મને કંઇજ પુછ્યું નહિ. તેણે મારી તરફ એક પળ જોયું અને કહ્યું, "બીરાદર, મહીનાની આખેરી હોવાથી માહરી પાસે હમણાં કંઇજ નથી. મારા મોટાભાઇ મહાન મેહેરનોશજીનું માસીક અલાવન્સ મને પહેલીએ મળશે, પણ જો તમે માહરી સાથે ચાલો તો આય મોહલ્લાને નાકે રહેતા માહરા એક ફ્રેન્ડ પાસે થોડાક રૂપીયા ઉછીના લઇને તમને આપુ." પુટળાં બહેન, એ શું સપલના જીગરની ખરી અમીરાઈ બતાવનારૂં નથી."

પુટળાં હસ્તી હતી.

"ઓ, જાણે મને તમે બોલી ગયા તે બોલો સપલ હમણા બોલતો હોય એમ લાગેછ," તેણી બોલી, "અને પછી તમે શું કર્યુ, જાલભાઈ ?"

"હું સાથે ગયો. સપલે પચ્ચીસ રૂપીયા તે ફ્રેન્ડ પાસે લીધા. મને પાંચ રૂપીયા આપ્યા અને પોતાની સાથ મને જમવા લઇ ગયો. તે દીવસના અમે દોસ્તો છીએ. ખાલી દોસ્તો કરતાં પાલ્સ કહું તો બરાબર. સપલની મુલાકાતે માહરાં નશીબના ચોઘડીયાંઓ બદલ્યાં છે એમ કહું તો ખોટું નથી."

"હું તો એમ ધારૂં છું," પુટળાંએ બહુજ હળવેથી અને ગંભીરાઇથી કહ્યું, કે "સપલનાં બી મોટાં નશીબ હોવાં જોઇએ કે તમારી સાથ દોસ્તી સાંધી."

જાલ કામા લાલ લાલ થઇ આવ્યો. એક પળ તો તે કાંઇ બોલી શક્યો નહિ. તેણે પોતાની કર્મકથા સપલના સદગુણો તરફ તે મનોહારીનું ધ્યાન આકર્ષવાને માટે તે દીલબરને કહી સંભળાવી હતી, અને તેનું પરીણામ તેની વકરી ઉપરાંત ફતેહમંદ નીવડયું.

તેઓ હોટલમાંથી બાહર આવ્યાં અને હોટલ મેજેસ્ટીક તરફ ચાલુ મુકયું. પુટળાં કંઈ વિચારમાં ને વિચારમાંજ ચાલ્યા કરતી હતી; જાલ કામા સમો સંભાળીને સપલ માટે વધુ કાંઇજ બોલ્યો. નહી. તે કુનેહબાજ હતો. તેઓ લગભગ ચુપકીદીજ અખત્યાર કરીને ચાલ્યાં. તેઓ હોટેલમાં આવી પુગ્યા પછી પુટળાંએ પોતાના સુંદર નયનો આભારથી જાલ તરફ ઉઠાવ્યાં અને કહ્યું, "જાલભાઈ, તમારી મેહેરબાની માટે તમારો ઉપકાર કેમ માનવો તે મને સમજ પડતું નથી. માહરાં મમાં ગુજરી ગયા પછીની મેં એક સુંદર સુખી બપોર આજે પહેલવહેલીજ તમારી કંપનીમાં ગુજારી છે."

જાલ કામાએ તે સુંદરીનો હાથ શેકહેન્ડમાં લેતાં તે એક પળ જાસ્તીજ ધરી રાખ્યો.

"માહરાં વ્હાલાં બેહેન, જો તમે જરા ધીરજ રાખશો તો જરૂરજ સુખી થશો—હમેશ સુધી માટે," તેણે ધીમેથી સમજાવ્યું, "સપલ ચેડો છોકરો છે, અંગ્રેજીમાં કહે છે તેમ એ સ્પોઇલટ બોય, અને—અને એ તો ઓરતોની ફરજ છે કે માટીડાઓને સીધી રાહે મુકવા.

ઓરતો તો અમારા નીગેહબાન ફીરેસ્તાઓ છે. તમારે તે જાણવું જોઇએ, બહેન પુટળાં."

તે વ્હાલીને આટલો નરમ ઠપકો આપવા માટે પણ જાલ પોતાને પોતાના મનથી ધીક્કારવા લાગ્યો, કેમકે આ બીનામાં તમામ અને એકલો વાંક તો સપલ કાટગરાનો હતો. મગર પુટળાં ખરેખરજ ખુશમીઝાજમાં અને આનંદી હતી, અને 'તે જોઇને કંઈ રાહત પામેલો સપલનો તે ભલો મિત્ર પોતાને ઘર પાછો ગયો.

પુટળાં પોતાના રૂમમાં ગઈ, પોતાની સાડી બદલી નાખી, બાલો સમા કર્યાં, અને સીટીંગરૂમમાં પાછી આવી. બોયને બોલાવીને તેણે ચહા સીટીંગ રૂમમાંજ બે જણ માટે લાવવાનો હુકમ કર્યો. તે વેટર જરા અજબ થયલો લાગ્યો.

'બે માટે કહયું, બાઇજી?" તેણે જરા અચકીને પુછયું.

"યસ પ્લીઝ, મી૦ કાટગરા આજે અહીંજ માહરી સાથે ચહા લેશે."

સપલ અને તેણી હાલ તો જુદુંજ ખાઈ પી લેતાં હતાં. ખરેખર તો તે તેણીનીજ બોહોસનું પરીણામ હતું. તેણી સપલને મળવા કે તેની સાથ વાત કરવા મુતલ્લગ રાજી નહિ હતી. પણ જાલ કામાના આજના મેલાપ અને તેની સાથની વાતચીત પછી પુટળાંના મનમાં થોડો ફેરફાર થયો. તેણી વધતી ડહાપણવાળી બની અને કંઈ નવીજ નજરે પોતાના એ ચુંથાયલા મામલા ઉપર જોવા લાગી. રડી બળીને યા લડીને તેણી સપલને પોતાની પક્ષમાં કેમ જીતી શકનાર હતી? ફ્રરગીવ અને ફ્રરગેટનો અતી ડહાપણભર્યો અને વહેવારૂ મુદ્રાલેખ તેણીએ અનેકવાર સાંભળ્યો હતો. શું તેજ અકકલપસંદ કહેવતનો ઉપ-

યોગ તેણીના બાબમાં કરવાની જરૂર નહી હતી? એ નવા વિચારથી તેણીની છાતી જોશમાં ધડકતી થઈ.

"મી૦ કાટગરા તમો બાહર ગયલાં હતાં તેટલાં આવીને જમી ગયા છે, અને બહારથી એક તેમને નામની ચીઠી આવવાથી તુરત પાછા ગયા છે, ને તમો બાઈજી સાહેબને કહેવાને ફરમાની ગયા છે કે તેવણુ ટી કે ડીનર ઉપર કદાચજ હાજર થઈ શકશે."

"એ વેરી વેલ!" પુટળાંએ ધીમેથી કહયું. તે નીરાશ થઇ ગંઇ. પોતાની આતુર આશાઓને એમ તુરતમાંજ ભ્રષ્ટ થઈ ગયલી જોઇને તે ઘણી દીલગીર થઇ ગઈ.

સપલ આખો દીવસ પાછો આવવાનોજ નહી હતો. શું તેણી એટલી બધી તો નાખુશ કરનારી તેને હતી કે તે સારો દીવસ બાહરજ ભટકયા કરવાનો હતો.

"સપલ કયાં ગયો હશે?" તે મધુરીએ અચરતીથી વિચાર કર્યો. "તે ચીઠી કોણની હશે?"

એકાએક તેણીનો મધુરો મુખડો ગુસ્સાથી ગોલાબી બની આવ્યો...મુમતાઝની!

તેણીએ તે વિચાર પોતાના મગજમાંથી કાઢી નાંખવાની બહુ સખ્ત તજવીજ કરી પણ તે બધી ફુઝુલ નીવડી. તેણીના દુઃખથી ટુકડા થઈ જતા દીમાગમાં તે વિચાર દર પળે વધતો અને વધતોજ જોશથી આવવા લાગ્યો, તે એટલે સુધી કે થોડાવારમાં તો તેણી એજ માત્ર ધાતકી વિચાર સીવાય બીજું કંઇ તેણી કલ્પીજ શકી નહી. તેણી

ગુસ્સાથી બહાવરી બની ગઇ અને તે સીટીંગરૂમમાં એમથી તેમ ફેરા ફરવા લાગી.

અગર સપલ મુમતાઝ પાસેજ ગયો હશે, તો તો બસ થઇ ચુકયું. તેણી તેને કદી માફ કરવાની નહિ હતી. જો સપલ મુમતાઝ પાસેજ ગયો હોય તો તેણીએ ઉમેદ કરી, કે તેણી તેને પાછો જોય તે અગાઉ મરીજ જાય તો ઠીક.

સપલ મુમતાઝ પાછળ એટલો કાંય દીવાનો હશે, તેણીને એટલી કાંય વખાણતો હશે, તેણીની ખુબસુરતી ઉપર એટલો વિચાર કાંય કરતો હશે? પુટળાં મુમતાઝને હવે ધીકકારતી હતી—તેણીની ખુબસુરતીને પણ તીરસ્કારતી હતી કે જે ખુબસુરતીએ તેના વ્હાલાને ચોરી લીધો હતો. જો સપલ મુમતાઝ પાસજ ગયો હોય......તેણી ઠંભ થઇને ઉભી રહી ગઇ, પોતા ઉપર તેણી કાબુ મેળવવા માટે સખ્ત જેહમત ખેંચી રહી.

તે છેડાયલી દીલબરે જાલ કામાના શબ્દો યાદ કર્યા.

"સપલ એક બચ્ચાં જેવો છે. એને એક ચાન્સ આપો." અને તેણી તો હમણાં વગર સાંભળવેજ તેની તરફ અણગમો બતાવી રહી હતી.

પુટળાંએ પોતાના હોઠો ઝનુનથી કરડી મુકયા. ખરૂં જાણતાં સુધી તો તેણીએ થોભવું જોઇએ; પોતાની ખાતરી—પુરેપુરી ખાતરી થતાં સુધી તો તેણીએ સબુરી રાખવીજ જોઇએ.

વખત જેમ તેમ પસાર થવા લાગ્યો. તે મધુરી કંઈ વાંચવાની કોશેશ કરતી ને તેમાં રસ ન પડતાં પાછું મુકી દેતી. પાછી વિચારમાં

પડતી અને તે દાવાનળ વિચારોને ખંખેરી નાખવા તે રૂમમાં ખાલી ખાલી આંટા મારી પોતાના નાજુક પગોને દુખવતી. એમ એકધાર રીતે તેણીએ વખત પસાર કર્યો.

તેણીને આવું એકલવાયું અને ડરામણું જીંદગીભરમાં કદી લાગ્યું ન હતું. તેણીની માતાની સદાની માયાળુ મીઠી સોબત તો તેવણ મરણ પામ્યાં તે ઘડી સુધીની હંમેશની સાથેજ હતી. મીસીસ મોદી તે પોતાની વ્હાલી દુખ્તરને ક્વચીતજ વીહીલી મુકતાં હતાં અને તેથી પુટળાં ઘણી હદની બેખબર અને નીર્દોષ ઉછરી હતી. તેણીને હાલની હાલત તેથી બમણી સાલતી હતી.

છેક છને સુમારે તેણીએ ઇવનીંગ ન્યુઝની એક કોપી મંગાવી. વખતને મારવાના હેતુથી તે રૂપસુંદરી તરેહવાર ફાંફાંઓ મારતી હતી. તેણીએ તે પેપરનાં પીકચરો જોયાં, અને પછી તેનાં પાનાંઓ એમથી તેમ વગર વિચારવે ફેરવ્યાં. એક ઠેકાણે મોટા ટાઇપમાં છપાયલાં હેડીંગે તેણીનું લક્ષ તુરત આકર્ષ્યું. તેણીએ તે ખબર તુરત ચમકીને વાંચી. તે દીવસે થયેલા એક સખ્ત મોટર અકસ્માતને લગતી તે વીગત હતી.

'એલેકઝાન્ડરા થીએટ્રીકલ કંપનીની નામાંકીત સ્ટાર મીસ મુમતાઝને આજે બપોરે એક બહુ સખ્ત અને પ્રાણઘાટક મોટરકાર એક્ષીડન્ટનો ભોગ થવું પડયું છે. થીએટર ઉપરથી રીહરસલ કરીને તેણી એક મોટરમાં પાછી ફરતી હતી, ત્યારે ક્વીન્સ રોડ ઉપર તેણીની મોટરે સામેથી ખોટી બાજુએથી ધસી આવતી એક મોટરગાડી સાથ એક મજબુત ટકકર ઝીલી હતી, અને કમનસીબે મીસ મુમતાઝ ગાદીમાંથી ફેંકાઇ જઇને બહુ દુર જઇને પડયાં હતાં. મીસ મુમતાઝની હાલત ક્રીટીકલ છે."

તે પછી મુમતાઝની એક્ટ્રેસ તરીકેની જીંદગીને લગતી થોડીક વીગતો આપવામાં આવી હતી, પણ પુટળીએ તે વાંચી નહી. મુમતાઝની જીંદગી માટે તેણીને દરકાર નહી હતી. સપલ માટેના તેણીના શકનું સમાધાન તે ફકરાથી થયું હતું, એજ બસ તેણી માટે પુરતું હતું. અલબતાં સપલ ત્યારે મુમતાઝ પાસે નહિ હતો. તે તો મરવા સુતેલી હતી. પુટળાં પોતાના શકો માટે શરમીંદગી બની. તેણીએ પેપર બાજુ મુકયું. તેણીના મગજ ઉપરનો એક મોટો બોજો તુરત વેળા ઉંચકાઇ ગયલો લાગો. સપલ માટે ખોટો વિચાર કરીને તે વ્હાલાની તે ગુનેહગાર બની હતી. શું સપલે તેણીને પ્રોમીસ કયુ નહિ હતુ કે તે તેણીને કદી મળનાર કે જોનાર નહિ હતો. ઓ! તે પ્રોમીસ તે કમબખ્ત કેમ ભુલી ગઈ હતી.

મધુરી પુટળાંને એકાએક આ વખતે ખ્યાલ થયો કે હોટેલમાં આજે એટહોમનો મેળાવડો હતો અને તેમાં સામેલ થવાનું તેઓને ઈજન આવ્યું હતું. સપલ કહી કહીને થાકો હતો કે તેણીએ જવું ને બે લોકમા ભેલાવું કે જેથી તેણીના મનનું સમાધાન થાય. જો સપલ હમણા આવે ને તેણીને ત્યાં બીજાઓ સાથ ભેલાતી જોય તો અલબત રાજીજ થાય એ વિચારથી તેણી તૈયાર થઇને પોતાના રૂમમાંથી બાહર નીકળી, અને એટહોમવાળા દીવાનખાનામાં આવી.

પુટળાં ઘણી રાહત પામી હતી. મુમતાઝની કાસળ વચમાંથી પતી જનાર હોવાથી તેણીની જીંદગી સુખમાં ઠર પડવાનો સમો આયંદા આવ્યો હતો એમ તેણી વિચારતી હતી. તેણી સપલ સાથ જીંદગીનો નવોજ સફો શરૂ કરશે; તેણી ધીરજ અને કુનેહથી તે દીલબરને જીતી

લેશે; અને મુમતાઝે તેને ચાહયો હોય તે કરતાં હઝારોઘણાં હેતથી તે પ્યારાને ચાહીને તેને સુખી કરીને પોતે પણ સુખીજ થશે એ વિચારથી પુટળાં ખુશી થઈ.

તેણી તે દીવાનખાનામાં આવી ત્યારે તે તમામ ચીકાર હતું. મીસ્ટર અને મીસીસ સબાવાળાએ તેણીને બહુ હેતભર્યો આવકાર તેણી દાખલ થતાં સાથ આપ્યો અને પોતાનાં કેટલાંક ફ્રેન્ડસો સાથે તેણીને ઈન્ટ્રોડયુસ કરી. પુટળાંને તે બધાં વચ્ચે ભેળાવાનું બહું ખુશકારક લાગ્યું. તે મધુરીનો તે અનુભવ નવો હતો, એટલે વધતોજ આનંદી અને ખુશબખ્તીભર્યો હતો. તેણી અહીં તહીં ફરીને એક નાની ટેબલ આગળ થોડુંક કોલડ્રીંક મંગાવીને બેઠી. એક મોટું પામનું કુંડું.તેણીની બાજુમાં હતું, અને તેની પછવાડે પણ એક સમકળી ટેબલ રીફ્રેસમેન્ટ સારૂ ગોઠવવામાં આવી હતી. એ ઉપર તેણીનું ધ્યાન ગયું નહી હતું. તે ટેબલ આસપાસ થોડાંક જણાં વાતો કરતાં બેઠાં હતાં. તેઓની વાતો તેણી પ્રગટ સાંભળી શકી. તેણીએ જોયું કે તેઓ વચ્ચેની વાતો મુમતાઝને થયલા અકસ્માત સંબંધી હતી અને વચમાં વચમાં તેણીના સપલનું નામ પણ દેવાતું હતું. સપલના નામના સંસારાથી તેણીના કાનો ઉભા થઈ ગયા. તેણી ધ્યાનથી સાંભળવા લાગી.

"સપલ કાટગરા તો એ ખુબસુરતીની પુટળી ઉપર દીવાનો હતો. એના અને સરદાર અબદુલ રઝાક વચ્ચે તો જબરી ધુરકાધુરકી ચાલતી હતી. અને એ મરી ગઈ બી એ સરદારનીજ મોટરકારમાં." એક જણ ખુલ્લા અવાજે બોલતું સંભળાયું.

"પણ એ સરદાર અબદુલ રઝાકને કંઇ પરણવાની નહિ હતી. એ તો તેને ચીરાય એટલું ચીરી લેવા માંગતી હતી. એ તો એવી

ઓરતોનો સ્વૈચોજ છે. મને બી ક્યાં એણે થોડો વેતરચોછ. એના મરણથી કોઇને નહિ તો સપલ કાટગરાને તો બહુજ  લાગશે. તું જાણેછ કે, એ થોડા દીવસનીજ વાત ઉપર પરણી ગયોછ," કોઇ બીજાએ કહયું.

"હા, હું જાણુંછ. કોઈ નવસારીની છોકરી છે. ખુદાને માલમ કે સપલે એમ કાંય કર્યું હશે? એ તેણીને તો ચાહતોજ નહી હશે, કેમકે એ તો મુમતાઝ ઉપરજ પાગલ બનેલો હતો. કહેછ કે અકસ્માત થયા પછી પણ મુમતાઝે સપલને પોતાની આગળ તેડાવેલો છે. શુધ્ધીમાં આવતાંની સાથજ સૌથી પહેલું કામ મુમતાઝે એ કર્યું છે. સપલ ઉપર એ છોકરીનો જીવ હતો: પણ સપલ ગરીબ હોવાથી—"

સપલ! તેઓ તેના સપલ માટે તે બધી વાતો કરતાં હતાં--અને——

તેણીનું આખું તનબદન એક અજબ જાતની ધ્રુજનીથી ધ્રુજી ગયું. તેણીના રગો માંહેલું લોહી જાણે તેણીના હાર્ટ ઉપર એક સામટું ધસ્યું આવતું હોય એમ તેણીને લાગ્યું અને પછી તેણી બીમાર અને નબળી પડી જતી હોય એમ દીસ્યું. તેણીએ પોતાની આંખો વીંચી દીધી. એક પળભર સર્વત્ર અંધકાર ફેલાઇ રહેલો તેણીને લાગ્યો, પણ પછી તેણીનું મગજ પાછું કામ કરવા લાગ્યું.

—ત્યારે સપલ મુમતાઝની પાસેજ હતો. સપલને બોલાવવામાં આવ્યો હતો અને સપલ ગયો હતો.

દરેક ચીજોનો ત્યારે અંત આવી ગયો હતો. તેણીના ભાવીના સર્વ સુખી સ્વપ્નાઓનો નાશ છેવટનો નીર્માણ થઇ ચુકયો હતો.

પુટળાં પોતાની ખુરશી ઉપર ચીટકીને ઘણો વખત સુધી બેસી રહી. આજુબાજુ શું બનતું હતું તેનું તે બીચારીને ભાન ન હતું. શરૂ થયલા બેન્ડના સરોદોએ તેણીને પોતાની બેખબરીમાંથી જાગ્રત કરી અને તેણી ઉઠીને સીધી પોતાના રૂમમાં ગઇ.

આઠ વાગી ગયા હતા અને હવે આજે રાતે ચાલી જવાનું ઘણું મોડું થયું હતું. ઘણું મોડું કાંય? તેણીને એકાએક યાદ આવ્યું કે જાઇજી ગુજરી ગયાં તે પછી થોડે દિવસે સપલ ખાસ. કામસર નવસારી મોદી મીનારમાં એક બહુ મોડી ટ્રેનમાં ગયો હતો. છેક પોણા-દસની, તેણી તે ટ્રેન જો ઝડપથી તૈયાર થઇ જાવ તો પકડી શકે એમ હતું. તેણીએ એક નાના બેગમાં થોડો જરૂર જોગો સામાન ચપચપ ભરી નાખ્યો. તેણીની છાતી જોશમાં ધબકારા મારી રહી હતી, તેણીનું હૃદય ઉછલ ઉછલ થઇ રહ્યું હતું. તેણી કદી પાછી આવવાની નહિ હતી. સપલની સાથ કદી પાછી રહેવાની નહિ હતી. તેણીનો તેના માંહેલો જરા રતી બી બાકી રહેલો વિશ્વાસ બી ગુમ થઇ ગયો હતો—તેણી વધુ વાર તેને ચાહતી રહી નહિ હતી.

પુટળાં તૈયાર થઇને સાડીની સોર સરખી કરતી હતી, તેટલાં બાહરથી બારણું ઠોકાયું.

"પુટળાં..." તે સપલ હતો.

પુટળાં થંભ થઇ ગઈ. તેણીનો દમ બંધાઇ ગયો. તેણીએ પોતાના હાથો છાતી ઉપર દાબી દીધા અને હોઠો પીસી મુકયા.

"પુટળાં..." જરા વાર રહીને પાછો અવાજ આવ્યો. તે અવાજ જરા વધારે અધીરો બનેલો હતો, અને પછી તેણીએ જોયું કે તે બારણાં

આગળથી હટી જઇને સીટીંગરૂમમાં આમથી તેમ ફેરા ફરતો હતો. હવે જવાય એમ નહિ હતુ, જો કે જવા તો તે ઘણીજ અધીરી અને બહાવરી બની રહી હતી. જો તે જરા મોડો આવ્યો હતે—જો તેણી જરા જલ્દી નીકળી ગઈ હતે.

તેણીએ ધીમેથી બારણું ખોલ્યું. સપલ સીટીંગ રૂમમાં બેઠેલો હતો. શું તેણી તેને નજરે પડયા વિના છટકી જઇ શકશે? તેણીએ પાછું બારણું બંધ કર્યું, તૈયાર કરેલો બેગ ઉપાડયો અને બહુજ હળવે કદમે ઘણીજ સંભાળથી બારણું ખોલીને સીટીંગ રૂમમાં આવી.

પણ સપલ સાંમોજ ઉભેલો હતો. તે તેણી તરફ અવાચક જેવો જોઇ રહયો; પછી તેણીની નજદીક આવ્યો અને તેણીના હાથની કાંડી લગાર જોરથી પકડી કરડાકીથી બોલ્યો, "તું કયાં જાયછ?"

તેણી બીહી ગઇ. તેણીનો ચહેરો ફીક્કો મારી આવ્યો હતો, પણ તેણીની મનોહર આંખો તો તેને ન ગણકારવાનાંજ ઝનુનથી ચમકી રહી હતી.

"હું જાઉંછ. મને જવા દેવ, હું કદી બી પાછી અહીં આવવાની નથી."

સપલે તેણીના હાથની કાંડી ગુસ્સાથી પકડીજ રાખી હતી. તેનો ચહેરો પણ તે પળે બહું ઉદાશ અને ફીક્કો નજરે આવતો હતો. તે જાણે કંઇ બોલવા બીહીતો હોય એમ લાગતું હતું.

"કાંય?" જરા વારે તેણે ખોખરે સાહદે પુછયું.

પુટળાંએ સપલનાં ચહેરામાં હિંમતથી જોયું. તે તેનાથી બીહીતી હતી, તેને ગુસ્સે થયલો જોઇને ડરતી હતી, છતાં તે ચાતુરી બહુજ દીલેરીથી તેની સાંમે જોઇ રહી.

"હું તમારી સાથે વધુ વાર રહેવા માંગતી નથી. ઓ! હું ઇચ્છુંછ કે મેં તમને કદી જોયા નહિ હતે!"

તે મહાખુબનો અવાજ બી જાણે બદલાઇ ગયો હતો. સપલને તેનો ખ્યાલ થયો અને તે ખ્યાલે તેને વધતો ગુસ્સે કર્યો. તેની પુટળાં હવે વધુ વાર તે નિર્દોષતા અને ભોલાંપણાથી તેની સાથ વાત કરતી નહિ હતી કે જે નિર્દોષતા અને ભોલાપણાં માટે તેણી અકસર કરીને ગરવી મનાતી હતી. તે તો ઉમરે પુગેલી અને ડહાપણવાળી ઓરતની મીસાલ વર્તતી હતી.

"ડોન્ટ બી એ લીટલ ફુલ," તેણે તીખાશથી કહ્યું, "વળી શું થયું? વળી મેં શું કર્યું? હું આ બધા તાહરા સીનસોથી છેકજ કાંયર થઇ ગયલો છું. ખુદાને ખાતર હવે તું સમજદારીથી વરત? શું તું આખાં હોટલને જણાવવા માંગેછ કે આપણા વચ્ચે પંચાતી થયેલી છે."

"આખું હોટલ જાણી ચુક્યુંછ," પુટળાંએ ગુસ્સાથી કહી દીધું.

સપલ તેણીની વધતો નજદીક આવ્યો.

"પુટળાં, ડોન્ટ બી એબસર્ડ. બેગ મુકી દે. તું વિચાર તો કર કે આપણુને પરણ્યાને કેટલા દહાડા થયા?" સપલનો અવાજ ધીમો અને નરમાશભર્યો બન્યો. "શું છે? શું થયું? તું શાંત થઇને બેસ આપણે વાત કર્યે. માહરે તુને કાંઇ કહેવું છે. હું આજે રાતે તુને મળવાજ માંગતો હતો. મેં તાહરા રૂમનું બારણું તે કારણુસર હમણા ઠોક્યું બી હતું."

"હું તે જાણુંછ—મેં તે સાંભળેલું."

"વેરી વેલ, ત્યારે શું છે? મેં એવું તે શું કર્યું છે, કે તું એટલું બધું માથું ફેરવી બેઠી છે."

પુટળાં એક પળ ચુપ બેસી રહી. તેણીએ પોતાના નયનો નીચાં કરી દીધાં હતાં. સપલ જ્યારે આટલી માયાથી, નરમાશથી અને મીઠાશથી બોલતો હતો ત્યારે તેણીનું જીગર ભાંગી જતું હતું. આખર કરે તે ભોલી ભામીની તે જવાનને દીલના દીલથી ચાહતી હતી તે તેણી ભુલી જઈ શકતી નહિ હતી. અને તો બી, આ તેનો વ્હાલો સપલ થોડા દિવસની વાત ઉપરનો તેનો પ્યારો સપલ નહિ હતો. સપલ હમણાં તેની સાથ કરગરીને વાતો કરતો હતો એ ખરૂં પણ ખરેખર તો તે એક જુદોજ માણસ હતો—એક પરાયો કે જેનાથી તે તારૂણી બીહીતી હતી અને લગભગ તેને ધીક્કારતી થઈ હતી.

"પુટળાં, શું તું બીમાર છે?" સપલે જરા વારે પાછું પુછ્યું, તેણે પુટળાંનો હાથ ધીમેથી પસવાર્યો. અને તેના તે સ્પર્શથી પુટળાં બેબાખરી બની ગઈ.

"હા," તેણીએ ચીચવાઈને કહ્યું, "હું બીમાર છું ને બેજાર છું. તમારાથી, તમારા જુઠાણાઓથી અને તમારી ધિક્કારવાજોગ દગાઈથી હું બીમાર થઇ ગઈ છું. તમે માહરૂં જીગર તોડી નાખ્યું છે અને માહરી જીંદગીનો નાશ કરી નાંખ્યો છે, પછી હું બીમાર નહિ તો કેમ હોઉં? તમે તો મને કસમ ઉપર એમ ખાતરી આપેલી હતી કે ભુતકાળનું તમે બધું વીસરી જશો, તે ઉપર પુરો મુકશો, ને હવે—હવે—"

"હવે શું?" સપલે અધીરો પડીને પુછ્યું, અને તેણીનો હાથ પાછો ઝાલવા ગયો, પણ પુટળાંએ ઝનુન અને ગુસ્સાથી તે છટકાવી નાંખ્યો.

"તમે આજે બપોરથી તેણીની પાસે છેવ. મને અહીં જુરપંજર કલાકોના કલાકો સુધી છોડીને તે મુઇ માહરી શોકની સોડમાં ભરાવલા હતા. તમારે મન હું તો કંઇ ગણત્રીમાંજ નથી. હું નહિ સમજી શકતી કે તમે મને પરણ્યા કાંય? સીવાય કે માહરા પૈસામાંથી તેનું દોજખ ભરવા. હું ઇચ્છુંછ કે તમે મને પાછા મળ્યાજ નહિ હતે. હું ઇચ્છુંછ—ઓ હું ખરેખરજ ઇચ્છુંછ કે હું હમણા બી મરીજ જાઉ શકતી હોઉં," ને એટલું બોલી પુટળાં રડી પડી.

સપલ દબાઈ ગયો હતો. તે બધો ધસારો સાંભળીને તે ચમકી ગયો હતો. તે જરા વાર રહીને બોલ્યો, "પુટળાં, તે તો મરી ગઇ, મુમતાઝ મરી ગઇછ."

---

## પ્રકરણ ૧૪.

---

"મરી ગઇ!" પુટળાંએ સપલના બોલોનો પડઘો કર્યો. "મરી ગઇ!" તેણીએ પાછું પોકાર્યું.

સપલ કાટગરા ખુરસીમાં ફસડાઇ પડયો. તેણે પોતાનો ચેહેરો પોતાનાં હાથમાં છુપાવી દીધો. ઘણી ગંભીર ચુપકીદી તે રૂમમાં વ્યાપી રહી. પુટળાં સપલના ઝુમી પડેલાં માથાંને જોતી બેસી રહી. તેણી વિચાર કરવા ચાહતી પણ તેણીનું મગજ કામ કરતું નહિ હતું. શું સપલ જુઠું બોલતો હતો? મગર નહિ તેમ લાગતું નહિ હતું.

તેણીએ બોલવાની તજવીજ કરી પણ તેણીની ઝબાન ઉપડી નહિ.

થોડે વારે સપલે પોતાનો ફીક્કો ચેહેરો પોતાના હાથોમાંથી ખુલ્લો કર્યો. તે ઘણો દુઃખી થયલો લાગતો હતો. પુટળાંએ વિચાર્યું શું તે પેલી કસકુનમના મરણથી એટલો દુઃખી બન્યો હતો. તે કપાત્ર ઓરત કે જેને તે ચાહતો તેની હસ્તી નીસ્તીમાં ગરક જવાથી તેને એટલો ગમ લાગ્યો હતો? તેણી કહેવા ચાહતી હતી કે તેણી દીલગીર હતી, પણ શબ્દો તેણીને ગુંગળાવી મેલતા હતા. તેણી બીલકુલ દીલગીર નહિ હતી. તેણી તો ખુશી હતી.

ખરાં દીલથી ખુશી, કેમજે જે ખુબસુરત ઓરતને તેણીએ એક વેળા વખાણી હતી તેણીના નામનીજ માત્ર યાદ હવે તેઓ વચ્ચે જીવતી રહેવા પામી હતી.

"પુટળાં, મુમતાઝ મરી ગઇ છે, એટલે હવે તુને અદેખી પડવાનું કંઇ કારણ નથી," સપલ કાટગરાએ ધીમેથી કહયું.

અદેખી પડવાનું કોઈ કારણ નથી? નહિ હતું, મરણ કંઇ યાદો ભુલાવી શકતું નથી. પુટળાંને લાગ્યું કે તે મરણ પામેલી ખુબસુરત્ત બલા હજી બી તેઓને વચ્ચે તો આડી આદ સમાન જેવી ને તેવી મોજુદ હતી.

જરા વાર ત્યાં ચુપકીદી ફેલાઇ, પછી પુટળાં બેગ ઉપાડી પાછી બારણાં તરફ જવા ગઈ.

"કયાં જાયછ? પુટળાં, નાદાન, મુર્ખ ના બન. આવી મોડી રાતે તું હોટલમાંથી જાઇ શકશે નહિ."

"હું અહીં તમારી સાથે રહેવાની નથી," તેણીએ સપલ ભણી જોયા વગરજ મકમતાથી કહયું. સપલનો દહાડોજ આજે બરગસ્તે

હતો. મુમતાઝના બોલાવા સાથ તે મારતી ટેક્ષીએ હોસ્પીટલમાં ગયો હતો. પણ તે મોડોજ થયો. મુમતાઝ તે જઇ પુગ્યો તે અગાઉની મરણ પામી હતી. મુમતાઝનું મરણ તેને માટે એક ઝનુન ફટકા સમાન હતું. તે સરદાર અબદુલ રઝાકની ગાડીમાંજ અકસમાતથી મરણ પામી હતી તે ખ્યાલથી તે વધતો રંજીદા થયો હતો. તેણીએ શુદ્ધીમા આવતાં સર્વથી પહેલું તેને મળવા ચાહ્યું હતું એ જાણીને તો તે રડી પડયો હતો. મુમતાઝ છેક છેકના છેવટ તલક તેનેજ ત્યારે ચાહતી હતી—તેનેજ મળવાની તગર તેણીએ પોતાની મોતની ઘડીએ બી કરી હતી. પછી તેને પુટળાંનો વિચાર આવ્યો હતો. પુટળાં બી એ જાણીને દીલગીર થશે, તેની તરફ દીલગીરી બતાવશે, તેની સાથ માયાથી વર્તશે એવા ખ્યાલથી મુમતાઝનું સ્વાન ઠેકાણે પડી જવા બાદ તે બની શકતી ઝડપથી હોટલમાં પાછો આવ્યો હતો. પુટળાં માટે તે એક રીતે તો ઠીકજ થયું હતું એમ તે માનતો હતો. પણ તે દીલરૂબાને આમ છેક રન ઉપર ચઘેલી જોઇને તે આભોજ થઇ ગયો. તેણી તો ફેરવાઇજ ગઇ હતી. તેની ગરવી, નિર્દોષ, નાદાન પુટળાં આ નહિ હતી. આ તો એક છેડાયલી વાઘણ જેવી બીજીજ કોઇ પુટળાં હતી.

"ડોન્ટ બી એબસર્ડ, પુટળાં. હું તને જવા દેવાનો નથી. આય હોટલ છોડી જવાની હું તને મનાઇ કરૂંછ. આખર કરેને તું માહરી ધણીઆણી છે. હું કહુંછ તેમ તાહરે કરવુંજ પડશે."

મગર પુટળાં તો તે બધું તેણીએ સાંભળ્યુંજ નહિ હોય તેમ બેપરવાહીથી ઉભી.

"પ્લીઝ લેટ મી ગો."

"તું ક્યાં જાયછ? તું માહરી ધણીઆણી છે—તાહરે માહરી સાથ રહેવુંજ પડશે." સપલે તે રૂમનું બારણું અંદરથી બંધ કર્યું.

"પુટળાં, આપણે નવેસરથી જીંદગી શરૂ કર્યે. હું કબુલ કરૂંછ કે હું તાહરી સાથ ઘણો બુરો થયોછ પરંતુ જો તું જરા ધીરજ રાખશે, કેમકે હજી કાંઇ ઘણું મોડું થયું નથી, તો આપણા વચ્ચેની મતફેરી ટળી જશે; અને હું તને વચન આપુંછ—"

"બસ કરો," પુટળાં અધીરાઇથી પુકારી ઉઠી, "એ બધું બોલવાનું તમને એટલા થકી સુઝેછ, કેમકે તે મરી ગઇ છે. અગર તે જીવતી હતે તો તમે, સાપુરજી, માહરૂં શું થતે કે હું કેમ હોતે તેની જરા બી દરકાર કરતે ખરા કે? પ્લીઝ, મને જવા દેવ."

તે બન્નેની ચશ્મો એક પળ મળી અને જીંદગીમાં પહેલીજવાર સપલ કાટગરાએ એક ઓરતની આંખોમાં વ્યાપી શકતો અણહદ ધિકારનો છાપ સ્પષ્ટ જોયો. તે ગુસ્સાથી ઘેલો જેવો થઈ ગયો. તેની આંખે ચીત્રીઓ આવી ગઈ. તે તેણીને મારવા ચાહતો હોય તેમ તેના ભણી ધસ્યો, "જા, ત્યારે જાહનમ્મમાં જા."

"સપલ," તેણીએ ગભરાટથી બુમ પાડી અને રખે તે મારી પડે તે ફીકરથી બાજુ હટી. સપલ શરમીંદો થઈ ગયો. તે પોતા ઉપરનો કાબુ એમ ખોહી દેવા માટે તુરતજ પસ્તાયો. "પુટળાં, પુટળાં," તેણે પોકાર કર્યા પણ તેણી તો જતી રહી હતી. તે બીહીધેલી બાળા પોતાના રૂમમાં ભરાઇ જઇને અંદરથી બારણું બંધ કરી બેઠી હતી.

---

# પ્રકરણ ૧૫.

જાલ કામાને મુમતાઝના મરણની ખબર તે રાતે બહુ મોડેથી પડી. તે પોતાના એક મિત્રને ત્યાંથી જમીને પાછો ફરતો હતો તેટલાં રસ્તામાં તેનો એક બીજો મિત્ર કે જે સપલનો પણ ફ્રેન્ડ હતો તે મળ્યો અને તેણે તે સમાચાર તેને પહેલવહેલા કહયા.

"આઇ સે, તેં કંઇ સાંભળ્યું કે!–ઘણુંજ ભયંકર થયું, ખરૂંની!"

જાલ કામાએ ગુંચવાડાથી તે પોતાના મિત્ર ભણી જોયું.

"સમજ્યું ? શું સમજ્યું ?"

"પેલી એકટ્રેસ મુમતાઝને માટે. સરદાર અબદુલ રઝાકની કારમાં આજે બપોરે એ જતી હતી તેટલાં એક ભયભીત અકસમાત એને નડયો."

જાલ કામા ચમકયો.

"ઘણી ઇજા થઇછ શું ?" તેણે ઉતાવળે પુછ્યું.

"મરી બી ગઇ !"

"માઇ ગોડ !" એક ગંભીર ચુપકીદી તેઓ વચ્ચે ફેલાઇ, "મરી બી ગઇ !" જાલ કામા બોલ્યો. તે માની શકયોજ નહીં; તેનો ચેહરો ફીકકો ફચ મારી ગયો હતો.

"મરી બી ગઇ." તે પાછું ને પાછું પટપટયો, "તું કંઈ ભુલ તો કરતો નથીની—યુ આર કવાઇટ શ્યોર!"

"સ્ટોર પુછેછ. સાંજનાં દરેક પેપરોમાં તો એ ખબર આવેલી છે. દરેકમાં જુદી જુદી વીગતો છપાઇ છે. કોઇ લખેછ કે તેણી પાછી શુદ્ધીમાં આવીજ નહી. અને બીજાઓ જણાવેછ—" તે મિત્રે તે બોલતાં પોતાનો સાદ નરમ કર્યો, "અને મને પણ તે વીષેની ખાતરીભરી ખબર મળી છે કે મુમતાઝ શુધ્ધીમા આવી હતી અને તેણીએ સપલ કાટગરાને બોલાવી મંગાવ્યો હતો. અને સપલ બી તે મરી ગઇ ત્યારે ત્યાંજ હતો.

"સપલ કાટગરા," જાલ કામા વિચારમાં ને વિચારમાંજ તે પોતાના મિત્રનું નામ બોલી ગયો. એક વિચારથી તે ઘણો મુંજાઇ ગયો હતો અને તે વિચાર સપલની પરણેતર પુટળાંનો હતો.

"મુમતાઝ સપલને ખરેખરજ ચાહતી હતી," પેલા ફ્રેન્ડે પોતાનો અભીપ્રાય જાહેર કર્યો, "અને જો સપલ પાસ સરદાર અબદુલ રઝાક જેટલા પૈસા હતે—"

તે બોલતો અટકી ગયો, કેમકે જાલ કામા તેનુ ટાહેલું વધુ સાંભળવા થોભ્યો નહી હતો. સાહેબજી કરી બોલી તે ઉતાવળે ત્યાંથી ચાલી ગયો હતો.

લગભગ અગીઆર વાગ્યા હતા છતાં જાલ હોટેલ મેજેસ્ટીક ઉપર આવ્યો અને મી૦ ને મીસીસ કાટગરા માટે પરપુછ કરી. એક વેટર તરફથી તેને ખબર મળી કે તે બન્ને ઘણી ઘણીઆણી સાંજનાં ત્યાંજ હતાં.

"તમારે મી૦ કાટગરાને મળવુંછ, સાહેબ ?" જાલ કામાના ઉશ્કેરાયલા ચેહેરા ઉપર અચરતીની એક નજર નાખીને તે વેટરે પુછ્યું.

"નહી. હમણા જરૂર નથી," તે એટલું બોલ્યો અને હોટેલ બાહર પાછો આવ્યો.

"શું પુટળાં જાણતી હશે—અને જો તેણીએ જાણ્યું હોય તો શું વિચારતી હશે?"

તે આખી રાત જાલ કામાની બેકરારજ ગુજરી. તે નીરાંતે ઉંઘી શકયોજ નહી. સહવારના બહુ સકાળેથી તેણે સપલ ઉપર ટેલીફોન કર્યો. સપલનો સાદ ફોન ઉપર સાંભળીને તેને ઘણો સધ્યારો મળ્યો.

"હલો—યસ, આઈ એમ ઓલરાઇટ, થેંક્સ. તું મને મળવા માંગેછ? ઠીક—"

સપલ જરા બોલતાં અટકી ગયો, અને જાલ કામાને બહુજ અધીરાઇ ઉપજી. એક પળ પછી પાછો અવાજ આવ્યો.

"હું લન્ચને ટાઇમે આઉંછ. નહી, તેની અગાઉ નહી બનશે. શું કહેછ? પુટળાં? ઓ, યસ—યસ, થેંક્સ. શી ઇઝ વેરી વેલ."

જાલ કામાને ઘણી હદની નીરાંત વળી. સપલનો સાદ મામુલ મુજબનોજ હતો એ જોઇને તેને ધીરજ આવી. તે બધું જાણવા બહુ તલપી રહયો હતો પણ સપલ આવે ત્યાં સુધી થોભ્યા વીના છુટકો નહી હતો.

જાલ પોતાને કામે વળગ્યો. તેણે તે દીવસનું કોઈ પણ પેપર જોયું નહી. તે જાણતો હતો કે તેમાં મુમતાઝના મરણના સમાચાર વીસ્તારથી આવ્યા હશે અને કદાચ સપલનું નામ પણ તેમાં સામેલ હશે. તે ખરાં દીલથી ઇચ્છતો હતો કે પુટળાં જાણવા નહી પામે કે સપલને બોલાવવામાં આવ્યો હતો. જાલે વાજબીજ રીતે વમાસ્યું કે જો તેણી તે જાણવા પામશે તો તેણીની પરણી જીંદગીના સુખની આશાને છેક છેવટનીજ સલામ ભરવાની હતી.

અદેખાઇ—અણુહદ અદેખાઈ; તેણીના જીગરને અદેખાઈ ભીત્તરથી કોરી ખાતી હતી એ તે જાણી ચુકયો હતો. તે લખતાં અટકી ગયો. એક પેનસીલ ઉપાડીને તેણે વિચારમાં ને વિચારમાંજ એક કાગળના ટુકડા પર કંઇ ચીત્રામણુ કરવા માંડી.

મુમતાઝ હવે માર્ગમાંથી દુર થઈ હતી તો હવે સપલ અને તેની પરણેતર કાંય નહી સુખી થાય. તેનું કારણ તે કોઇ જોઈ શકતો નહી હતો. તે જવાને ખરાં દીલથી ઇચ્છયું કે તેઓ સંપુર્ણ સુખ ભોગવતાં થાય. તેના દીલમાં પુટળાં માટે કંઇ અજબ પ્રેમાળ લાગણીઓ ઉછાળા મારતી હતી. તેણીને હસતી અને સુખી જોવા તે કંઈ બી કરવા તૈયાર હતો.

તેણે એક નીશ્વાસ ખેંચ્યો; અને પછી પેલાં કાગળના ટુકડા ઉપર નજર કીધી.

પુટળાં—પુટળાં—પુટળાં. બસ તેણીનુંજ નામ તેણે તે કાપલી ઉપર લખ્યા કર્યું હતું. તે જોઇ તે શરમીન્દો બન્યો. તેણે તે કાગળના ટુકડાને ફાડીને રેજરેજ કરી નાંખી. તે શું સ્વપ્ના જોતો હતો? તેના વિચારો કેવા હતા?

લંચને ટાઇમે સપલ આવ્યો. તે ઘણો ફીકકો હતો, તેની આંખોમાં ગમી હતી. તેના હોઠો ધ્રુજતા હતા. જાલે પોતાના મિત્રને માટે ખાસ રંધાવ્યું હતું અને ટેબલ બે માટે બીછાવી હતી.

“માહરે કંઇ ખાવું નથી. તું તાહરે ચલાવ,” સપલે જાલની સામે ગોઠવાતાં ઠંડા અવાજે કહ્યું.

તેણે જાલની આંખોથી પોતાની આંખોને ફેરવેલીજ રાખી. એક કઢંગી ચુપકીદી તેઓ વચ્ચે પથરાઇ.

"પૂતળાં કેમ છે ?" જાલે જરાવારે પુછ્યું.

સપલ્લ એક કદરૂપું હસ્વું હસ્યો, "એ મને છોડી ગઇછ; અને કહેતી ગઇછ કે માહરી સાથ કદી રહેવાની નથી."

"તને છોડી ગઇ !"

"હા.....ખુદાને ખાતર, જાલ, તું એવું દયામણું ડાચું ના કર. હું પોતેજ એને કોલાબાના સ્ટેશન ઉપર સહવારે ટ્રેનમાં બેસાડી આવ્યો. બાહરનાઓને માલમ નહી પડે એવી રીતની ગોઠવણ અમે કરેલી. એ નવસારી ગઇછ—મોટી મીનારમાં. ત્યાં એની એક સહીને બોલાવીને એ હાલ તુરત રહેશે." સપલ્લ જરા થોભ્યો, "અલબતાં, તેં બધું સાંભળ્યું તો હશે કે—"

"હા!—"

"વેલ, મુમતાઝે મને બોલાવ્યો હતો. પણ હું મોડો થયો. હું ગયો ત્યારે તો તેણી બીચારી આ દુનીઆમાં રહી નહી હતી, પણ પુટળાંને આ વાતની જાણ થઇ—કેમ તે હું કહી શકતો નથી. જાલ, હું માહગ વડે ઓફ ઓનર ઉપર કહુંછ કે હું તો બધું પુટળાં આગળ કબુલવાનો હતો; પણ—તેણીએ માહરૂં કંઇ પણ સાંભળવા કે માનવા સાફ ના પાડી...ગઇ રાતે અમે મરડી પડયાં. હું કબુલુંછ કે એમાં માહરો વાંક છે. હું અપસેટ થઇ ગયો હતો ને——"

"ને શું ?"

"આજે સહવારે મેં તે માટે ઘણી કરગરીને માફી માંગી, મેં એના પગપાણી કરીને વીનવ્યું કે ગઇ ગુજરી બધી વીસરી જા અને

આપણે નવી જીંદગીએ જીવતાં થઇએ. પણ મને લાગેછ કે એ મને હવે ધીક્કારેછ. મને જોતાં સાથજ એને તાવ ચઢેછ."

સપલ બોલતો બંધ થયો પુટળાંની મનોહર આંખોમાં ગઈ રાતે તેણે સ્પષ્ટ જોયલો ધીક્કાર તેની આંખ આગળ પાછો તરી આવ્યો.

"આય ગોઠવણ હું ધારૂંછ કે હાલ તરત તો ઠીક છે. જાલ, એમ ના ધારતો કે હું એનો વાંક કાઢુંછ—એનો કસુર મુતલગ નથી; કદાચ જો એ વધતી ઉમ્મરવાળી હતે—કદાચ જો એ દુન્યાદારીમાં વધારે ઘડાયલી હતે અને જરા છુટછાટથી વિચાર કરીને કામ લઈ શકતી હતે તો એમ નહી બનતે. હાલ તો એ ગઈ છે."

સપલે પોતાની આંખો શરમથી નીચી નાખી દીધી. જાલ કામાને તે વર બૈયરના આ નવા કજીઆથી બહુ ચુંથાઇ આવ્યું હતું.

"એ તુને માફ કરશે. એને હમણાં દુઃખ લાગુંછ પણ વખત જતાં——"

સપલે શંકાથી માથું ધુણાવ્યું.

"એણે માહરી પાસ વચન લીધુંછ કે માહરે એનાથી છ મહીના દુર રહેવું. માહરી મરજીનો તો સવાલ રહયોજ નથી; એ માહરે માટે બહુજ બુરૂ વિચારેછ. એ બસ માનેછ માનેછ ને એમજ માનેછ કે મેં છેકની ઘડી સુધી મુમતાઝ માટેજ કાળજી રાખી છે. જો કે તેમ નથી." સપલનો સાદ હયાં ગુંગળાવા લાગ્યો, "તે તો મરી ગઇ છે-એટલે હવે આપણે તેને વિશે કંઈ વાત કરીશું નહીં."

જાલ કામા કંઇજ ખાઇ શકયો નહી હતો. તેણે માત્ર ચુંથયા કર્યું હતું.

"૭ મહીના એક બહુજ લાંબો સમો છે." તેણે અંતે કહ્યું.

"હા—એ મને કદી જોવાજ માંગતી નથી એમ સભ્યતાથી કહેવાનું એ એક ઓથું છે; અને હું તેમાં પુટળાંનો વાંક જોતો નથી."

"ધેટ'સ એબસર્ડ; શી ઇઝ ટુ ફ્રેન્ડ ઓફ યુ."

સપલ કાટગરાએ શંકાથી પોતાના ખભાં ચઢાવ્યાં, "હું બી એમ માનવાની મુખાંઇ એક વેળા કરતો હતો, લેકીન હવે હું જુદુંજ જોઉં છું. જાલ, પુટળાંએ મને જતી વેળા શેકહેન્ડ કરવા પણ ચોખ્ખી ના પાડી હતી."

તે બન્ને મિત્રો હાલમાં પુટળાંનાંજ ખ્યાલ કરતા હતા. તેણી જ્યારે મુંબઇ આવી ત્યારે તો કેટલી ખુશાલ, કેટલી સંતોષી ને કેવી બચ્ચાં જેવી નીર્દોષ હતી. સપલના ખ્યાલો તો તેથી બી વધુ દુર દુર દોડતા હતા. મોદી મીનારમાં બાળપણમાં ગુજારેલા સુખી એરીકરા દીવસોની યાદ તેને આવતી હતી, કે જ્યારે તે દીલરૂબા તેની પહેલી લવ હતી.

'બધી કચુંબર થઇ ગઇછ," સપલ નીરાશાથી બોલી ઉઠયો.

"બધું બરાબર થશે. માહરી તે વીષેની ખાતરી છે."

"ડીઅર ઓલ્ડ ઑપટીમીસ્ટ!" સપલે લગાર હસીને કહયું, "જાલ, હું ઇચ્છુંછ કે તું અવારનાર નવસારી જાય અને પુટળાંની ખબર રાખે. પુટળાંને તું ગમેછ—અને તું જશે તો મને બી પુટળાંની ખબર મળ્યા કરશે."

"મગર પુટળાં એમ તો નહિ ધારે કે હું નડતલ સમાન છું."

"માહરી ખાતરી છે કે નહિ; અને મોદા મીનાર બી તને ગમશે," સપલે સમજાવ્યું, "એ અમે વેચવા કાઢેલો છે તે તો તું જાણેછ. પણ હાલ તુરત તો પુટળાં ત્યાં રહેશે. જાલ, જો તું અવારનવાર જતો આવતો રહેશે તો માહરી ઉપર મોટી મેહેરબાની થશે."

"તાહરી ખાતરી હોય તો હું જવશ"

"આઇ એમ ક્વાઇટ શ્યોર. પુટળાં લાઇકસ યુ."

"વેરી વેલ," જાલ કામાએ કબુલ્યું, અને સપલ કાટગરા તે સાંભળીને ખુશી થયો.

"અને, સપલ, હાલ તુરત તું શું કરવા માંગેછ," જાલે જરાવારે પુછ્યું.

"હું માહરા જુના રૂમોમાંજ પાછો જઇને રહુંછ. મટલાને બી તે ગમશે," સપલે ખુલાસો કર્યો.

સપલને પોતાના જુના રૂમોની યાદ સાથ મુમતાઝની ત્યાં થયલી છેલ્લી મુલાકાત હૈયે ચઢી આવી. તે હવે કદી તેણીને જોવાનો નહિ હતો, તેણીનો મધુરો મીઠો અવાજ તેને કાને હવે કદી આવનાર નહિ હતો એ સપલને માટે ન ખમી શકાય એવો ખ્યાલ હતો. તે પોતાની ખુરસીમાં અકડવકડમાં પડયો; તેનું કપાળ પરસેવાથી ભરાઇ આવ્યું.

"માઈ ગોડ, મુમતાઝ મરી ગઇછ એમ જાણે મનાતુંજ નથી," તે ખોખરે સાહદે બોલ્યો.

જાલ કામા કંઇ બોલ્યો નહિ. તેઓ વચ્ચે ચુપકીદી ફેલાઇ.

"એ સરદાર અબ્દુલ રઝાકની કારમાં હતી, તું જાણેછ ?" સપલે કહ્યું.

જાલે હકારમાં ડોકું ધુણાવ્યું.

"એ સરદાર બી શોક ખાઇ ગયો હશે." સપલે પાછું કહ્યું, "હું એને ધિક્કારૂં છ પણ એ મુમતાઝને ખરેખર ચાહતો હતો."

"હા," જાલ કામાએ ટુંકમાંજ પતાવ્યું.

"મુમતાઝના મરણથી માહરૂં જીગર ભાંગી નથી ગયું એમ તો પુટળાં માનતીજ નથી કે માનશે બી નહિ," સપલે લગાર દબાયલે અવાજે પટપટારો કર્યો.

જાલ જવાબમાં કંઇ બોલ્યો નહિ.

"અને તું બી નહિ માનતો હોશે, જાલ ?" સપલે પુછ્યું.

તે બન્ને મિત્રોની આંખો મળી. સપલ ચેહેરામાં લાલ થઇ આવ્યો.

"એ ખરૂં છે," તેણે ખુલાસો કર્યો. "જ્યારથી એણે મને લટક આપીછ ત્યારનો—"

તે દુઃખથી હોય એમ અટકી ગયો, "હું અજબ થાઉંછ કે તે તું સમજી શકશે ખરો કે ?"

"આપણે બધાંજ ભુલ કર્યે છીએ—નાની કે મોટી," જાલ કામાએ માયાથી કહ્યું.

સપલ કાટગરા જરા હસ્યો.

"યુ ઓલ્ડ ફીલોસોફર......પણ જાલ તેં તાહરી જીંદગીભરમાં કદી બી કોઇ ઓરત માટે દરકાર રાખીછ કે ?"

"ઓ યસ, સપલ, આઇ હેવ," જાલ કામાએ જુસ્સાથી કહ્યું.

"રીયલી," સપલ અચરત થયલો દીસ્યો, "તેણી કોણ હતી—તેણીએ શું તને પસંદ નહિ કર્યો?"

"મેં તેણીને કોઈ દિવસ પુછેલુંજ નહિ, અને હાલમાં તેણી પરણી ગઇ છે—કોઇ બીજા માણુસને."

"એ ડીસંટ ફેલો!" સપલે જાણુવા માંગ્યું.

એક પળ જાલ ખંચાઇ રહયો પછી ધીમેથી બોલ્યો, "હું ધારૂં છ કે વખત જતાં તે તેવો નીવડશે. આઇ હોપ સો!"

મગર સપલ કાટગરાને ખબર ક્યાં હતી કે તેનો ફ્રેન્ડ, ફીલોસોફર અને ગાઇડ એ તેનેજ માટે બોલ્યો હતો.

## પ્રકરણુ ૧૬.

પુટળાં કાટગરા પોતાના લગ્ન પછીના ટુંક અરસામાં ઘણું શીખી અને જાણુવા પામી હતી. સહવારની ફાસ્ટમાં કોલાબાના સ્ટેશન ઉપરથી તે નવસારી જવા ઉપડી જવા પોતાના ધણી સપલ કાટગરા સાથ જ્યારે આવી ત્યારે એજ સ્ટેશન ઉપર એક મહીનાનીજ વાત ઉપર તેણી પોતાની મરનાર માય સાથ મુંબઇ આવી ઉતરી હતી તેથી કેટલી જુદી પડતી હતી? ઉમ્મરે તે વધેલી દીસતી હતી, અનુભવે ઘડાયલી લાગતી હતી, અને તેણીનો નીર્દોષ આનંદી મુખડો તમામ ગમખાર નજરે આવતો હતો.

બાજુમાં ચાલતા સપલ તરફ નજર બી નાંખ્યા વગર તેણી પોતાના વિચારોમાંજ મશગુલ ચાલતી હતી. સપલનો નખાઇ ગયલો ચેહેરો તે વ્હાલીને દીલગીર બનાવતો હતો; પોતા માટે નહી પણ તેના તે ગમ અને સંતાપ માટે. તે કમબખ્તે જાણે અજાણે તેણીનો ભવ બાળ્યો હતો અને તેણીની કદી નહી માફ થઇ શકે એવી ખફગી ખેંચી હતી તે વાસ્તે તે દીલરૂબા જેટલી ગમગુસાર નહી હતી તેટલી એક બીજી ભયંકર યાદ આવતાં તેણી થતી હતી; અને તે યાદ મુમતાઝની હતી—જો કે માત્ર નામરૂપેજ હવે તે આ જુઠી જગતમાં રહી હતી.

સપલે તે દીલરૂબાને વાત કરાવવાની કોશેશ તો ઘણી કરી મગર તેણીએ ટુંકા અને ટચ, સાદા અને ઠંડા જવાબો દઇને તેને ચુપ ને ચુપજ રાખ્યો. તે તે વ્હાલી માટે જુદા જુદા ન્યુસપેપરો, ફ્રુટસો, માખણ, પાઉં ઇત્યાદી ખરીદી લાવ્યો અને પુટળાંની સીટની બાજુ ગુપચુપ મુકયું. કોઇ વાતની મના તેણીની સગવડમાં ન રહે તેની દરેક કાળજી સપલ કાટગરાએ લીધી. તે ભારે પસતાતો હતો અને ઘણોજ શરમીંદો બન્યો હતો. પુટળાં તેને એક વાર કેટલો ચાહતી હતી—તેની સાથ સુખી થવાના કેવા સ્વપ્નાઓ તે મીઠી મહીલાએ જોયા હતા; અને હમણાં તો તેણી તેને છોડી જવા માટે ખુશી હતી.

ટ્રેન ઉપડવાની તૈયારી ચાલી અને સપલ ફુટબોર્ડ ઉપર ઉભો રહી ફીકકા ચેહેરે તે વ્હાલીને છેલ્લો છેલ્લો મનાવવા પડયો.

"પુટળાં, જો માહરી જરૂર પડે—" તેણે જોયું કે તે સાંભળતી નહી હતી અને તે જોઇ તે અટકી પડયો—પછી પાછું બોલ્યો, "ફ્રાઇ ઍન્ડ ફ્રરગીવ મી—પુટળાં, માહરે માટે એટલું બુરું ના ધાર."

તે પળે તે દીલભરે સપલ ગમ જોયું. તેણીની ખુબસુરત આંખો કુરડી અને ઠપકાભરી બનેલી હતી.

ગાડી ચાલવા લાગી. સપલ ફુટબોર્ડ ઉપરજ હજી ઉભો હતો.

"કહે કે તું મને માફ કરેછ, પુટળાં. મને શેકહેન્ડ તો કર."

પુટળાં અંદર હઠી ગઇ, જાણે તેને ધીક્કારતી હોય તેમ. ટ્રેનની ઝડપ વધવા લાગી અને બાપડા નીરાશ સપલને પલેટફાર્મ ઉપર કુદી પડવુંજ પડયું.

* * * *

પુટળાં પોતાના ફર્સ્ટ કલાસ કમ્પાર્ટમેન્ટમાં એકલી પડેલી બધા ભુતકાળનાજ વિચારો કરતી હતી. તેણીના તમામ સુખના સ્વપ્નાઓનો આવો અંત આવ્યો હતો. તે અને સપલ જુદાં પડયાં હતાં. એમ માનવુંજ જાણે એજા લાગતું હતું કે તેઓ ખરેખર પરણેલાં હતાં— કે તેણી તેની ધણીઆણી હતી અને તે તેણીનો ભરથાર હતો.

તેણીએ પોતાની હાથ માંહેલી લગ્નની વીંટી ઉપર નજર કરી. તે શું એક ખાલી દીલ વીનાની ઇધાની નહી હતી? તેણે તો તેણીને કદી ચાહી નહી હતી; તે તો એટલાજ ખાતર તેણીને પરણ્યો હતો કે એક બીજી ઓરત કે જેને તે ચાહતો હતો તે તેની પરણેતર થઇ શકી નહી હતી.

તે મનોહારીણી રડી નહીં. રડવાની શકતી તેણીના નાજુક હૃદયમાં હવે વધુ રહી નહી હતી. તેણીનાં અંતરનાં તમામ આંસુઓ સરાઇ ચુકયાં હતાં. તેણી પુટળાં પેરે પોતાની બેઠકમાં ચીટકીને બેસી

રહી હતી, અને બાળપણના ખ્યાલો, સપલની કંપનીમાં ગુજારેલા તે સુખી વખતોના વિચારો કરી રહી હતી.

તેણીએ મહેરાં મસાની નામની પોતાની એક સહી ઉપર નવસારી તાર કરાવ્યો હતો અને મહેરાં તેણીને લેવા ત્યાંના સ્ટેશન ઉપર આવનાર હતી. પુટળાં મનશે અજબ થતી વિચારવા લાગી કે મેહેરાં તેણીને જોઇ શું કહેશે.

વાંદરેથી એક નવી આમદ તેણીવાળાં કમપાર્ટમેન્ટમાં થઈ. તે એક સોહામણો પારસી જવાન હતો. આજની ફેશન મુજબ ઇંગ્લીશ દેસમાં સજ્જ થયલો.

ટ્રેન ચાલુ થતાં તેઓ વચ્ચે તુરત વાત ચાલી. તે કોઈ જબરો વાતુરો હતો. મનોહર પુટળાંને જોઇને તે અંજાયો હતો એટલે તેણે તુરતજ દોસ્તી પાડી દીધી. તેનો ચેહેરો પુટળાંને પણ પસંદ આવ્યો. તેણીને લાગ્યું કે તેની આંખો આબાદ સપલના જેવી હતી.

"તમે લાંબે જાવોછ કે?"

પુટળાંએ તે કયાં જતી હતી તે તેને જણાવ્યું અને તે સાંભળીને તે ઘણો ખુશી થયલો લાગ્યો.

"હું બી નવસારીજ જાઉંછ. હું ત્યાંનોજ રહીશ છું. ત્યાં માહરી મોટી જાગીરો છે. હમણાં ત્યાં જવાનો ખાસ સબબ એજ કે ત્યાં લુનસી કુઇ તરફ મોદી મીનાર નામનો એક મજાહનો બંગલો કહેછ કે વેચવાનો છે."

"હું મોદી મીનારમાંજ રહું છ," પુટળાંએ ચહેરામાં લાલ થતાં કહ્યું.

"ઘણું અજબ જેવું. આય તો અજબ સંજોગે આપણે મલ્યાં. શુ ખુમ ઉડીછ તેમ એ તમારો બંગલો વેચી નાખવાનો છે!"

પુટળાંનો ચહેરો જર્દ મારી ગયો.

"હા. તે વેચવાનો છે. માહરાં મમાં ગયે મહીને ગુજરી ગયાં એટલે હવે બધુંજ વેચી નાંખવાનું છે."

"તમને મોદી મીનારથી છુટું પડતાં દીલગીરી લાગતી હશે," તે જવાને દીલસોજીથી પુછયું.

"હા." મધુરી પુટળાંની આંખોમાં આંસુઓ ઉભરાઈ આવ્યાં, "મેં એ બંગલામાં આખી જીંદગી ગાળેલી છે. હું ત્યાં ઘણી સુખી હતી."

તે પરાયો જવાન પુટળાં તરફ લાગણીથી જોઈ રહયો હતો. તેની નજર પુટળાંના ડાબા હાથ ઉપરની વીંટી ઉપર પડી અને તે જરા અજબ થયલો દીસ્યો. શું આ સુંદર છોકરી પરણેલી હશે? તે પળ ભર વિચારમાં પડયો અને પછી કંઇ લાગ મળવે પુછવાનું મન સાથ નક્કી કરી તે એલારપેલારની વાતોમાં પડયો.

નવસારીના સ્ટેશન ઉપર ઉતરતાં તે જવાને જરા અચકાઇને પુછયું, "માહરી ગાડી આવેલી છે. જો તમે ચાહતાં હોવ તો હું તમોને મુકતો જાઉં. મને તેમ કરવાની કશી અડચણ નથી પણ ઉલટી ખુશી ઉપજશે ને વળી મોદી મીનાર જોવાની મને તક મળશે."

"માહરી એક સહી મને સ્ટેશન ઉપર લેવા આવવાની છે." પુટળાંએ મહેરાં માટે અહીં તહીં નજર દોડાવતાં તેને ન જોઇને ગભરાટથી કહયું.

"એ તમારાં સહીને બી માહરી ગાડીમાં લઇ લેવાસે," તેણે સુચવ્યું.

પુટળાંને તે ગોઠવણુ ગમી. તેણીએ મહેરાં મસાનીને જોવા માટે આખાં સ્ટેશન ઉપર નજર કરી પણ તેણીનો પન્તોજ નહી હતો.

"કદાચ એને માહરો ટેલીગ્રામજ નહી મળ્યો હશે." તેણીએ મુંચવાડાથી કહ્યું.

થોડો વાર સુધી મહેરાંની રાહ જોતી પુટળાં સ્ટેશન ઉપરજ થોભી અને એ બધો વખત પેલો જવાન ઘણી ધીરજથી તેણીની બાજુમાં થોભ્યો.

"હવે આપણે જઇએ," તેણે ઘણે વારે પુછ્યું, 'તમારાં સહી રસ્તા ઉપર સામાં આવતાં કદાચ મળી જશે."

"હા, ચાલો." પુટળાંએ બીજો દીરગ ન જોઇને કહયું.

તેઓ સ્ટેશન બાહર આવ્યાં. એક મજાહની મોટર ત્યાં તે જવાન માટે ખોટી થતી હતી. પુટળાંનો સામાન પણ અંદર ગોઠવાઈ ગયલો હતો. તેઓ અંદર ગોઠવાયાં અને પુટળાંની ખાસ ઇચ્છાથી પહેલો અરધો માઇલ તો બહુ કમી ઝડપથી તે કારને હંકારવામાં આવી. પરંતુ તેણીની સહી તો કેઠે જણાઈ નહી. પુટળાં નારાજ થઇ ગઈ. તેણીએ મહેરાં ઉપર તો મદાર બાંધ્યો હતો. તેણી તેને લેવા આવ્યા વીના રહેશે નહી એવી પાકી વકી રાખી હતી. શું સપલે તેણી ઉપર તાર મોકલ્યોજ નહી હોશે? એક પળ તેણીને વિચાર આવ્યો, પછી તે મધુરી પોતાને ધીક્કારવા લાગી. સપલને એવો કમીનો ને કપાત્ર માનવો એ તેણી માટે કેટલું નીચું જોવાડનારૂં હતું.

તેઓ મોટી મીનાર ઉપર આવ્યાં.

"તમારા આવવાની ખબર તો થયલી છે." તેના કમ્પેનીઅને કહ્યું, "કેમકે બારણા બારીઓ બધાં ખોલેલાં છે."

તેઓ મોટરમાંથી ઉતરીને તે બંગલામાં ગયાં. ત્યાંનો દેખરેખ રાખનારો દુબરો તેઓને સલામ ભરતો પછવાડે આવ્યો. પુટળાં સાથના બેગાના જવાનને જોઇને તે જરા અચરત થયલો હતો.

"વીલ યુ ટેલ મી યોર નેમ. ઘણું અજબ જેવું છે કે આપણે આટઆટલી વાત કરી પણ હજી એકમેકના નામ બી જાણુતાં નથી. માહરૂં નામ પુટળાં કાટગરા છે," તેણીએ જરા ગુંચવાડાથી શરમાઇને કહ્યું.

"માહરૂં નામ હોશંગ છે--હોશંગ રબાડી." તેણે હસીને કહ્યું, "હું ઘણા કાટગરાઓને ઓળખું છું. એક કાટગરા તો માહરા મોટામાં મોટા ફ્રેન્ડ છે."

"સપલ તો નહી?" પુટળાંએ જરા ડઘાઇને પુછ્યું.

"નહી. તેવણનુ નામ મેહેરનોશજી છે. સપલ નામનો તેવણનો એક નાનો ભાઈ છે. એક બહુજ ઉડાઉ, બેફીકરો ને બેઅદબ જેવો જવાન કે જે પોતાના મોટા ભાઇને હમેશાં મહાન મેહેરનોશજી કહીને ઠેકડીમાં ઓળખાવે છે. તમે એ લોકોને ઓળખતાં હોવ એમ લાગેછ."

પુટળાં લાલ લાલ થઇ આવી હતી.

"સપલ માહરા ધણી છે," તેણી ધીમેથી બોલી.

"તમારા—ધણી !" હોશંગ રખાડીએ અચરતીથી પોતાની આંખો ખોલીને પુછ્યું અને પછી શેકહેન્ડ માટે પોતાનો હાથ લંબાવ્યો, "ત્યારે તો આપણે બહુ પુરાણાં મિત્રો જેવાં છીએ, ખરૂં ની? મેહેરનોશજી કાટગરા તો માહરા ફ્રાસ્ટ ફ્રેન્ડ થાય છે. ગયેજ વરસે હું હોંગકોંગમાં તેવણુને ત્યાં થોડાં અઠવાડીઆં રહેલો હતો."

શું કહેવું તે પુટળાંને સુઝ્યું નહિ. તેણીએ વિચાર્યું કે આ માણુસ હમણા એવો અચરીતી સાથ વિચાર કરતો હોશે કે સપલ ક્યાં હતો. એ બી બનવાજોગ હતું કે તે તેણી સાથ તેને થયલી મુલાકાત અને તે પછીથી તે જે બી કાંઈ જાણુવા પામશે તે મહાન મેહેરનોશજી ઉપર લખી નાખશે.

"પણુ હું એમ પુછું, મીસીસ કાટગરા, કે મેહેરનોશજી પોતાના ભાઇના લગ્નની વાત જાણેછ કે?" હોશંગે જરાવાર રહીને પુછ્યું.

"અમે હજી દશ દિવસ થયાંજ પરણ્યાંછ," તેણીએ જરા ધ્રુજતે સાહદે ખુલાસો આપ્યો.

"ઇસ ધેટ સો ! ત્યારે તો તમને માહરાં ખરાં દીલની મુબારકબાદી અને સુખ ઇચ્છવામાં હું ઝાઝો મોડો થતો નથી."

હોશંગે પુટળાંનો હાથ પાછો શેકહેન્ડમાં લઇને માયાથી કહ્યું. પુટળાંએ તે જવાનનો આભાર માનવાની કોશેશ કરી પણુ કોણુ જાણે કાંય તેણીનો અવાજ નિકળ્યોજ નહિ.

"આવો, મી૦ રખાડી, હું તમને બંગલો ફેરવીને બતાઉં," તેણીએ થોડે વારે પોતાના મનનું સમાધાન કરીને કહ્યું. "તમે લેશો તે મને

ગમશે. એ વેચાય ને કોઈ હો તે તમારા જેવોજ સારો માણસ હોય એમ હું ઇચ્છું છ."

"થેંક યુ," હોશંગે તે દીલરૂબાનો આભાર માન્યો. તે કંઇ જુદોજ વિચાર કરતો હતો. એક બચ્ચાં જેવી તે પરણેલી હતી? તે તે માની શકયો નહિ. ભાગ્યેજ તેણી સત્તર વર્ષની હશે. પછી તેણે એકાએક સવાલ કર્યો, "સપલ કયાં છે? એ તો મને ઓળખશે પણ નહિ. ઘણા વર્ષોની વાત ઉપર અમે મળેલા હતા."

પુટળાં આ સવાલની વકકી રાખતીજ હતી. તેણીએ જવાબ કરતાં પોતાનો ચેહેરો ફેરવી નાખ્યો.

"સપલ મુંબઇમાં છે, સહવારે મને સ્ટેશન ઉપર મુકવા આવ્યા હતા. કંઇ રોકાણને લીધે એવણ હમણા માહરી સાથ આવી શકયા નથી." ત્યાં જરાવાર ચુપકીદી ફેલાઇ.

"આઈ સી," હોશંગ પટપટીઓ. પરણ્યાને દશ દિવસ થયા!— અને સપલ આવી શકયો નહિ. સપલે પોતાની જીંદગીમાં એક કલાક પણ કાંઇ વહીતરૂ કંર્યું નથી એવી હોશંગને ખબર હતી. તે જાણતો હતો કે તે તો મેહેરનોશજીના અલવન્સ ઉપરજ ખાઇ પીને મજાહ કરતો હતો. તેણે તોબી ડાહપણ વાપડીને સપલની વાત તે પછી કરીજ નહિ. તેઓ આખો બંગલો ફરીને પાછાં દિવાનખાનામાં આવ્યાં.

"તમારા ફ્રેન્ડને શું થયું હશે?" હોશંગે સવાલ કર્યો; "કંઇ નહિ તો એવણ સીધાં હયાં આવવાજ જોઇએ.

"આવતીજ હોશે," પુટળાંએ જણાવ્યું. "મને એકલું રહેવા જરા થઇને ગમવાનું નથી." પછી તેણીએ એકાએક તેના ભણી જોઇને સવાલ કર્યો. "તમે પરણેલા છેવ?"

"નહિ...પણ તમે એ સવાલ કાંય પુછોછ?" હોશંગે હસીને પુછ્યું.

"આઇ ડોન્ટ નો, પણ તમને માહરા સવાલથી કાંઇ ખોટું તો નથી લાગ્યુંની? હું એમ વિચારતી'તી કે જો તમે પરણેલા હશો તો આય ઘરમાં રહેવાનું ઘણું લવલી થઇ પડશે."

"તમારાં કોઇ ભાઈ બહેન હતાં કે?"

"નહિ—પણ સપલ અહીંજ રહેતા હતા; અને મેહેરાં—મેહેરાં મસાની, માહરી સહી કે જેની હું હમણાં વાર જોઉંછ તેણી પણ અમારી સાથ અહીં રહેતી હતી. એ માહરી પોતીકા બહેન જેવી છે."

"આઇ સી," હોશંગ બબડયો. અને તે મધુરી તરફ કાંઇ વિચિત્ર નરમાસથી જોવા લાગ્યો, "ને ત્યારે તો તમે સપલને ઘણાં વર્ષોથી ઓળખતાં લાગોછ."

"છેક બચગીથી."

"અને એના મોટા ભાઇને?"

"હું એક વખત મેહેરનોશજીને મળેલી છું, પણ તેવણ તો મને ભુલી બી ગયા હશે!"

"માહરી ખાતરી છે કે સપલની બૈરીની પસંદગીથી તેવણ ઘણાં રાજી થશે." હોશંગે ઝડપથી કહ્યું, "તેવણને કંઇ એવોજ ધખારો છે

કે જ્યારે હોશે ત્યારે સપલ કોઇ રખડતી એકટ્રેસને પરણી લાવીને નવો જુદીન ઝઘડો જગાડશે." તે એટલું બોલીને હસ્યો. પણ તેનું તે હાસ્ય તુરત ગુમ થઈ ગયું, કેમકે તેનાં તે બોલવાની અસર પુટળાં ઉપર બહુ દુઃખદ નીવડી હતી. તે મંઘુરીએ પોતાના અંતરમાં જાગેલી વેદનાને દબાવી દેવા પોતાના હોઠો પીસી મુકયા હતા. મગર હોશંગને કંઇ બોલવાની તક મળે તે પહેલાં પુટળાંની સહી મેહેરાં મસાની ત્યાં આવી લાગી અને તે બન્ને સહીઓ અતીશય હેત પ્રીતથી એકમેકને બગલગીર થઈ.

હોશંગ રબાડી એ બન્ને બાળાઓના ઘરાંપરાંઓનું એ મામુલી એમાણ જોતો મુછમાં હસ્તો બેસીજ રહયો.

"પુટળાં, અહીં કોઇ બીજું છે કરીને તું બોલી બી નહિ કે ?" મેહેરાં મસાનીની નજર હોશંગ ઉપર પડતાં લજવાઇને તે બોલી.

પુટળાં હસી પડી. પોતાની સહીની આમદથી તે ઘણી આનંદી બની ગઇ હતી. "ઓ, આઈ એમ સો સોરી, આઇ ફરગોટ," પછી તેણીએ તેઓની ઓળખ કરાવી, "મી૦ રબાડી—મીસ મસાની...મેહેરાં, મી૦ રબાડી આય બંગલો જોવા આવેલા છે. એ વેચવાનો છે અને હું ઇચ્છુ છ કે એવણ એ લે."

"પણ મરે એ વેચવાનું કામજ શું છે ? ખબરદાર જો એવી અવડ વાણી કાહડીછ તો," મેહેરાંએ પોતાના દીલનું રોકડું કહી દીધું. તે પુટળાંનીજ ઉમરની તારૂણી હતી. જો કે પુટળાં જેટલી રૂપસુંદર નહિ હતી. તેણીનો સાહદ બહુ મીઠો અને બ્લુ ચમકારા મારતી આંખો તેણીની પ્રમાણીક અને ભોલી ખાસ્યતની ગવાહી પુરી પાડતી હતી.

તેણીએ બાડે ડોળે હોશંગ રબાડી તરફ જોયા કર્યું ને તે ચકોરે તુરત જાણી લીધું કે હોશંગ પુટળાંનેજ ધારી ધારીને જોઈ રહયો હતો.

"હું માશીને ત્યાં ગયલી હતી ને તાહરો તાર આવીને ઘરે પડી રહેલો. ઘરે જઈને વાંચતાં સાથજ હું અહીં દોડી આવી." મેહેરાંએ પોતાની થયલી ઢીલ માટે ખુલાસો કર્યો.

"તમે બી અહીં નજદીકમાં રહોછ શું ?" તેણીએ તે પછી હોશંગ તરફ ફરીને પુછ્યું.

"નહિ, માહરો બંગલો છેક ઘેલખડી તરફ છે. લગભગ વેડછા આગળ," તેણે જણાવ્યું અને પાછું મેહરાંને એમજ લાગ્યું કે તે ડોળા ખોલી ખોલીને પુટળાંનેજ જોતો હતો.

હોશંગ રબાડીએ હવે રજા ચાહી અને પાછું આવવાનું પુટળાં પાસ અંકે કરાવી લઈને તે પોતાની મોટરમાં વીદાય થયો.

"એ કોણ છે ?" મેહેરાંએ તેના જવા બાદ પુટળાંને સવાલ કર્યો.

"હું નહિ જાણુતી. અમે ટ્રેનમાં સાથે થયા, વાતો કરતાં જણાયું કે એ અમે વેચવા કાહડેલો મોદી મીનાર ખાસ જોવાજ આવતો હતો. સ્ટેશન ઉપર તેણે પોતાની કારમાં આવવાની મને ઓફર કરી અને અમે અહીં આવ્યાં."

"સપલ જાણશે તો શું કહેશે ?"

"સપલ !" પુટળાં એટલા તો કડવાશથી તે નામ બોલી કે મેહેરાં ચમકી ઉઠી. "સપલ ! તેને માહરી દરકારજ કયાં છે ? તેને માહરૂં શું બી થાયછ તેની તુંબા કયાં છે ? હું તેની સાથ કદી રહેવાની નથી."

મેહેરાં મસાની અજાયબીથી અકડી ગઇ તો બી તે કાંઇજ બોલી નહિ. સપલનો તાર મળતાં સાથજ તેણીના દીલમાં કંઈ એવો અતરો થયો હતો, મગર તે ડાવકી હતી એટલે ડહાપણ વાપડીને કાંઈ વધુ બોલી નહિ.

"મેહેરાં, તું બધું આખરે તો જાણુશે તો અત્યારથીજ જાણે તો ઠીક." પુટળાંએ લગભગ રડી દેતાં ખુલાસો કર્યો. અને પછી પોતાની તે કર્મકથા કટકેકટકે પોતાની તે જીવેજાન સહીને કહી સભળાવી.

મેહેરાં મસાનીએ તે ચુપચુપ સાંભળી. તે ઘણી ચકોર અને ડાવકી હતી. પુટળાં જેવી નાદાન કે ઉછાછલી નહિ હતી. દુનીયાનાં વહેવારમાં તે પડેલી અને રગડાયલી હોવાથી તે પોતાની વિચાર શક્તી વાપડી જાણતી હતી.

"સપલને તો ફાંસી દેવો જોઇએ." તેણીએ જરાવારે ગુસ્સાથી કહ્યું.

પુટળાંએ ચમકીને અજાયબીથી તેણી ભણી જોયું, "ઓ, તું એમ બોલીજ કેમ શકેછ?"

"તો બીજું શું? સપલ એ સજાને લાયક છે," મેહેરાંએ વધતી ગુસ્સે થઇને જણાવ્યું. "એ તાહરી સાથ ઘણીજ ખરાબ રીતે વર્ત્યોછ. મરદો બધાજ મુઆ એવા. તું મને પુછની. એ તને પરણ્યો, તેનું કારણ કે પેલી કોઇ બીજીને અદેખી બનાવવી. અને તેટલું કરીને બી એ ધરાયો નહિ કે તુને સાચવી નહિ. તાહરી સાથ સારી રીતે વર્ત્યો નહિ."

"તે મને ચાહતોજ નહિ હતો, મેહરાં, અને તેથી—"ગરવી પુટળાંએ સપલનો બચાવ કરવાની કોશેશ કરી.

"એ આખી દુનીયામાં પોતાના શીવાય બીજા કોઈને ચાહી શકવાનો નથી," મેહેરાંએ અણુહદ ધિક્કારથી ચુકવ્યું, "હું તો એને વર્ષોથી રગેરગ ઓળખું છ. આપણે જ્યારે બચ્ચાંઓ હતાં ત્યારથી. હંમેશનોજ એ મતલબી છે—આપસ્વાર્થી. અને હમેશાં તું તેને નમતુંજ આપતી આવેલી છે, પુટળાં." મેહરાં ઉઠીને પુટળાં આગળ આવી. તેણીનું માથું પ્યારથી પંસવાયું અને બહુજ મીઠાસથી પુછ્યું, "પુટળાં, શું તું એને ઘણીજ ચાહેછ ?"

પુટળાંએ પોતાનું માથું તેણીની છાતીમાં દાબી દીધું.

"ઓ, હા," તેણીએ શરમાતી હોય તેમ કબુલ કર્યું, "એને બે જરા માહરી વધારે દરકાર કરી હતે ! હું તો એને માટે તવલુંછ." ને અહીં તે કોમળાંગી રડી પડી.

મેહેરાંએ તે પોતાની જવાન સહીનું માથું માયાથી પસવાર્યાંજ કર્યું.

"અને હવે એ કરવા શું માંગેછ ?" થોડોવાર રહીને મેહેરાંએ સવાલ કર્યો.

પુટળાંએ એક નીસાસો નાખ્યો.

"મેં તો એને મળવા ના કહી દીધેલું છે. મેં તો એને કહી દીધેલું છે કે કમમાં કમ છ મહીના સુધી તો એણે માહરૂં નામ લેવું નહિ, કે હયાં આવવું નહિ. અને એણે કબુલેલું છે. મેં એને કાગળ લખવાની પણ મનાઈ ફરમાવેલી છે."

"અને પછી—પછી શું થશે ?"

પુટળાં પાછી રડવા લાગી. "મને તેની ખબર નથી," જરા વારે તેણી હચકાંઓ વચ્ચે બોલી. "મેહેરાં, હું દુઃખથી કાયર થઇ ગયેલી છું. હું ઇચ્છુંછ કે હું મરીજ જાઉં."

મેહેરાં રડતી પુટળાંને માયાથી બગલગીર થઇ.

"પુટળાં, તું હજી બી બચ્ચાં જેવીજ છે." તેણીએ દીલગીરીથી જણાવ્યું, "મને નહિ લાગતું કે તું કદી બી ડાહપણવાળી થશે."

મેહેરાંને એમ કહેવાની હિંમત થઈ નહિ કે આ છ મહિનાનો વીયોગ તે બન્ને વરબઇયરને લાભનો નહિ હતો. તે તેઓ વચ્ચેના અંતરને વધારે પોહલો બનાવનારો પુરવાર થવાનો હતો.

મેહેરાં સમજુ હતી. સામા માણુસોની ખુબી ખામીઓનું તોલ તે ચાલાકીથી કરી શકતી હતી. સપલ કાટગરાને તે બચપણથીજ ઓળખતી આવેલી હોવાથી તે બરાબર પીછાણુતી હતી. અને, તેથી, છ મહીનાનો ગાલો તેણીને બહુજ લાંબો લાગ્યો.

"મી૰ રબાડી સપલના ભાઇના મિત્ર છે," પુટળાંએ થોડે વારે રડવું થોભાવીને કહ્યું. "અને તેથી એ જો જાણશે કે સપલ અને માહરા વચ્ચે મીનાકેશો બરપા થયલો છે, તો જરૂરજ મેહેરનોશજી ઉપર લખી નાંખશે."

"તો તો ઘણું મજાહનું. મેહેરનોશજી સપલનું અલવન્સ બંધ કરી દેશે અને એને એની નાલાયક ચાલ માટે તેમ થવે વાજબી સજા થશે," મેહેરાંએ તુરત કહ્યું.

પુટળાં નિરાશીની એક બુમ પાડી ઉઠી.

"ઓ, તે તો ઘણું ખોટું થશે. પછી એ કરશે શું ?"

"બીજાંઓની કાની કામ, વળી બીજું શું ?"

પણ પુટળાંને તે ગમ્યું નહિ.

"જો મી૦ રબાડી મને પાછા મળશે તો હું એવણને કહેવશ કે મેહેરનોશજી ઉપર કંઈ લખે નહિ." પુટળાંએ અધીરાઈથી કહ્યું.

"મી૦ રબાડી તો પાછા જરૂરજ મળવાનાં છે." ખંધી મહેરાંએ હસીને જવાબ કર્યો.

---

## પ્રકરણ ૧૭.

---

પુટળાંના નવસારી જવાને એક અઠવાડીયું વીટી ચુકયું, અને સપલે જોયું કે તેની પરણેતરે પોતાનું બોલ્યું બજાવ્યું હતું. તેણીએ તેની ઉપર એક કાળો હરફ લખ્યો નહિ હતો કે ના તેને આવવાની કશી સુચના મોકલી હતી. સપલે તો એમ માન્યું હતું—ખાત્રીભર માન્યું હતું કે એક બે દિવસમાં તે મગુરી પોતાની ભુલ જોશે, અને તેને મળવાની તલબ કરશે. પણ પુટળાં તો માથું ફેરવીનેજ બેઠી હતી. હમેશની ગરીબ ભોલી નાદાન પુટળાં આટલી હદની ઠરાવવંતી અને મક્કમ થઈ એ જોઈ તે ઘણો અચરત થયો.

સપલ કાટગરા પોતાના મિત્ર જાલ કામાની આગળ તે જ્યારે બી મળતો ત્યારે તે વિષે બબડતો અને બખાળતો.

"મેં એને જવા દેવામાં મુર્ખાઈ કીધી. કાયદો તો માહરી તરફેણમાં હતો. હું જો ચાહતે તો એને જબરીથી રોકી રાખતે." તેણે પોતાનાં મિત્ર તરફ જોયું, "તું સમજેછ કે, જાલ, હું જો ચાહતે તો એને જબરીથી રોકી રાખતે.

જાલ કામાએ પોતાના ભવાં ચઢાવ્યાં.

"હું તે માટે ના પાડતો નથી, મગર જે થયુંછ તે ઠીકજ થયુંછ. હાલ એને એના ઢંગેજ રહેવા દે અને બધું થોડા વખતમાં સમું થઈ જશે."

"પણ એ મને ભુલીજ જશે તો? તો પછી શું થશે?" સપલે જાણવા ચાહયું, "એ વેરી નાઇસ થીંગ ધેટ વુડ બી."

"તું હમણા જેમ ધારેછ તેવીજ ધારણા પુટળાં રાખતી હશે. કે તું તેને વિસરી જાય."

"યુ આર એ ફુલ," સપલ ખબરી ઉઠયો અને ત્યાંથી ચાલતો થયો.

તેનો વખત નીકળતાં નીકળતો નહિ હતો. તે કલબમાં પણ જતો નહિ હતો. કલબમાં બધું માલમ પડી ગયું હશે અને તેની તરેહવાર ઠેકડી કરવામાં આવશે એવી તેને બીહીક હતી.

તેને પરણ્યાને હજી તો પંદર દિવસ નહિ થયા હતા અને તેટલાં તો તેની પરણેતર તેને છોડીને ચાલી ગઇ હતી. તે દીલથી ઘણો મુજાતો હતો. મુમતાઝની લટક વખતે તે દુઃખી થયો હતો, પણ પુટળાંની આ લપડાકે તો તેના તમામ અભીમાનને છેક મુળથી જખમાવ્યું હતું. એક બીજી વખતે જાલને મળતાં સપલે ખબરીનેજ પુછયું.

"તેં મોટી મીનાર નવસારીમાં પુટળાંને મળવા જવા મને પ્રોમીસ આપ્યું હતું તે તુંને યાદ છે કે?"

"હા, બરાબર યાદ છે," જાલે કહ્યું.

"તે તું હજી ગયો નથી. મને લાગેછ કે તું જવાજ નથી માંગતો."

"આઇ ડીયર ચેપ—"

"જો એ બધું ડીઅર ચેપ જવા દે," સપલે ખળવળીયાં તોડ-વાંજ જારી રાખ્યાં, "તું જો જવા માંગતોજ હોય તો જા. પુટળાં કેમ છે તે જાણવા હું તરફડું છ. આખરે એની સંભાળની જવાબદારી માહરે માથે છે."

"તો તુંજ કાંય નથી જતો?"

"મેં એને વચન આપેલું કે એ બોલાવશે નહિ ત્યાં તુલીક હું જવાનો નથી. પણ, જાલ, તું એ બધી ખોટી ટાહી શાંની લઈ બેઠોછ? તુ જવા માંગેછ કે નહિ તેજ મને કહેની."

અંતે જાલ કામાએ જવાનું માથે લીધું. પુટળાંને મળવા તે પોતે પણ આતુર હતો. એક શનીવારની રાતે તે ઉપડી ગયો અને રવીવારની રાતના તો મુંબઈ પાછો ફર્યો.

સપલ કાટગરા તેની રાહ જોતો તેનાં ઘરમાંજ આવી બેઠો હતો. જાલને પહેલીજ વેળા હમણાં લાગ્યું કે સપલનો ચેહેરો ઉતરી ગયો હતો, તેની આંખો બેજારીથી ડોહવાયલી હતી અને તે ઉમરમાં વધારે નજર આવતો હતો.

"કેમ શું થયું?" તેને જોતાં સાથેજ સપલે મોટી દીલેજારીથી સવાલ કર્યો.

"હું તાહરી વાઇફને મળી આવ્યો, અને—"

"એ તુને મળી ખરી કે?" સપલે વચમાંજ હોમાવ્યું.

"તે હું કહુંછ તે સાંભળેછ કે નહિ કે હું તાહરી વાઇફને મળી આવ્યો. શી ઈઝ ક્વાઇટ ઓલ રાઇટ એન્ડ વેરી ચીઅરફુલ," જાલ કામાએ હલવેથી કહ્યું. શબ્દોની પસંદગી કરી કરીને તે બોલતો હોય એમ સપલને લાગ્યું. "મીસ મસાની બી ત્યાંજ હતાં; અને બન્ને જણે માહરી ઘણી ખાતરદારી કરી."

"અરે, તાહરી ખાતરદારીને ક્યાં જાહનમમાં નાંખેછ. મોદી મીનાર કેવો છે?"

"બહુ મજાહનો બંગલો છે."

"બહુ મજાહનો શું બકેછ. આખાં નવસારીમાં એની જોડીજ નથી." સપલે અધીરાઇથી કહયું, "હું ઇચ્છુંછ કે માહરી પાસે એ ખરીદી લેવા જોઇતા પુરતા પૈસા હોય. એ બંગલામાં તો મેં વર્ષોના વર્ષો બહુ આનંદમાં ગુજારેલાં છે."

"પુટળાં બી એમજ બોલેછ; પરંતુ બંગલો વેચવાની ગોઠવણ તો થતી લાગેછ. કોઇ રબાડી નામનો તેજ તરફનો પારસી કે જે તાહરા મોટા ભાઇને બી પીછાણતો લાગેછ તે એ લેવા માટે ચલવલ કરેછ."

"રબાડી!" સપલનો સાદ વધતો ગુસ્સે થયલો સંભળાયો, "હોશંગ રબાડી—પેલો અકકલ વગરનો બુબખ!"

"મને એ કાંઇ હોશંગ રબાડી બુબખ જેવો તો નથી લાગતો." જાલે ઠંડાઇથી કહયું, "મને તો એ મજાહનો નાઇસ શોર્ટ ઓફ ફેલો લાગેછ."

"તે એ બી ત્યાં હતો શું ?"

"હા, એ બી તે તરફજ રહે છે, અને મને મીસ મસાનીએ કહયું તે ઉપરથી હું કહી શકું છ કે એ તાહરી પુટળાં ને તેની સહી મેહેરાંનો મોટો ફ્રેન્ડ થઈ ગયલો છે."

"હું એને બરાબર ઓળખું છ," સપલે વિચારમાં પડીને કહયું, "એ કંઇ સારો માણસ નથી પણ એની પાસ ધનનાં ઢગલા છે. પુટળાંએ એ કમબખ્તને જરા બી ઉત્તેજન આપવું નહિ જોઇએ. હું ત્યાં નથી તે વિષે બી ત્યાંનાં લોક શું ધારતાં હશે ?"

"હું તો કંઈ ખોટું જોતો નથી," જાલે આસ્તે રહીને ચપકો મુકયો.

"તું તો કશામાં ખોટું જોવાનો નથી," સપલ પોતાંના મિત્ર ઉપર ગરમ થઇને પુકારી ઉઠયો; "પણ માહરી પુટળાં બહુ દેખાવડી છે, ને—" તે બોલતો અટકી ગયો, જરા ગુચવાતો લાગ્યો, "હું એ સાંખી શકવાનો નથી," તેણે ઝડપથી પુરૂં કર્યું.

"પણ તું એ બધું અટકાવી કેમ શકશે તેની મને સમજ પડતી નથી, સીવાય કે—"

"સીવાય કે શું ?"

"સીવાય કે તું પોતે ત્યાં જાય," જાલ કામાએ હવે ચોખ્ખું કહી દીધું.

જો કે જાલ કામાએ હોશંગ રબાડી પુટળાંને મિત્ર બન્યો હતો તે વાતમાં કશું ખોટું નહિ હતું એમ સપલને કહયું હતું છતાં ખરેખર તો તે પુટળાં બણીની હોશંગની વર્તણુકથી મેહેરાં મસાનીની માફકજ

શકીલો બન્યો હતે. જાલ કામાને માણુસોની પરખ કરી લેવાની શકતી વીશેશ હતી અને તેણે ઝટ જોઇ લીધું હતું કે હોશંગને મોદી મીનાર કરતાં મોદી મીનારમાં વસ્તી તેની શેઠાણી વધારે આકર્ષતી હતી.

"તું જ કાંય નથી જતો, સપલ," તેણે ફરીથી સપલને સુચના કરી.

સપલ ખભરી ઉઠયો.

"મેં તુંને એક વખત કહયુંની, કે હું નથીજ જવાનો, હુ નમતું પહેલો તો આપવાનોજ નથી. એ એનુંજ રાજીખુશીનું બધુ થયું છે. એજ માહરાથી દુર થઈ છે. જો એને માહરી જરૂર હોય તો મને ભલે બોલાવે."

"પણ તું ભુલી જાયછ, સપલ, કે એનામાં બી તાહરા જેટલુંજ અભીમાન છે." જાલે કહયું, પણ સપલના મનમાં તે વાત ઉતરી નહિ. તે કાંઇ ખાલી ખાલી બબાળ્યો. તે ઘણો બેકરાર બની ગયો હતો અને પોતાને ઘણોજ કંગાળમાં કંગાળ માણસ માનતો હતો. પસ્તાવો તેના જીગરને કોરી ખાતો હતો. જો કે તે એમ પોતાના મનને મનાવતો હતો કે તેની તે બેકરારી પસ્તાવાનું પરીણામ નહિ હતું પણ બીજીજ કોઇ લાગણીનું મુળ હતું. રાતનાં તે બરાબર સુતો નહિ હતો, તેનું માથું ભમતું અને દુઃખતું હતું, અને તેની રગો ઉછલ ઉછલ થયા કરતી હતી.

"એ મને બોલાવે નહિ ત્યાં તુલીક તો હું જવાનોજ નથી," તેણે ઠરાવથી પાછું કહયું.

જાલ તુરત વેળા કાંઇ બોલ્યો નહિ. અને પછીથી થોડા દિવસો સુધી તો સપલ તેને મળ્યોજ નહિ.

*  *  *  *  *

"એ સપલને થયુંછ શું ? કંઇ ખુબ દારૂ પીયેછ અને જુગાર બી તેટલોજ રમેછ; તું એને રોકતો કેમ નથી ?" એક ભલા મિત્રે એક દિવસ જાલનું ધ્યાન ખેંચ્યુ અને તે જાણીને જાલ ઘણો દીલગીર થયો. સપલની હુલવલી રીતભાત તેને માહેર હતી એટલે તે વાતમાં વજુદ હોવું જોઇએ એમ જાલે સ્વીકાર્યું. તેને બીજે દિવસે જાલને મળવાનો અને તેને ઠપકો આપવાનો ઠરાવ કર્યો.

પણ તેજ દિવસની રાતે તે મોડેથી પોતાને ઘેર ગયો ત્યારે સપલના કારભારી મટલાને ત્યાં ઉભેલો જોઇ અજબ થયો.

"કેમ, મટલા, શું છે ? કંઈ માહરૂં કામ છે ?" તેણે પુછ્યું.

"હા, સાહેબ. સપલ શેઠ ઘણા સીક પડી ગયલા લાગેછ; પણ દવા લેતા કે ડૉકટરને બી બોલાવતા નથી. જરા તમે આવીને સમજાવો તો ઠીક......"

---

## પ્રકરણ ૧૮.

જાલ સપલને ઘરે ગયો ત્યારે તે એક આર્મચેર ઉપર તાવથી ખલખલતો પડેલો હતો. તે જાલને જોઇને છછણી પડયો.

"મટલો તુંને બોલાવી લાવ્યો કે ? એ નખ્ખોદગીયાને કોણ જાણે શું થયુંછ તે કહેછ કહેછ ને એમજ કહેછ કે હું સીક છું. પણ એ ખોટું છે. મને જરા ચીલ લાગીછ, બીજું કંઇજ નથી. પણ તું શું કામ તણાઇ આવ્યો. તું માંગેછ શું ?"

"કંઈ નહી, સપલ," જાલ કામાએ મીઠાશથી સપલને પતાવી લેવાનું કહ્યું. તેણે જોયું કે સપલ વધતો બીમાર હતો એમ ધારવામાં ભટલો ખરો હતો.

"તું કરેછ શું?"

"કરેછ શું એટલે!" સપલે બુમ પાડી, "શું કરવું તે તો મને સુઝતુંજ નથી. મને કંઈ ગમતુંજ નથી. કશામાં મજાહ લાગતીજ નથી. આઇ એમ ફેડ અપ—આય જીંદગીથી હું છેકજ કંટાળી ગયોછ. કલાક પછી કલાક કેમ કાઢવા તેની મને મુંજવણ થઈ પડીછ. સહવારે ઉઠવા ગમતું નથી કે રાતે સુવા ભાવતું નથી. કલબમાં જવાનો પણ વિચાર થતો નથી. ત્યાં બી તાહરા જેવા એવા ગઢેડાઓ મળેછ કે મને વધતોજ નારાજ કરેછ. હું તો ખુદા પાસ ઇચ્છુંછ કે આય બધાનો એક સામટો અંત આવે તો સારૂં."

"સપલ, તને દવાની જરૂર છે," જાલે ધીમેથી કહયું.

સપલનો ચીચવાટો અવાજ તેના આંગમાં વ્યાપી રહેલી અસહ્ય તાવનો ખુલ્લો ભાસ આપતો હતો. અને તે જોઇ ભલો જાલ ઘણો દીલગીર થયો.

"ગીવ મી એ ડ્રીંક." સપલે કહયું, "પેલા ઇડીઅટ ભટલાએ બધું લઇ જઇને કોણ જાણે ક્યાં સંતાડયુંછ. માહરી ઝબાન સુકાયછ; ગીવ મી એ ડ્રીંક."

જાલ કામાએ એક ગલાસમાં સોડાવોટર નાંખીને સપલ આગળ ધર્યો. તેણે તે જરા શીપ કર્યો અને ગલાસ પાછું ગુસ્સાથી જાલને આપી દીધું.

"એ નીતરા સોડાને શું કરૂં?" તે બબાડ્યો, "મને એ નથી જોઇતો."

"હું જાણુંછ કે એ તુને નથી જોઇતો, પણ એ સીવાય બીજું કંઇ તને હમણા મળવાનું નથી. સપલ, ડોન્ટ બી એન ઍસ. તું ખરેખરજ સીક થઇ ગયોછ ને એમ ને એમ જો કરશે તો તાહરી બીમારી વધી જશે. ચાલ ઉઠ, ઘોલ્યા ઉપર સુઇ જા. તેથી તુને નીરાંત વળશે. બીજું કંઇ તાહરે માટે હું કરૂં?"

"હા." સપલે તેના ભણી ઘુરકીને કહ્યું, "તું અહીંથી ચાલી જા. મને એકલો છોડ."

જાલ કામાએ એક પળ ચુપકીદીથી તેના તરફ જોયું પછી ખભાં ચઢાવી તે બારણાં તરફ ફર્યો.

"જાલ," તેને છેક બારણા આગળ જઇ લાગેલો જોઇને સપલે બુમ પાડી.

જાલ તુરત પાછો ફર્યો.

"કેમ?"

"તું ક્યાં જાયછ? તું બી મજાહનો દોસ્ત કે તાહરો ફ્રેન્ડ સીક પડયોછ ને તું નીરાંતે ચાલ્યો."

જાલે કશો જવાબ દીધો નહી. તે સપલ આગળ પાછો આવ્યો. સપલ નશોસ જેવો ખુરસીમાં ફસડાઇ ગયો.

"જાલ, આજે હું આઠ દીવસ થયાં બીલકુલ સુતોજ નથી," સપલે કહ્યું. અને તે બીલકુલ ખરૂં હતુ. મુમતાઝ જે દીવસે અકસ-

આતથી મરણ પામી હતી તેજ દીવસથી તેની ઉંઘ જાણે નાહસી ગઇ હતી. પણ તેણે તે જાલ આગળ ખરૂં કબુલવાની હીમત કરી નહી. જાલ જો એમ જાણે તો તુરતજ છેડાઇ પડે અને જરૂરજ એવાં અનુમાન ઉપર આવે કે તે હજી તેને માટે જળી જતો હતો—તેને માટે પોતાના જીગરને ભાંગતો હતો. જ્યારે ખરેખર તો તેવું કંશું નહી હતું. હાલમાં તો રાત અને દીવસ તેનાં મગજમાં મુમતાઝ નહી પણ પુટળાં સાથની પોતાની ગેરચાલ માટે તેને કડવો પસતાવો થતો હતો; અને તે પસતાવાએજ તેની શાંતીને નહસાડી હતી.

પુટળાંનો ખ્યાલ તે ચાલુ અને ચાલું કર્યા કરતો હતો. પુટળાંના માયનો વિચાર પણ તેને આવ્યા વગર નહી રહેતો હતો. જાઇજી માટે તેને માન અને મહોબ્બત હતી. જાઇજીએ તેની દરેક ખાતરદારી એક વ્હાલસોઇ માવીતરની અદાથી ખુબ કુરી હતી; અને તે શું તેવણુની તે બધી ભલાઇઓનો બદલો આવી રીતે પુટળાંને વાળી આપતો હતો? ગરીબ નીર્દોષ પુટળાંની જીંદગીનો તેણે જાણી જોઇને કેવો હાલ કર્યો હતો?

"તું બીછાને જા." જાલે પાછું સપલને સમજાવ્યું. સપલ ખુરસી ઉપરથી ઉઠયો અને બીછાના તરફ જવા ગયો પણ તેણે એક સખત લપેરો ખાધો. જાલે તુરત તેને ધરી લીધો.

"શું છે, સપલ?"

"માહરૂં માથું ફાટી જાયછ—એટલું દુ:ખેછ કે બોલ્યાની વાત નહીં." સપલે માથાં ઉપર હાથ મુકીને પોતાની આંખો વીંચી દીધી. તે ચાલવા ગયો પણ તેનાથી ચલાયું નહીં.

જાલે મટલાને બોલાવ્યો અને તે બન્નેએ ઉંચકીને સપલને બીછાને નાંખ્યો.

"હમણા ડાકટરને બોલાવવાની કંઇ જરૂર નથી, મટલા, એને જરા સુવા દે. હમણા હમણા એ શું કરેછ?" જાલે મટલાને બાજુએ લઇ જઇને સવાલ કર્યો.

"કોણ જાણે, સાહેબ, કયાં રખડેછ તેની કંઇ ખબરજ પડતી નથી. રાતના બી ઘરે રહેતાજ નથી. દુધવાળાની સાથેજ સહવારે ઘરે આવેછ. સુતા બી નથી અને ખાતા બી નથી. મને એમ લાગેછ, સાહેબ, કે એવણને જબરો ગમ લાગોછ."

"શાંનો?" જાલ કામાએ પુછયું.

મટલો જરા ગુંચવાયો. તેણે સપલના બીછાના તરફ નજર કરીને પછી નરમ અવાજે કહ્યું; "મને માફ કરજો, સાહેબ, પણ જે દીવસની મુમતાઝ મરી ગઇછ ત્યારથીજ એવણના એવા અવતાર થઇ ગયાછ."

મટલાનું મત જાલને રૂચ્યું. તેણે બી માન્યું કે મુમતાઝના મરણથીજ તે એટલો જીગરતોડ નીરાશ અને દુઃખી થઇ ગયો હતો.

"હું સહવારે આવશ, મટલા," તેણે કહ્યું, "પણ તેટલાં જો માહરી જરૂર પડે તો મને બોલાવજે."

જાલ પોતાને ઘરે પાછો આવ્યો. તે ઘણો મુઝાઇ ગયો હતો. સપલ માટે તેને ખરાં દીલનો ચાહ હતો અને તેને આમ બીમાર અને દુઃખી જોઇ તે ભલો મિત્ર બધો જળી ગયો.

તેણે પુટળાં ઉપર સપલની બીમારી માટે લખી નાંખવાનો ઠરાવ કર્યો. તે શું લખે? એક પળ તે વિચારમાં પડયો. તેથી શું પુટળાં રાજી થશે યા ઠપકો આપશે? પણ ખુદા ન કરે ને જો સપલ જાસ્તીજ બીમાર થઇ ગયો તો!

જાલે વિચારમાં ને વિચારમાંજ પોતાની કલમ ઉપાડી અને નીચલું કાગળ વિચારી વિચારીને અંતે લખ્યું.

"મહેરબાન બહેનજી પુટળાં,

મને લખતાં ઘણી દીલગીરી ઉપજે છે કે સપલ બીમાર પડી ગયો છે; બીહીવા જેવુ કશું નથી પણ મને લાગ્યું કે તમો બહેનને ચેતાવવાં જોઇએ. અગર તમે મુંબઇ આવશો અને એને મળશો તો હું ધારૂંછ કે એ ઘણો ખુશી થશે. તમારા ગયા પછીનો એ ઘણો બેબાખરો પડી ગયલો છે. તમે કંઇ બીહીતાં ના યા ચીંતા રાખતાં ના. હું એની આગળનો આગળજ છું, પણ તમારી સહેજ જાણ થકી આ ખાસ લખું છું.

દોઆગો ભાઇ,

જાલ કામા."

જાલ કામાને મન તે કાગળ ઘણું અધકચરૂં ને કંઇ વિચિત્ર કીસમે લખાયલું લાગ્યું; પણ તો બી તે તેણે એમજ રવાના કરવાનું દુરસ્ત વિચાર્યું. એક એનવીલપમાં બીડી તેણે તે ઉપર મીસીસ સપલ કાટગરાનું સરનામુ ભર્યું.

ગરીબ બીચારી મીસીસ સપલ કાટગરા! પરણેલી હોવા છતાં નહી પરણેલી જેવી!! જાલે તે એનવીલપ પોતાના હોઠો આગળ

ધર્યું અને તે ઉપર લખેલાં નામને એક ઝડપથી ક્રોસી કરી, અને પછી પોસ્ટ કરવા માટે પોતાના માણુસ પાસ મોકલાવી આપ્યું.

"શું પુટળાં આવશે?" તેણે અજાયબીથી ખ્યાલ કર્યો. મગર તેને કોઇક રીતે દીલના દીલથી એમજ લાગ્યું કે પુટળાં એમ આવવાની નહીજ હતી.

## પ્રકરણ ૧૮.

"હું એ કદી શીખી શકવાનીજ નથી," મધુરી પુટળાંએ નીરાશીથી કહ્યું.

તેણી હોશંગ રબાડીની મોટરકારની નરમ ગાદીઓને અઢેલી પડી અને પાસે બેઠેલા તે જવાન ભણી જોઇને હસવા લાગી.

તેણી મોટરકાર હાંકતાં શીખતી હતી, ખરેખર તો હોશંગે મારી કુટીને શીખવવા ચાહયું હતું, પણ તેણી તેટલી જીગરવાળી નહિ હતી. બહુજ ધીમી ઝડપે થોડોક વખત તો હાંકી અને પછી ગફલતીથી એવી રીતે તો વ્હીલને ફેરવ્યું કે હોશંગે જો ટાઇમસર તે સંભાળી લીધું ન હતે તો જરૂરજ તે ગાડી રસ્તા ઉપરથી ઉથલાઇ પડતે.

"જો તમે બરાબર ટાંકણાસર વ્હીલ પકડી લીધું નહિ હતે તો જરૂર આપણો ખુરદો થઇ જતે," પુટળાં બોલી.

હોશંગ હસ્યો.

"હા, તેમ થતે ખરૂં," તે બોલ્યો, "પણ તેમાં શું! એ તો શીખતાં શીખતાં એવો અનુભવ મળે. ટ્રાય અગેન."

પણ પુટળાંએ ના પાડી.

"નહિરે બા, તમારી ગાડીનો હું જરૂર ભુકો કરશ ને તેમ જો થયું તો તમે મને કદી માફ કરવાના નથી."

"એમ !" હોશંગે તે મધુરા મુખડા ઉપર પોતાની ચશમો દોડાવીને કહયું, "એટલું બધું બીહી જવાની કંઇ જરૂર નથી. પણ જો તમારી મરજીજ નહિ હોય તો—"

તેઓએ પોતાની જગ્યા અદલાબદલી કરી લીધી.

તેઓ સહવારનાં ફરવા નીકળ્યાં હતાં. તે સહવાર બહુ ખુશનુમા હતી. પુટળાં પણ ખુશ મીઝાજમાં હતી અને ઘણી ગેલથી તે જવાન સાથ ખુશ વાતો કરતી હતી. તેણીના મનોહર મુખડા ઉપર છવાયલી રહેતી હંમેશની ગમી પણ હમણા નજરે આવતી નહિ હતી

હોશંગ રબાડી તેનો મોટો મિત્ર દિવસો જતાં બની ગયો હતો. તે મધુરીએ તેનું દીલ હરી લીધું હતું અને તે પોતે પણ બઇરાંઓને રમાડી લેવામાં ઘણો કુનેહબાજ હતો. સપલ માટે સંભાળથી તેણે વાત છેડીજ નહિ હતી. તે તે માહબુબને મીસીસ કાટગરાજ કહીને બોલાવતો હતો.

"મેહેરાં તો કહેશે કે આપણે કેથે નાહસીજ ગયાં," થોડે વારે પુટળાંએ હસવાનું કરતાં કહયું, "મેં તો અરધો કલાકમાં પાછા ફરવાનું કહયું હતું."

"કેટલો વખત થયો ?" હોશંગે અચરતીથી પુછયું.

પુટળાંએ પોતાના વોચમાં જોયું. "કલાક ઉપર થઇ ગયો," તે બોલી, "આપણે વાતમાં ને વાતમાં આગળ હાંકયાંજ જઇએછ; હવે પાછાં ફર્યે તો ઠીક."

"જો તમારી તેવી મરજી હોય તો તેમ," હોશંગે તુરતજ કારને પાછી ફેરવતાં કહ્યું, "બપોરે જો તમને અડચણ નહિ હોય તો જમી લઇને માહરી સાથે આવશો? હું દુરનાં માહરાં ખેતરો જોવા જવાનો છઉં. તમે આવશો તો હું બહુ રાજી થવશ."

"મને આવવા ગમશે—જો મેહેરાં બી આવશે તો."

હોશંગે એક પળ જવાબ કર્યો નહિ, પછી તે ઠંડાઇથી બોલ્યો, "મેહેરાંને બી જરૂર લાવજો."

"તમે કેટલે વાગે આવશો?"

"બે વાગે જો તમારાથી બનતું હોય તો."

તેઓ મોદી મીનારમાં પાછાં ફર્યાં. પુટળાં તે ગાડીમાંથી નીચે ઉતરી, અને હોશંગ તરફ જોવા પડી.

"આપણે કેટલુકનાં મિત્રો થયાંછ?" તેણે એકાએક સવાલ કર્યો.

તે મધુરી જરા ચમકી. તેણીએ ઝટ ગણત્રી કરી.

"જરા જરા કરતાં ત્રણ અઠવાડીયાં થવા આવ્યાં."

તે હસ્યો.

"મને તો વધારે લાગેછ, મને તો જાણે એમ લાગેછ કે હું તમને માહરી જીંદગીભરનોજ ઓળખતો થયોછ."

તે શબ્દો સાધારણ દીસ્તા હતા પણ તે બોલતી વેળા તેની આંખોમાં થયલા ઝડપી ફેરફારે પુટળાંને ગોલાબી કરી મેલી. તેણીએ પોતાની ચશમો નીચે નમાવી દીધી.

"એ શું અને કોમ્પલીમેન્ટ છે ?" તે વ્હાલીએ જરા અટકીને પુછ્યું.

"આઈ હોપ સો. માહરી મતલબ તેવીજ છે," તેણે એમ કહીને પોતાનો હાથ શેકહેન્ડ માટે લંબાવ્યો અને પુટળાંનો નાજુક કર જોઇએ તે કરતાં વધારે દબાણથી દાબ્યો. પુટળાંએ તે ઝડપથી છોડવી લીધો.

"અમે બે વાગે તૈયાર રહીશું,". તેણીએ ઉતાવળે કહ્યું, અને બંગલામાં પાછી ફરી. હોશંગ રબાડી ત્યાંથી હંકારી ગયો. તે એક ઘણો દેખાવળો જવાન હતો એમ પુટળાંને એકાએક લાગી આવ્યું. હા, તે તેણી તરફ કેટલો બધો ભલો હતો—માયાળુ હતો—બીજા કોઈપણ કરતાં વધારે. વળી તે મોદી મીનાર ખરીદવાનો ઇરાદો રાખતો હતો તેથી બી તે મધુરી ખુશીજ હતી. તેણે તે દીલબરને વચન આપ્યું હતું કે તે બંગલા કે તેના બગીચામાં તે કશો ફેરફાર કરશે નહિ; બધું જેમ ને તેમ અને જ્યાં ને ત્યાંજ રાખશે. તેની તે ખાતરીના જવાબમાં ભોલી પુટળાંએ કાંઇક ફીકરથી પુછ્યું હતું કેઃ—"પણ કદાચ જો તમે પરણો અને તમારાં ધણીઆણી ફેરફાર કરવવા માંગશે તો ?"

"હું પરણવાનોજં નથી," તેણે ઝડપથી જવાબમાં જણાવ્યું હતું, અને તે સાંભળીને પુટળાં જાસ્તીજ ખુશી થઇ હતી. તે એક બહુ મજાનો ફ્રેન્ડ હતો અને કોઇ આવીને તેને ફેરવી નાંખે એ તે મધુરીને મન પસંદ હતું નહિ.

પુટળાં ખુશીથી ઉછળતી બંગલામાં ગઈ.

"કેમ, મેહેરાં, તું તો એમજ માની બેઠી હશે કે અમે ખોવાઇ ગયાંછ," તેણીએ હસીને પોતાની સહીની મજાક કરી.

મેહેરાંએ પુટળાં ગમી જોયું અને લગાર ઠંડા ને કરડા સાદે જવાબ કર્યો, "નહિ, મને તો એવો કોઇ વિચાર નહિ થયો."

"મી૰ રબાડીએ મને કાર હાંકતાં શીખવવાની તજવીજ કરી, પણ મને ઠાકયુંજ નહિ. માહરાથી આજે આખી ગાડી ઉથલાઇ જતી'તી."

"પણ એવા ફાંફાં મારવાની તુંને કંઇ જરૂર?" તે સહીએ રોહસાથી કહ્યું.

"આપણુને બે વાગે જવાનું છે, મી૰ રબાડીના ખેતરો જોવા," પુટળાંએ કપડાં કાહડતાં કહ્યું.

"આપણુને એટલે?"

"તું ને હું, વળી બીજું કોણ?"

"એમ! હં!" મેહેરાંએ અનકો કર્યો અને પછી જરા વાર રહી બોલી, "પુટળાં, તાહરૂં એક કાગળ આવેલું છે. સાંમેની ટેબલપર છે."

પુટળાં તે ટેબલ આગળ ગઇ. તે કાગળ તેણીએ લગાર બાહીધેલી અદાઓએ ઉપાડયું, પણ ઉપરનાં અક્ષરો નિહાળી તેણીએ છુટકારાનો એક દમ ખેંચ્યો. તેણીએ તે ખોલ્યું અને વાંચ્યું અને પછી બેદરકારીથી પાછું ટેબલ ઉપર મુકયું અને બારીની બાહર કંઇ વિચારમાં પડીને જોવા લાગી.

"શું છે?" મેહેરાંએ સવાલ કર્યો.

"સપલ સીક છે."

"સીક! તેને શું થયુ છ?" તે સહીએ વધુ જાણુવા માંગ્યું.

"કોણ જાણે, તુજ આ કાગળ વાંચ. એ સપલના મોટા ફ્રેન્ડ મી૰ કામાનું છે." તેણીએ એમ કહીને તે કાગળ મેહેરાંને પાસ કર્યું.

મેહેરાં તે વાંચી લઇ પુછવા લાગી. "તું જાયછ કે?"

પુટળાંએ કશો જવાબ કર્યો નહિ. તેણી સપલનો વિચાર કરતી હતી. છેલ્લા ત્રણ અઠવાડિયા થયાં તો તેને ભુલીજ જવાનો પોતાથી બની શકતો દરેક પ્રયાસ તેણીએ કરી જોયો હતો, પણ તેનોજ વિચાર હમણાં તે ફરજ્યાત કરતી હતી. તેણી સપલ સાથની છેલ્લી મારામારી કે જે વેળા તે ઘણો ઉશ્કેરાઇ ગયો હતો, અને "જોઇએ તો જાહનમ્મમાં જા." કહીને મારવા વટીક ધરયો હતો, તે વખતની યાદ હમણાં ખાસ કરતી હતી. પછી તેણીએ બીજી સુહવારના તેજ સપલનો વિચાર કર્યો: તે તે વેળા કેવો શરમીંદો બનેલો હતો—હારેલો મારેલો નસોસ થઇ ગયલો હતો: તેણીની કેવી મીંનતજારીઓ કરી હતી.

અને હમણા સપલ બીમાર હતો. જાલ કામાએ તે કાગળ લખવામાં ઘણી ભલાઇ કરી હતી, એમ તેણીએ વિચાર્યું. જોકે તેણીએ ખાતરીથી માન્યું કે સપલે તે લખવાને કહ્યુંજ નહિ હશે. સપલ એવી ઇચ્છા રાખે એ બનવાજોગ નહિ હતું. તે બીમાર હતો એ ખરૂં પણ તેથી તે કાંઇ તેણીને માંગતો નહિ હતો.

"હું નથી જવાની. જો કંઇ વધારે હોવાનું લખાઇ આવશે તો પછી જોઇશું," તેણીએ બેદરકારીથી કહ્યું.

"નથી જવાની," મેહેરાં મસાની અજબ થઇ ગઇ. તેણીએ પોતાની સહી ભણી એક વિચિત્ર નજર કરી; પછી એક પળ રહી બોલી, "જેવી તાહરી મરજી."

પુટળાંએ જાલનું કાગળ મેહેરાંનાં હાથમાંથી પાછું લઇ લીધું.

"વળી આજે બપોરે તો હું મી૦ રબાડીને પ્રોમીસ થયલી છું." તેણીએ બાહણું બતાવ્યું.

તેણી પછી પોતાના રૂમમાં ગઇ અને અંદરથી બારણું બંધ કરીને કબાટની આરસીના કાચમાં પોતાનો ચેહેરો ચીતરવા પડી. તેણીનો મનોહર મુખડો પાછો ગમગોસાર બની ગયો હતો. તે ઉપરનું હાસ્ય ઉડી ગયું હતું.

જાલનું કાગળ તેણીએ એક વાર ફરીથી વાંચ્યું. શું સપલ જાસ્તી બીમાર હશે?—પણ તેમ લખવા જાલ ખંચાયા હેશે? તેણીએ અજાયબીથી વમાસ્યું. અથવા શું જાલ પોતાની રીત મુજબ તેઓને એક કરી આપવાની આ કાંઇ તીંગલ કરતો હશે?

પણ સપલ તો તેણીને મળવાજ માંગતો નહિ હતો. અગર તે વધારે બીમાર હોય તો બી તે પોતાની ઇચ્છાથી તો તેણીને જોવા ચાહતો નહિ હતો. જો તેણીની તેને દરકારજ હતે તો તે છુટો પડવા કબુલતેજ શાંનો! જો તેણીની તેને દરકાર હતે--પણ, અલબત, સપલને તેણીની બીલકુલ દરકાર નહિ હતી. પુટળાં તે વિચારથી રડી પડી, આંસુઓ બેસુમાર તેણીની આંખોમાંથી નિકળી પડયાં.

તેણીએ સપલની યાદને પોતાનાં જીગરમાંથી હાંકી કાહડવાની કોશેશ કરી હતી, તેને ભુલી જવાની તજવીજ કરી હતી ને તેમ કરવા માટેજ તો ઘણીજ ભોળાઇ અને નિર્દોષપણાંની તેણીએ હોશંગની સોબત સાંધી હતી અને તેને ઉત્તેજન આપ્યું હતું. ત તેણીને પસંદ હતો—એટલા માટે વધારે કે તે સપલને ભુલી જવામાં તેણીને આડકતરી મદદ કરી રહયો હતો. હોશંગની વખાણ સાંભળીને તેણી ખુશ થતી

હતી. સપલ તરફથી થયલા જખમ ઉપર તે તેણીને મન એક મલમ-પટા સમાન હતું. અને તો બી—તે બધું છતા–હોશંગ કંઇ સપલ નહિ હતો અને કોઇ પણ સપલની જગ્યા સાચવી શકે તેમ નહિ હતું.

પુટળાં પોતાના ઓરડામાંજ ભરાઇ રહી, અને મેહેરાંએ પણ ડાહપણ વાપરીને તેણીને છેડીજ નહિ. તેણીની તે સહીએ તો વકકી રાખી હતી કે જરૂરજ પુટળાં પોતાનો વિચાર ફેરવશે અને જરૂરજ મુંબઇ જવા માંગશે. બપોરના ખાણાંને વખતે પુટળાં કંઇ બોલશે એમ મેહેરાંને લાગ્યું; પણ તે તો ખાણું જરા ચુંથી ચબરીને ઉઠી ગઇ.

“હવે આપણે તૈયાર થઇએ. બે વાગે મી૰ રબાડી આવવાના છે.” તેણીએ હાથ ધોતાં મેહેરાંને કહ્યું.

“મને આવવા ગમતું નથી,” મેહેરાંએ જરા અચકાઇને કહ્યું.

“તું નહિ આવતી?”

“નહિ, માહરૂં માથું જરા દુ:ખેછ ને મને એમ મોટરમાં ફરવામાં મજાહ પડતી નથી.”

“પુટળાંએ અચરતીથી મેહેરાં ભણી જોયું અને પછી બોલી, “જેવી તાહરી મરજી.”

તેણી તે પછી ડ્રેસ કરવા ગઈ અને પોતાથી બની શકતી સુંદર દેખાડવા માટે તેણીએ ખાસ કાળજી કરી.

“મેહેરાં નથી આવતી.” હોશંગ આવી લાગતાં પુટળાંએ કહ્યું. અને તે સમાચારથી તે જવાન ખુશીજ થયલો લાગ્યો.

“નથી આવતાં? કાંય?—ને તમને શું છે? તમે રડેલાં જેવા દીસોછ.”

પુટળાં લાલ લાલ થઇ આવી.

"તમને એમ પુછવાનું કેમ સુઝ્યું?"

"તમારી આંખો લાલ લાલ છે," તેણે હળવેથી કહ્યું.

પુટળાંએ જરા ગુસ્સાથી તેના તરફ જોયું અને એકાએક તેણીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. હોશંગે પોતાનો હોઠ કરડયો. તે કાંઇ બોલ્યો નહિ. તેણીને ગાડીમાં બેસાડી લઇ તેણે તે હાંકવા માંડી.

"માહરૂં માથું દુઃખેછ," પુટળાંએ જરાવાર રહી ખુલાસો કીધો. "અને તેથી હું જરા વાર રડી. પ્લીઝ, તમે એ સાંભળીને હસતા ના."

"હું નથી હસવાનો." તેણે તેણીના ઉપર એક બારીક નજર કરતાં ગંભીરાઇથી કહ્યું.

"મને એમ લાગ્યું કે કંઇ થયુંછ—તમને કંઇ માઠા સમાચાર મળ્યાછ," હોશંગે જરા વારે ચલાવ્યું, "હું કોઇ રીતે મદદ થઇ શકું એમ હોય તો જાણજો કે હું—"

"કંઇજ નથી થયું," પુટળાંએ ઉતાવળે તેને ચુપ કર્યો. તે તારૂણી ગભરાઇ ગઇ કે રખે હોશંગ પકડી પાડે કે તે સપલને માટે રડી હતી. હમણાં હમણાં તેણીને એવો ગભરાટ ચાલુ થતો હતો કે રખે કોઇ જાણી જાય કે તે કે જે તેણીની દરકાર બીલકુલ નહિ કરનો હતો તેની દરકાર તેણી રાખતી હતી. તેણીએ પોતાનું મોહડું લુછી નાંખ્યું અને મક્કમ મન કરીને હોશંગ સાથ વાતો કરવા અને હસવા પડી.

તે લાંબી મોટર રાઇડથી તે બન્નેને ઘણી મજાહ પડી. ઋતુ ખુશનુમાં અને ઠંડકવાળી હોવાથી તે બન્ને જવાન જીવોના આનંદમાં

ઓરબી વધારો થયો. હોશંગના મોટા વર્જીફાઓમાં તેઓ ખુબ ફર્યાં, નીર્મળ તાડીની મીઠી મોજ ચાખી અને પછી પાછાં નવસારી આવવા નીકળ્યાં.

"આપણને ઘરે પુગતાં કેટલો વખત લાગશે?" સમી સાંજનો સમય થવા આવેલો જોઇને પુટળાંએ સવાલ કર્યો.

"ઘણું ઘણું તો એક કલાક," હોશંગે જવાબ કર્યો, "બનશે તેટલી ઝડપથી હું તમને જલદી લઈ જવશ."

તે હસી પડી, અને ચુપ તેની બાજુમાં બેસી રહી. હોશંગે કહયા મુજબજ ગાડીને પુર વેગમાં છોડી મુકી અને બેએક માઇલનો ટપ્પો પસાર થતાં તો મધુરી પુટળાં તાડીની ઘેન, ચોકખી હવા અને ફરવાની જંજાળથી આજેજ બનેલી નિંદ્રાધીન થઈ ગઈ.

હોશંગે ફરીથી તેણીને બોલાવી ત્યારે તેણી તરફથી કશો ઉત્તર ન મળેલો જોઇને તેણે તે દીલરૂબા તરફ નજર કરી, અને જોયું કે તે પરીપયકર નાઝનીન તો મીઠી ઉંઘનો મધુરો સવાદ ચાખતી ગાડીની સીટ ઉપર અધેલાઇને પડેલી હતી.

"પુટળાં!" તેણે તેણીના નામનો પોકાર કર્યો; અને પછી તેણીને નીરાંતે ઉંઘાતી જોઇને તે હસ્યો. તે એવી રીતે હઠીને બેઠો કે પુટળાંનું નાજુક સર તેના ખભાને લાગી રહયું. તે મધુરા સ્પર્શથી તેના દીલમાં કઈ અનેરો આનંદ થતો હોય એમ તેને લાગ્યું. મોદી મીનારની લગભગ નજદીક આવી લાગતાં તેણીને હોશંગે હલવેથી જગાડી. પુટળાં ચમકીને આંખો ચોળવા લાગી.

"ઓ, આપણે કયાં છીએ?" તેણીએ અચરતીથી પુછયું.

"તમે સુઈ ગયાં હતાં. આપણે ઘરે આવી લાગાંછ."

મોદી મીનારના કમપાઉન્ડમાં તે ગાડી વળી ત્યારે મેહેરાં મસાની તેઓની અધીરાઇથી વાર જોતી બાહર વરન્ડા ઉપરજ ઉભી હતી.

"તમે લોકે કેટલું લેટ કીધું," તેણીએ પુટળાંને વળગી પડતાં કહયું. "હું તો એમજ ખ્યાલ ગઇ કે તમને કંઈ એકસીડન્ટ નડયોછ."

પુટળાં કાટગરા હોશંગને સલામ કરીને સીધી બંગલામાં દોડી.

"તમે કાંય નહિ આવ્યાં, મેહેરાં બહેન?" હોશંગે સવાલ કર્યો. "તમને મોટરીંગનો શોખ નથી કે?"

"નહિ," મેહેરાંએ જવાબ કર્યો, અને તેની ગાડીની વધારે નજદીક ગઈ. "મી૦ રબાડી, હું તમને કંઈ કહેવા માગુંછ કહું?"

હોશંગ જરા અજબ થયલો દીસ્યો.

"અલબતાં, કહો."

"તમે કદાચ ગુસ્સે થશો—મને બીહીક છે કે તમે જરૂર ગુસ્સે થશો," મેહેરાં બોલી. "પણ કહયા વગર બી હું રહી શકતી નથી."

"ગુસ્સે થાઉં? કાંય, શાંને માટે?"

એક મીનીટ ત્યાં શાંતી ફેલાઇ.

"કહોની?" હોશંગે જરા સાદ ઉંચકીને તેણીને ચુપ જોઇને કહ્યું.

"મી૦ રબાડી, જો તમે એક ગ્રહસ્થ હોવ, અને હું જાણુંછ કે તમે છેવ તો મેહેરબાની કરીને ફરીથી અહીં આવતા ના," મેહેરાંએ ગંભીરાઇથી કહી દીધું.

હોશંગના ચેહેરા ઉપર ગુસ્સો ચઢી આવેલો દીસ્યો. તેણે મેહેરાં તરફ સીધું જોયું. એક પળની ચુપકીદી પછી તે હસી પડયો.

"—અને, મેહેરાં બહેન, તમે ધારોછ તેવો એક ગ્રહસ્થ જો હું નહિ હોઉં તો ?" તેણે મજાકથી પુછયું.

મેહેરાં મસાની તેની વધારે નજદીક ગઈ.

"યુ ડોન્ટ મીન ધેટ. તમે એમ બોલોછ, કારણ કે—" તે અધી-રાઈથી અટકી પડી અને પછી જુસ્સાથી બોલી, "જો આપણે એક માણસને ચાહતાંજ હોઈએ તો પછી તેને સુખી કરવાનું આપણું કામ છે—આપણા થોડાક ભોગે બી"

હોશંગ રબાડીએ મેહેરાં તરફ અજાયબીથી જોયું. મેહેરાંની કન-વાર તેણે આજ તુલીક કરી નહિ હતી. એક સાધારણ ટાઇપની છોકરી તરીકે તેણે તેણીને ગણી કાહડી હતી. તે તેણીનો આજનો એકાએકી જુસ્સો અને ખેંચાણ જોઈ છક થઇ ગયો.

"ત્યારે એટલું તો ખરૂં કે પુટળાં સુખી નથી," તે ધીમેથી પટપટીયો.

મેહેરાં કંઇ બોલી નહીં.

"તે હમણાના જેવી અસુખી કદી બી બનવાની નથી એમ તમે કેહેવા માંગોછ, મેહેરાં બહેન," તેણે કડવાશથી પુછયું.

"એટલું તો ચોક્કસ છે કે એક ખોટું કામ તેણીએ કર્યું છે તે જાણ્યા પછી તો પુટળાં વધારે અસુખી બનશે," મેહેરાંએ કહયું.

"તમે સપલની બીક લીધીછ શું ?" હોશંગે મેહેરાં ગમી જોઇને એક નવો સવાલ કર્યો.

મેહેરાંએ ગુસ્સાથી પોતાના ભવાં જમાવ્યાં.

"તમે જાણોછ કે તેમ નથી. સપલ પુટળાંને લાયક છે એવું મેં કદી માન્યુંજ નથી. વરસોની વાત પર તે એક બુચો હતો ત્યારે પણ તે ઘણોજ મતલબી હતો, ને ત્યારે બી પુટળાં તેને ચાહતી હતી; દુનીયામાં એના જેવો કોઇ બીજો હશે એમ તેણી માનતીજ નહિ હતી. પુટળાં સપલને પુજતી હતી."

"અને હવે—?" હોશંગે જાણવા ઇચ્છયું.

"આજેજ સવારે એક કાગળ આવ્યુ હતું," મેહેરાંએ ગંભીરાઇ-ઇથીજ જારી રાખ્યું, "સપલ રીક છે અને તેનો મિત્ર પુટળાંને ત્યાં બોલાવેછ."

"હ ! પછી ?"

"એણે જવા ના પાડી. મુંબઇ જવા બદલ એણે તમારી સાથ જાય રાઇડ ઉપર આવવાનું પસંદ કર્યું.

તેઓ વચ્ચે પાછી ચુપકીદી ફેલાઇ. હોશંગને જરાં મલકાતો જોઇને મેહેરાંનું ઉભરાઈ આવ્યું.

"તમે ખુશીથી મલકાઓછ ? તમારે શરમાવું જોઇએ. એ ગ્રહસ્થ માણસના લક્ષણ નથી," તેણીએ રોકડું પરખાવી દીધું, "મેં તમને આ એટલા માટે કહયું કે એ તમારા બસમાં છે, તો તેમાંથી તેણીને બચાવી લેવ. એ ઘણી નાદાન ને નબળી છે, અને વળી હમણાં તેણી ઘણી અસુખી છે એટલે બનવાજોગ છે કે તેણી કંઇ એવું ખોટું

નાદાનીથી કરી દેશે કે જે માટે તેણીને પાછળથી જીંદગી ભરનો પસ્તાવો કરવો પડે."

"એ તમે લોક શું વાતા ચલાવોછ?" પુટળાંજ ત્યાં તેટલાં પાછી આવી લાગી અને બોલી, "હું તો ધારતી'તી કે તમે ગયા હશો," તેણીએ હોશંગ તરફ નજર કરીને અજાયબીથી પુછ્યું.

"નહિ; હું ને મીસ મસાની કંઇ ઘણી ડાહી ડાહી વાતો કરતાં હતાં," તેણે ટુંકમાં કહયું, "ચાલો સાહેબજી," તે ખાસ ભાર નાખીને છેલ્લા શબ્દો બોલ્યો, અને ત્યાંથી હંકારી ગયો.

"તમે લોક મરાયાં શું?" પુટળાંએ બંગલામાં પાછા ફરતાં મેહેરાંને પુછ્યું.

"મરાયાં! કાંય, શાંને વરે? હું કાંય મી૦ રબાડી સાથે વેહેંચી લેઉં? હું તો એવણની સાથ ઝાંઝી વાત બી કરતી નથી."

"પણ તો બી આજે તેં ઘણી વાત કીધેલી લાગેછ," પુટળાંએ પોતાને વાંધો હોય તેમ ઝડપથી તેણીને કહયું.

મેહેરાં ચુપજ રહી. જમતાં જમતાં તેણીએ સપલની વાત ખાસ છેડી. તે બન્ને છોકરીઓ ભરી ભુખે ખાતી દેખાતી નહિ હતી. પુટળાં ફીક્કી અને કાહેલી લાગતી હતી. મેહેરાં વિચારવંત અને મુન્જયલ દીસ્તી હતી.

છેલ્લા થોડા દિવસોમાં કંઇ ડજનવાર તેણીએ સપલ ઉપર લખવુ કે નહિ તેનો વિચાર કરી જોયો હતો. તેણીની ચગોર ચક્ષમોએ જોઇ લીધું હતું કે હોશંગ રબાડી નાદાન પુટળાં માટે લગાર ધાસ્તીભર્યે

હતો. તેણી પોતાની જોખમદારી માટે બીહીને વિચાર કરતી થઇ હતી. જો પુટળાં ફસી પડે તો તેણીની જીંદગીનો સરતાપા નાશ થઇ જાય એ તો નકકી હતું, પણ સાથે વળી તેણી ઉપર પણ ઠપકાનો વરસાદ વરશે.

પુટળાં માટે મેહેરાંને ખરાં દીલનું વ્હાલ હતું; અને જો કે સપલ સાથ તેણી પરણી હતી એ તેણીને મુતલગ પસંદ નહિ હતું, છતાં તેઓને સુખી જોવા તે પોતાનું બનતું કરવા તલબગાર ને તૈયાર હતી. તેજ વિચારથી તેણીએ ખાણા ઉપર વાત છેડી.

"તું મુંબઇ કયારે જાયછ, પુટળાં?"

પુટળાંએ ચમકીને પોતાની સહીના ચેહેરામાં જોયુ.

"મુંબઇ જાઉં? હું નથી જવાની. હું મુંબઇ પાછી કદી જવા માંગતીજ નથી," તેણીએ લગાર ધ્રુજતા સાદે જવાબ કર્યો.

મેહેરાં તુરત વેળા કંઇ બોલી નહિં. તેણીએ ગુપચુપ ખાયા કર્યું.

"મેહેરાં, તું એમ ધારતી લાગેછ કે માહરે સપલ પાસ જવું જોઇએ," પુટળાં જરા ગુસ્સે થઇને બોલી, "કદાચ તું એમ કહેવા ચાહતી હશે કે તેમ કરવાની માહરી ફરજ છે. પરંતુ તું બધું જાણતી નથી કે તેને માહરી રજભાર બી કનવાર નથી. તે તો મને દુર રહેલી જોવા અને ફાવે તો મરી બી ગયલી જોવા ખુશી હોશે. તે પોતાનો છુટકારો ચાહતો હોશે. તેણે માહરી સાથ પરણવાની ખરાં દીલની ઇચ્છા કદી રાખેલીજ નથી"

"પુટળાં, એટલું બધું બુરું વિચારવાની જરૂર નથી. માહરી ખાતરી છે કે સપલ—"

"સપલને તું બરાબર ઓળખતી નથી. હું અહીં આવી તે અગાઉના થોડા દિવસો મેં કેવા કંગાળ ને દોજખી ગુજારયાછ તેનો તુને ખ્યાલ થઇ શકવાનો નથી. સપલને પાછો જોવાની મને જરા બી દરકાર નથી કેમકે તેણે માહરી દરકાર કદી રાખી નથી. હવે માહરી વારી આવીછ, ને હું બી હવે તેને બતાવી આપવા માગુંછ, કે તે કંઇ દુનીયામાં માહરે માટે એકજ મર્દ નથી."

પુટળાંને આમ વીખડીને વાત કરતી જોઇને મેહેરાં ચકીત થઇ ગઇ.

"જો તું એવી ઘેલી ગાંડી વાતો કરવાની હોય તો હું સાંભળવાની નથી. સપલ તાહરો ધણી છે અને, પુટળાં, તું તેને એક વાર ચાહતી હતી. હમણાં તું ગમે તે માનતી હોય પણ એક વખત તો તું તેને ઘણોજ ચાહતી હતી."

પુટળાં બેશીકરાઇથી હસી પડી.

"તે બધું ખલાસ થયુંછ, મેહેરાં. હવે હું એને માટે માહરૂં દીલ બાળવાની નથી. હુ તે વખતે ઘણી નાદાન ને મુર્ખી હતી કે તે વેળા હું સમજી શકી નહિ કે મર્દો મોટે ભાગે મતલબીજ રહે છે, અને જો પોતાની ચાહેલી માટે ખાતરીમંદ હોય છે તો તેણીને ચાહવાની કે સંભાળવાની તુંભા બેકદર બનીને રાખતાજ નથી. ઓ, જો તે વખત પાછો આવી શકતો હોય તો તો હવે હું એની સાથ જુદીજ રીતે વર્તુ; એને એવુંજ જાણવા દેઉં કે એને માટે મને માહરી પગમાંની સપાટ જેટલી બી દરકાર નથી."

પુટળાં એટલું જુસ્સાથી બોલી ગઈ પણ પછી નીરાશ બનીને અટકી ગઇ. તેણીની આંખોમાં આંસુઓ ઉભરાઇ આવ્યાં, તેણીએ તે

ઝડપથી ખંખેરી નાખ્યાં અને કરગરીને મેહેરાં પાસ માંગી લીધું, "તું એની વાત માહરી આગળ ના કર. હું એની વાત કરવા માંગતી નથી." પણ મેહેરાં બજીદ બની.

"પુટળાં, હજી છેકજ મોડું થયું નથી. બધું બનેલું વીસરી જઇને તાહરો સંસાર નવેસરથી માંડવાનો વખત હજી મોજુદ છે, તાહરી ઉમ્મરનો ખ્યાલ કર. તું હજી જવાન છે, સપલ બી હજી બચ્ચું છે; અને તમો બન્નેની આગળ હજી આખી જીંદગી અરડાઇને પડેલી છે."

મેહેરાં ઉઠીને પુટળાંની ખુરસીના હાથા ઉપર જઇ બેઠી અને તેણીને પોતાના પેટમાં પ્યારથી દાબીને મનાવ્યું, "તું સપલને માફ કાંય નથી કરતી? બધું ભુલી કાંય નથી જતી? ફરીથી બધું નવેસરથી કાંય નથી શરૂ કરતી? માહરી વ્હાલી બેહેન, એને એક ચાન્સ આપ અને માહરી ખાતરી છે કે તમે લોકો બીજું હનીમુન ઘણું મજાહમાં ને આનંદી ગુજારશો."

પુટળાંએ ખીજવાઇને તે પોતાની સહીને પોતાના પાસામાંથી અલગ કરી મુકી. તેણીનો ચેહેરો ગુસ્સાથી ધમધમી આવ્યો હતો.

"મેહેરાં, તું શું બોલેછ તેનો કંઇ તુને ખ્યાલ નથી. હું એ વાત વધુ કરવા માંગતી નથી. તું મને એકલી છોડ." અને એટલું બોલી તેણી હાથ ધોઇને પોતાના રૂમમાં જઇ ભરાઈ.

પુટળાંએ અરધી ઉપર રાત કોરા ઉજાગરાની મેહેરાં મસાનીના બોલવા ઉપર ગૌર કરવામાંજ ગુજારી. સપલ સામે પોતાના જીગરને પથ્થર કરવા બની શકતો કસદ તેણીએ કરી જોયો. તેણીએ બસ એટલુંજ યાદ રાખવાની તજવીજ કરી જોઇ કે તે તેણીને સ્વાર્થી

બનીને એક નીચ ફાંટાને પરીણામેજ પરણ્યો હતો; તે તેણીને ચાહતો નહિ હતો—તે તેણીની દરકાર રાખતો નહિ હતો. સપલનો ખ્યાલ પોતાનાં મગજમાંથી ખંખેરી નાંખવા તેણીએ પરાણે હોશંગ રૂબાડીના ખ્યાલો કર્યાં. હોશંગને તેણી ગમતી હતી. તે જવાનની આંખ માહેલા ચમકારાઓનાં ભેદો નહી સમજવા જેટલી તે કંઇ નાદાન નહી હતી.

અને પુટળાંને પણ તે ગમતો હતો. તેણીએ હમણાં જબરાનથી ખ્યાલ કર્યો કે હોશંગ તેણીને ઘણોજ ગમતો હતો; કે આજે સપલ આગળ મુંબઇ જવા બદલ તેણીએ હોશંગ સાથ મોટર રાઇડ એનજોય કરવામાં ઘણી મજાહ મેળવી હતી ને બરહકજ કર્યું હતું. હોશંગ તેણીની કંપની માંગતો હતો, તેમાં મજાહ મેળવતો હતો; પણ સપલ—

તેણીની આંખમાં આંસુઓ ઉભરાઇ આવતાં અટકાવવા તેણીએ પોતાના હાથો તે ઉપર દાબી દીધા. શા માટે તેણી રડતી હતી? રડવા જેવું શું હતું? તેણી તો સુખી હતી—સંપુર્ણ સુખી. સપલથી તેણી દુર હતી—સપલ કે જેણે તેણીની જીંદગીને ધુળ બનાવી દઇને તેણીને છેલ્લે છેલ્લે તો અણુહદ સતાવી ને જળાવી હતી. તેણી પોતાના મકાનમાં હતી—સ્વતંત્ર અને સલામત; અને વળી હોશંગ તેણી જ્યારે ચાહતી હતી ત્યારે તેણીની આગળ અને આગળજ રહેતો હતો. તેણીએ ઇચ્છયું કે બીજી સહવારે પણ તે વહેલોજ આવે. મગર નાસતાનો વખત થતાં સુધીમાં તે ફડક્યો નહી.

સહવારની બપોર પડી. તેણી બપોરે જમી પણ શકી નહી. મેહેરાંની આતુર પુછપરછના જવાબમાં તે વ્હાલીએ એટલુંજ જણાવ્યું કે તેણીનું માથું દુઃખતું હતું. તેણી તે દીવસે બાહર પણ ગઇ નહી; બાહર કેઠે જવાનુંજ નહી હતું.

અને તે સઘળો સમય તેણી બારી બાહર આતુર અને અધીરા નયનોએ જોઇ રહી હતી.

મેહેરાં મસાનીને શું કરવું તે સુઝતું નહી હતું. તે ચગોર બાળા ઉમેદ કરતી હતી અને પોતાનાં મન સાથ દુવા ચાહતી હતી કે હોશંગ ઉપર સદબુધ્ધી ફ્રાવે અને તે હયાં આવવાથી બાઝ આવે. તેનાં અહીયાં આવવાથી કશુંબી સારૂં થવાનું નહી હતું. પુટળાં સાથનો તેનો વધારે પડોશ કોઇ પણ રીતનું રૂડું પરીણામ લાવવાનો નહી હતો.

તે આખો દિવસ બહુજ દળદર પસાર થયો. એક વેળા તો મેહેરાંએ પુટળાંને એકલી એકલી રડતી પકડી. તે મધુરી તમામ બેકરાર અને બેચેન હતી. તેણીને તમામ એકલવાયું લાગતું હતું. કોઇની પણ કાળજી વિનાની તે પોતાની મમાંની યાદ દુ:ખથી ચીરાઇ જતાં જીગરે કરતી હતી.

કોઇક વેળા પુટળાં વિચાર કરતી કે સપલ સાથ તેણી વાજબીજ રીતે વરતતી હતી—તેને ઘટતીજ સજા કરતી હતી. તેણે જેવું કીધું હતુ તેવુંજ તે હમણાં જોઇ રહયો હતો. મગર તેણી બીજીજ પળે વિચારતી ને માનતી કે તેણીનાં તે વિચારો કેવળ મુર્ખાં અને ઘેલા હતા.

આખર કરે ને તેઓ પરણેલાં હતાં, પછી એક બીજાને અણુ-ગમતાં હોય તો શું થયું? એકજ માર્ગ—એકજ દીરગ તેઓ માટે માત્ર હતો અને તે પોતાથી બધું બનતું કરીને બની શકે તેમ સુખી થવાનો હતો.

તે રાતે મેહેરાં પુટળાંના રૂમમાંજ સુતી. પુટળાં કરતાં તેણીની ઉમ્મર કંઇ ઘણી મોટી નહિ હતી, પણ તેણી વહેવાર, ડાહપણવાળી અને ડરેલ બુધ્ધીની હોવાથી હીમત અને કુનેહ વાપરીને પુટળાંને

દીલાસો આપી શકતી હતી. પુટળાંના દુઃખથી તેણીનું નાજુક જીગર જળી જતું હતું. તેણી ખરાં દીલથી ઇચ્છતી હતી કે ખાઇજી મોટી આ સમયે જીવતાં હતે અને પોતાની પ્રાણથી પણ પ્યારી પુત્રી પુટળાંની સંભાળ લઇ શકતાં હતે.

પુટળાંની આંખો લાગતીજ નહી હતી. જરા જરા વારે કંઇને કંઇ દુઃખી વિચારોથી તેણી ચમકી ઉઠતી અને મેહેરાંને હેબતાઇને વળગી પડતી.

"સપલ—" એક વેળા તે એમજ ભડકી ઉઠી. તેણીનાં સાદમાં અણુહદ ગભરાત હતો, "સપલ—સપલ, મને મારતો ના............"

તેણી ભડકી ઉઠીને ધસાંધસ રડી પડી. મેહેરાંએ તે કોમળાંગીને બહુજ દીલસોઝીથી કોટી કરીને ઘણો સધ્યારો આપ્યો.

"ડીયર, તું બીહી નાં. હું તાહરી આગળ છું. તને કોઇ ઇજા કરવાનું નથી." તેણીનું માથું પ્યારથી પસવારતાં અને તેણીને વ્હાલથી ચુમી લેતાં મેહેરાંએ સમજાવ્યું.

"મેં સ્વપ્નો જોયો," પુટળાંએ ધ્રુજતાં કહ્યું, "મને લાગું—મને લાગ્યું કે કોઇ મને મારેછ."

"હું અહીં છું ત્યાં સુધી તને કોઇ ઇજા કરવાનું નથી. સ્વપ્નાથી એટલું બીહવાનું કેવું? સ્વપ્નામાં માનવાનું કેવું? ચાલ, સુંઇ જા."

પુટળાં કાંઈ બોલી નહી. એક વખતે સપલ ગુસ્સાથી બહાવરો બનેલો તેણીને મારવા તેણીનાં આંગ ઉપર ધસ્યો આવ્યો હતો, એ વાત તેણીએ મેહેરાં આગળ કદી કરી નહી હતી. હમણાં સ્વપ્નામાં તેજ દેખાવ જોઇને તે ચમકી ઉઠી હતી.

મેહેરાંની ગોદમાં વળગીજ રહીને તે મધુરી થોડે વારે પાછી ઉંઘમાં પડી.

---

## પ્રકરણ ૧૯.

---

બીજા બે દિવસો કશા પણ વધુ બનાવો બન્યા વિનાના વહી ગયા. હોશંગ રબાડી એ અરસા દરમીયાન મોદી મીનારમાં પાછો આવ્યોજ નહિ. સુંદર પુટળાં પહેલાં તો તે માટે જરા અજબ અને ખફા થઈ અને પછી તો તે ખાસ ગુસ્સે થયલી જણાઈ.

તેણી બંગલામાંજ ભરાઈ રહેલી હતી. બાહર કેઠે જતી નહિ હતી. બારી નજદીક આરમચેર ખેંચીને તે વિચારગ્રષ્ટ પડી રેહેતી યા વાંચવાનાં ઢોંગ કરતી. મેહેરાં આડે ડોળે તેણીની દરેક હીલચાલ ઉપર નજર રાખી રહી હતી.

મેહેરાંની ખાસ ધોંકધોંકથી છેક ત્રીજે દિવસે જાલ કાબાના કાગળનો જવાબ પુટળાંએ કર્યો. તે કાગળ બહુ ઠંડાઇથી લખાયલું હતું અને સપલના બીમાર હોવા વાંસ્તે તેણી દલગીર હતી એમ માત્ર લખ્યું હતું અને સાથેસાથ ઉમેર્યું હતું કે હવે તો તે ઓલરાઇટ હશે. છેવટે તેણીએ ઉમેર્યું હતું કે તેણી ઘણી મજાહમાં હતી અને મુંબઇ કરતાં નવસારી રહેવાનું વધતું પસંદ કરતી હતી.

"કેમકે, જાલ ભઇ અહીં માહરા ઘણા ફ્રેન્ડો છે." તેણીએ જાણી બુજીને એ શબ્દો લખ્યા હતા કે જાલ સપલને તે કાગળ વંચાવે અને સપલ જાણે કે પુટળાંને તેની પરવાહ નહિ હતી. અને

જાલ ડામાએ તે કાગળને બરાબર સપલને વંચાવ્યું. સપલ પોતાની બીમારીમાંથી ધીમે ધીમે સાજો થતો હતો. હજી તેનો અવતાર તવાયલો અને ભખાયલોજ હતો. સપલ આગળો સપલ રહયો નહિ હતો. તે બહુજ થોડું બોલતો અને મુંગો પડી રહેતો હતો. સપલે તે કાગળ વાંચ્યું, અને જાલને બેદરકારીથી પાછું આપ્યું.

"તેં ત્યારે પુટળાં પર લખેલું."

"હા."

"તાહરે એટલી મહેનત લેવી જોઇતી નહિ હતી; હું જાણુતો હતો કે તેણી નહિજ આવશે. જો તેં મને પુછ્યું હતે તો હું તેમ કહેતે. અલબત તેં તો લખ્યું હશે કે તેણીએ આવવું."

"હા."

સપલ સહેજ હસ્યો. તે પોતાના મિત્રની ભલી લાગણી વખાણ્યા વિના રહી શકયો નહિ. જાલ સપલ માટે ખરે મને બેચેન હતો. તેની તબીયતના બગાડાએ તેને ઘણો બેકરાર કરી મેલ્યો હતો સપલ ઘણો નબલો અને કાહેલી દીસ્તો હતો, જો કે તે પોતાને તો કંઇજ નહિ હોવાનું થોકી થાકીને જણાવતો હતો.

"આય મનેજ ચટકો લગાડવા ખાસ પુટળાંએ લખ્યું છ," સપલે જરા વારે કહ્યું. "એના ઘણા ફ્રેન્ડોને માટે...એ ખાસ હોશંગ રબાડીને "મીન" કરતી હોશે."

જાલ ગુંચવાડામાં પડગો.

"મને તો કંઇ તેવું નહિ લાગતુ," તેણે કહ્યું.

"મને તો દીવાની જોત જેવું દીસેછ." સપલ કડવાસનું હસીને બોલ્યો. "એ ટીટ ફોર ટેટ જેવું છે. પણ હું ધારૂંછ કે—"

તેણે તે વાકય પુરો કર્યો નહિ. તે એમ કહી શકયો નહિ કે પુટળાં એક પરાયાના જેટલો બી ખ્યાલ ન કરવા જેટલી ગણના તેને માટે ધરાવતી હતી. તેણે પોતાની આંખો વીંચી દીધી અને ચુપ થઇ ગયો.

જાલ કામા થોડે વારે ત્યાંથી ચાલતો થયો.

સપલ વિચારમાંજ પડી રહયો. જે બન્યું હતું તે પછી કોઇ પુટળાંને કશો ઠપકો આપી શકે એમ નહિ હતું; મગર તો બી તેને નિરાશી ઉપજતી હતી; તેને એમ લાગતું હતું કે તેણીએ આવવું જોઇતું હતું—ફકત એટલુંજ જોવા કે સપલ કેમ હતો.

પણ પુટળાં આજકાલ તો સપલ માટે ઝાઝો વિચાર બી કરતી નહિ હતી, એક પરાયાની અસર અને સંગતને લીધે સપલને ભુલવા લાગી હતી; કે જે પરાયાને તેણીએ આજે છેલ્લા થોડા દીવસો થયાં તો જોયો બી નહિ હતો.

કોઇક વેળા તેણીને વિચાર થતો કે હોશંગને એક ચીઠી લખી બોલાવવો અથવા તે જે બાજુ ફરવા જતો હતો તે તરફ પોતે ફરવા જવું. પણ કશાંથી તેણી તેમ કરતાં ખંચાઇ જતી. એક બપોરે અચાનક તેઓનો ભેટો થઇ ગયો. પુટળાં કંઇ ખરીદીએ બાહર ગયલી પાછી આવતી હતી તેટલાં હોશંગજ સામેથી આવતો મળ્યો. તે બન્નેના ચેહેરા એકમેક ઉપર નજર પડતાં સુરખીવાળા ચેહેરા નજરે આવ્યા.

"મને તો લાગ્યુ કે તમે કદી પાછા આવવાનાજ નથી," પુટળાંએ જરા અચકીને કહયું, "તમે માહરી સાથ ગુસ્સે થયાછ શું?"

"ગુસ્સે ?" હોશંગ જરા હસ્યો, "કાંય, શાંને સારૂં ! હું જરા કામ સર સુરત ગયલો હતો."

"ઓહ !" તેણી બોલી પડી, "પણ તમે મને કહયું બી નહિ." તેણીથી વગર વિચારવે બોલાઇ ગયું.

હોશંગે એક ઝડપી નજર તે મોહક મુખડા ઉપર નાંખી.

"આઇ મીસ્ડ યું," ભોલી પુટળાંએ તુરત કબુલ્યું.

"એ તો તમારી ભલાઇ છે." હોશંગે હરખાઇને આભાર પ્રદરશીત કર્યો, "હું તમારી સાથ થોડાક ખટકો આઉં તો તમને વાંધો તો નથીની ?" તેણે જરા અચકીને પુછ્યું.

"જો તમને ગમતું હોય તો ચાલો."

"મને ઘણુંજ ગમશે," તેણે ગંભીરાઇથી કહ્યું અને પછી તે બન્ને મોટી મીનાર તરફ ચાલવા લાગ્યાં.

ભોલી પુટળાં તે મુલાકાતથી અજબ જેવી ખુશ થઇ ગઇ હતી. તેણીની આંખો ખુશાલીના ચમકારા મારતી હતી. તેણીના ગાલો આનંદથી ધમધમી આવ્યાં હતા. હોશંગે તે રૂપસુંદરી ભણી ઘણું જોવાની હિંમત કરી નહિ. તેણીને મળવાથી તેને પોતાને પણ ઘણી ખુશાળી ઉપજતી હતી, મગર તે લગાર બીહીધેલા જેવો હતો. મેહેરાં મસાની તેને મોટી મીનારમાં ફરીથી નહિ આવવાનું કહેવામાં કેટલે દરજ્જે વાજબી હતી તે તે હવે સમજી શકયો. તેઓ તરેહવાર વાતો કરતાં ચાલવા લાગ્યાં. ખાસ કરીને હોશંગે ભલતીજ વાતો કરવાની સંભાળ લીધી.

"મને આટલા દહાડા બીલકુલ ગમ્યું નહિ. મને ઘણુંજ એકલ-વાયું લાગ્યું," પુટળાંએ પટપટારો કર્યો, "બારીએ બેઠી બેઠી વિચારજ કર્યા કરૂં કે તમે આવતા કાંય નહિ હશો."

"ખરેખર !"

પુટળાં જરા ગુસ્સે થયલી લાગી. તેણીએ પોતાનાં ભવાં જમાવ્યાં અને જરા અધીરાઇથી હોશંગ તરફ જોયું.

"વોટ ઇઝ ધી મેટર ? મને લાગેછ કે કંઇ થયુંછ. તમે માહરી સાથે ગુસ્સે જેવા છેવ; તમે—"

"પુટળાં બહેન, હું તમને ખાતરી આપુછ કે તેવું કંઇજ નથી. હું જરા કામમાંજ હતો; પણ તમે તમારે લગતુ તો કઇ કેહતાંજ નહિ. સપલ કેમ છે ?"

હોશંગ સપલ માટે પુટળાં આગળ કદી બોલ્યો નહિ હતો.

પુટળાંએ પોતાના ખભાં ચઢાવ્યાં. "મને ખબર નથી. ગયે અઠ-વાડીએ તો એવણની તબીયત ઠીક નહિ હતી પણ હવે તો ઓલરાઇટ થઇ ગયા હશે."

હોશંગ તે મધુરીને સપલ માટે આટલી બેદરકારીથી બોલતી જોઇને દંગ થઈ ગયો. તે તો પુટળાંને માયા, મીઠાશ અને મહોબ્બત-નીજ પુટળી માનતો હતો.

"તમે એને ચેન્જ માટે અહીં બોલાવતાં કાંય નહિ ?" તેણે કહયું, "ગામની ચોકખી હવા બીજો ડોકટર છે."

"એવણ અહીં આવશે નહિ. ગામડેની જીંદગીને સપલ ધિક્કા-રેછ." પુટળાંએ ઉડાવનારો જવાબ કર્યો, "સપલને તો મુંબઇનીજ મેજાહ ઘણી ગમેછ."

અને તેટલાં મોદી મીનાર આવી લાગ્યો, "મી૦ રબાડી, અંદર આવોની," તેણીએ આમંત્રણ કર્યું.

હોશંગ લાલલાલ થઇ આવ્યો. તેણે ના પાડવા ચાહયું, તેણે ના પાડવા માગ્યું; મગર પુટળાંની મનહર ચશમોના આગ્રહનો તે અનાદર કરી શકયો નહિ. તે ચુપચુપ પુટળાંની સાથે ચાલ્યો.

"મેહેરાંબી ઘરમાં નથી. એના માસીને ત્યાં ગઇછ. તમને કંઇ વાંધો તો નથીની."

"વાંધો શાંનો હોય, પુટળાં બહેન," હોશંગે ધડકતે હદયે જવાબ કર્યો.

તે તેણીની પછવાડે હૉલમાં ગયો. તે જાણતો હતો કે તે આ ખોટું કામ કરતો હતો: તેમ કરવાની તેણે નબલાઇ બતાવવી જોઇતી નહિ હતી: તેણે ત્યાંથી ચાલીજ જવું જોઇતું હતું:—મગર તે પોતાના મનને મારી શકયો નહિ. પુટળાં સાથના એક વારના મેલાપના આનંદ આગળ ગમે તેવો ભોગ કે જોખમ તેની શું બીસાદમાં હતો?

તેઓ હૉલમાં દાખલ થયાં અને આગળ ચાલતી પુટળાં એકાએક અટકી પડી. અંદર કોચ ઉપર બેઠેલો એક માણસ તેઓને દાખલ થતાં જોઇને ઉઠી ઉભો થયો—એક નખાયલો, ભખાયલો અને અવતાર બેઅવતાર દીસતો જવાન—અને તે સપલ કાટગરા હતો!

---

## પ્રકરણુ ૨૦.

સપલે પુટળાં ઉપર એક ઝડપી નજર નાંખી અને પછી તેણીની પછવાડે આવતા હોશંગ ઉપર તેનું ધ્યાન ખેંચાયું. તેનો ફીકકો કાહેલી ચેહેરો હોશંગને જોતાં સાથ ગુસ્સાથી ધમધમી આવ્યો.

તે ત્રણમાંથી પહેલે હોશંગેજ ઝબાન ખોલી. તે શેકહેન્ડ માટે લંબાવેલા હાથ સાથ સપલ આગળ ધસી ગયો.

"અમે હમણાં તમારીજ વાતો કરતાં હતાં," તેણે ઠરેલા નરમ અવાજે બાહરથી તો કહ્યું, મગર બાતેનથી તો પુટળાંના વરને જોઇને તેનું એક ઘડી અગાઉનું ખુશીમાં નાચતું હૃદય નીરાશીમાં ગરકાવ ગયું હતું. બનવાજોગ હતું કે નશીબ બહુ બરવખતે તેઓની વચમાં આવ્યું હતું, અને હોશંગને એક ખોટું કામ કરવાથી ટાંકણાસર અટકાવ્યો હતો.

તેઓએ કમનનીજ શેકહેન્ડ કરી. પુટળાં કાંઇ બોલી નહી. સપલ પણ ચુપજ રહયો. જાણે કોઇ અંજાણાઓ મળતાં હોય એટલી બધી ઠંડઈ તેઓના તે મેલાપ વખતે હતી. પુટળાંનું મન તો કરભાગ થતું હતું. થોડીક પળો શું કરવું ને શું કહેવું તે તેણીને સુઝયું નહી.

સપલ ખરેખરજ બીમાર હતો તે જોઇને તે રૂપસુંદરીના દીલમાં ચુંથાઈ આવ્યું. તેણીએ તેના કાહેલી ચેહેરા ઉપરથી પોતાની નજર ફેરવી લીધી, અને પોતાના કપડાં સરખાં કરવાનાં ફાંફાં મારવા લાગી.

પરંતુ હોશંગ રબાડીએ તે કઢંગો સમો સમાલી લીધો. સપલને મળવાથી તે નારાજ હતો, છતાં તેણે શું એક રાજી હોય તેમ વાતોનું

ગાડું ગબડતું કર્યું. પુટળાંનો ગભરાટ દુર કરવા, તેણીના મનનુ સમાધાન કરવા તેણે તેમ કરવાનું માથે લીધું; મગર તેજ વેળા તે મનથી ઘણો ગુંચવાયો ને અજબ થયો કે હવે તે ત્યાંથી શું બહાણે છટકી જઇ શકશે. તેની હાલત ઘણી વસમી હતી—ખરેખર તો પુટળાં કે સપલ કરતાં પણ વધુ. તેણે વાતો કરતાં કરતાં પુટળાં તરફ અછડતી નજરો ફેંકયા કરી. તેણીને શું લાગણીઓ થતી હશે? શું તેણી પોતાના ભરથારને જોઇને ખુશી થઈ હશે યા તો તે જેમ પોતે બન્યો હતો તેમ નારાજ થઇ હશે?

"તમારા ભાઇ કેમ છે?" તેણે સપલને સવાલ કર્યો, "ઘણો વખત થયાં માહરી ઉપર તેવણનું કાગળ પણ આવ્યું નથી. એવણ હવે હિન્દુસ્તાન આવવાનો વિચાર રાખેછ કે નહી. બોલ્યા તો ઘણું કરેછ પણ ત્યાંથી સસડતાજ નથી."

સપલે પુટળાં તરફ જવાબ દેવા પહેલાં ખાસ જોયું અને પછી ઝડપથી મોટેથી ઉમેયું, "એવણ હીન્દુસ્તાન આવવા ઉપડી ચુકયાછ."

ત્યાં પાછી ચુપકીદી ફેલાઇ. પુટળાંનો ચેહેરો ગુલાબી બની આવ્યો. તેણીની આંખો બીહીધેલી અને ડઘાયલી બની.

"શું ખરેખર! મહાન મેહેરનોશજી હીન્દુસ્તાન આવવા ઉપડી ચુકયાછ?" હોશંગથી સપલની મેહેરનોશજી માટેની હંમેશની ટકોર બેખબરપણે બોલાઇ ગઇ. સપલ તે સાંભળીને હસ્યો.

"હા. મને ગઈ સતેજ ખબર પડી. હું ધારૂંછ કે આવતા સોમવારે તેવણ કલકત્તા આવી પુગશે."

"મેહેરનોશજીને મળવા હું ઘણો ખુશી થવશ. એવણ એક બહુ ભલા અને દિલસોઝ મિત્ર છે, ને વળી એવણ જ્યારે જાણશે કે હું તમારો અને તમારાં ધણીઆણીનો મિત્ર થયોછ ત્યારે તો ઓર બી ખુશી થઇ જશે," હોશંગે કહ્યું. તે એમ બોલતો હતો ત્યારે પણ તેની નજર તો પુટળાં ભણી હતી પુટળાં પોતાનાં હાથોમાં હાથો ભેરવીને એક ખુરશી ઉપર નશીશ જેવી બેસી રહી હતી.

મેહેરાં મસાની આ વખતે આવી લાગી, તેણીની નજર પહેલી હોશંગ ઉપર પડી અને હોશગે શરમીન્દગીથી પોતાની નજરો તેણી ઉપરથી ફેરવી લીધી. તે પોતાની ખુરશી ઉપરથી ઉઠી ઉભો થયો અને તે ઉપર બેસવાની મેહેરાંને ઓફર કરી, પરંતુ મેહેરાં તો સીધી સપલ તરફ દોડી અને તેને ચાંપીને શેકહેન્ડ કરી.

"તમને જોવાની તો હું જરા બી વકકી રાખતી નહી હતી," તેણીએ ખુલ્લાં દીલે કહયું અને પછી પુટળાં તરફ જોયું.

"એવણને જોવાની આશા આપણે કોઈ રાખતાં નહી હતાં." પુટળાંએ હવે હીંમત એકઠી કરીને જબાન ખોલી. "સપલના ભાઈ મેહેનોશજી મુંબઇ આવવા ઉપડી ચુકાછ અને મને લાગેછ કે તેજ કહેવા એવણ અહીંયાં આવ્યા હશે."

સપલના જીગરમાં દુઃખનો ચમટો હુટયો. શું તે તેની એકવારની દીલબર પુટળાં બોલતી હતી—તે નીર્દોષ, નાદાન, લાડકી છોકરી. નહી, આ તો કોઇ બીજીજ પુટળાં હતી કે જે તેની તરફ જોવાની પણ તુંબા રાખતી નહતી અને તેને બોલાવવાની પણ ઇચ્છા કરતી નહતી.

એક વખતે તો એજ મહુરી તેનો એકેએક બોલ સાંભળવા અતી આતુર રહેતી હતી: તેને જોતાં સાથેજ ખુશીથી બધી ગોલાબી ગોલાબી બની જતી હતી; મગર આજે, આજે તો કોઇ એમજ ધારે કે તેણી તેની નહી પણ હોશંગ રબાડીનીજ પરણેતર હતી.

તે હોશંગને ધીક્કારતો હતો. તેણે એક ગુસ્સાભરી નજર તે જવાન ભણી કરી. શું જાલ કામાએ, તેને આ માણસ માટે ભડકાવ્યો નહી હતો કે તે મોદી મીનારમાં પડયો પાંથરયો રહેતો હતો અને તે બન્ને છોકરીઓનો અને ખાસ કરીને પુટળાંનો મોટો મિત્ર બન્યો હતો. સપલનાં અંતરમાં અદેખાઇ ઉભરાઈ આવી. હોશંગ તવંગર હતો, જ્યારે તે તો પોતાના ભાઇનીજ મેહેરબાની ઉપર જીવતો હતો કે જે મેહેરબાની કોઇપણ પળે તે ભાઇ જો છેડાય તો અટકી પડે એમ હતી. અને જો મેહેરનોશજી જાણે કે તે અને પુટળાં છુટાં થયાં હતાં—જો મેહેરનોશજી જાણે મુમતાઝને લગતી તેની બધી સાચી વાતો તો તો સપલ કાટગરા માટે ખચ્ચીતજ બહુ બુરો અવતાર હતો.

હોશંગને હસીજ રહેલો જોઇને સપલનું બહુ ઉભરાઇ આવ્યું. તેને ઘણું મન થયું કે હવે ખરતી લેવાની તે તેને સુચના કરે, મગર પોતાની સ્થિતિનો ખ્યાલ થતાં તેણે તેમ કરવાનું દુરસ્ત વિચાર્યું નહીં તે પોતે પણ બીન બોલાવ્યોજ પુટળાંને મળવા આવ્યો હતો. આ મકાન પુટળાંનું હતું અને હાલનો ચસકેલો મામલો જોતાં એ તદ્દન બનવાજોગ હતું કે પુટળાં પોતાની સત્તા બતાવવાને માટે તેને પણ ચાલી જવાનો હોકમ કરે

પુટળાંએજ તેટલાં સપલને સવાલ કર્યો. તેણીએ પોતાની મહુરી ચશમો તેની સાથ જરા બી ખંચાયા વગર મેળવી.

"તમે જમ્યા નહી હશો. પાછા ક્યારે જવાનો વિચાર છે. રાતને રાત તો નથી જવાનાની ?"

સપલને બહુ ભારી પડી ગયું. હોશંગ મેહેરાં સાથે વાતો કરવા લાગ્યો.

"જો તાહરી મરજી હશે તો હું રાતે જવશ," સપલે જરા ગુસ્સે થયલા સાદે કહયું. તેની પોતાનીજ પરણેતર તેની સાથ આમ પરાયાની માફક ઠંડાઇથી વરતતી હતી એ જોઇને તેને બહુ લાગી આવ્યું.

"હું હવે તમારી રજા લેઉંછ," હોશંગે જવા માટે ઉઠી ઉભો થતાં કહ્યું. તેણે સપલ અને મેહેરાંને શેકહેન્ડ કરી અને પછી પુટળાં તરફ ફર્યો.

"ચાલો, મી૦ રબાડી, હું તમને દરવાજા વેર મુકવા આઉંછ." તેણીએ સપલને ખાસ પજવવા ઘણાજ મીઠાશથી હસીને આમ કહયું અને તેની સાથ બાહર નીકળી.

"આપણી વાતમાં ખલલ પડી, મી૦ રબાડી. આઇ એમ સૉરી," તે મધુરી બોલી, મગર તે શું બોલી તે તેણી ભાગ્યેજ સમજી હતી. સપલની હાજરીથી તેણીનું ચીત ચકડોળે ચઢયું હતું.

"જે થયું છે તે ઠીકજ થયું છે," હોશંગે તેણી ભણી માયાથી જોઇને જણાવ્યું, "પુટળાં બેહેન, તમે હજી ઘણા જવાન છેવ તેમ વળી નાહાન બી છેવ. તમારી જીંદગીને નાહક દુઃખી ને બરબાદ કરી નાંખવાની જરૂર નથી."

તેણીએ બહુજ બેપરવાઇથી પોતાની ચશમો હોશંગ તરફ ઉઠાવી.

"માહરી જવાન જીંદગીનો નાશ તો માહરાં લગ્નને દીવસેજ મંડાયો અને થયો છે," તેણીએ મોટા કડવાશથી કહયું, "હું—પણ જવા દેવ. એ વાત આપણે નહીજ કર્યે તો ઠીક."

પરંતુ હોશંગ બજીદ બન્યો.

"માહરાં બેહેન, હજી ઘણું મોડું થયું નથી. માહરે એ વાત કરવી નહી જોઇએ એમ તમે ધારતાં હશો. હું કદાચ તેમ કરવામાં ખોટું બી કરતો હોઉં, મગર હું એક ચીજ માટે બહુ આતુર છું અને તે તમને સુખી ને આનંદી જોવાની છે."

"થેંક યુ!" પુટળાંએ ધ્રુજતે સાદે તેને શેકહેન્ડ કરતાં કહયું અને પછી ઝડપથી બંગલામાં પાછી ફરવા ગઇ પણ પછી એકાએક કંઈ યાદ આવી ગયું હોય તેમ બોલી, "તમે મને પાછા કયારે મળશો?"

હોશંગે કશો જવાબ કર્યો નહી. તે વિચારમાં ઉભો અને તે જોઇ પુટળાંએ તે પ્રશ્ન અધીરાઇથી પાછો પુછયો.

"મીસીસ કાટગરા, જો હું માહરી ખરી ફરજ સમજીને બોલું તો માહરે એમજ કહેવું જોઇએ કે આપણા બંનેના ભલાંને ખાતર આપણે કદી પાછાં મળવું જોઇએજ નહી. તમે પરણેલાં છેવ—એ એક કમનશીબી છે એમ તમે માનોછ—પણ તેમ હું માંનતો નથી. એને એક બીજો ચાન્સ આપો. આપણે બધાંજ ભુલો કર્યે છીએ. માણસ માત્ર ભુલને પાત્ર છે. એને એક બીજો ચાન્સ આપો અને જો તેમાં એ નીશફળ નીવડે—" તેણે તે વાકય પુરો કર્યો નહી. પુટળાં ભણી ગુપચુપ તેણે જોયા કર્યું અને પછી કંઇપણ વધુ બોલ્યા વગર તેજ ત્યાંથી ચાલતો થયો.

પુટળાં તેજ જગાએ વિચારમાં થોડોવાર સુધી ઉભી રહી. તેણીના દીલમાં દરીઆવો ડોહવાતા હતા. આ શું હોશંગ રબાડીજ બોલ્યો હતો. તેણીએ પોતાની આંખો ઉપર પોતાના હાથો ધાંકી દીધા, અને પછી બંગલામાં પાછી આવી. બાહરનાજ વરંડા ઉપરથી, સપલ બેઠો હતો તે હૉલમાં જવા બદલ, એક બીજાજ રૂમમાં થઇને તેણી પોતાના રૂમમાં જઇ ભરાઇ.

## પ્રકરણ ૨૧.

હૉલમાં બેઠેલા સપલ કાટગરાની હાલત એ દરમ્યાન કંઇ અદેખાઇ ઉપજાવવા જોગ નહિ હતી. તે મોટા હૉલમાં પુટળાંના પાછા ફરવાની અધીરાઇથી વાર જોતો તે આમતેમ ફેરા ફરતો હતો.

મેહેરાં મસાની, મનમાં ગમત મેળવતી, તેનો તે બેબાકળો અવતાર જોઇ રહી હતી. સપલને જે થતું હતું, સપલ જે દુઃખ ખમતો હતો તેને તે તમામ લાયક હતો એમ તે કોમળાંગી માનતી હતી. તેની અને તેની પરણેતર વચ્ચેના કમનશીબ વિયોગનો એકલો ખતાવાર તેજ હતો એમ તેણી ધારતી હતી. સપલ તેણીને કદી ગમતોજ નહિ હતો. બચપણમાં સાથે રમેલાં ત્યારનીજ તેણીને તે લાગણી હતી. સપલની સ્વાર્થી ખાસ્યતને લીધે તે અવારનવાર તે દિવસોમાં પણ તેની સાથ ધણી લડી હતી. અને તે વેળાનો સપલ તેજ આબાદ હમણાંનો સપલ હતો એમ તેણીએ તેને જોતાં સાથેજ જોઇ ને જાણી લીધું હતું.

"તું એમ કયાં સુધી ફેરા ખાયા કરશે?" અંતે કંટાળીને મેહેરાંએજ સપલને પુછયું. "એમ તો બધી જમીન બી ઘસાઇ જશે."

સપલ ઉભો રહી ગયો.

"પુટળાં પાછી આવતી કેમ નથી?" તેણે જાણવા માંગ્યું, "એ પેલા ગધેડા હોશંગ સાથે બાહર શું કરેછ?"

"સપલ, હોશંગ કંઈ ગધેડો નથી." મેહેરાંએ ઠંડાઇથી કહ્યું, "બહુ મજાનો, લાયકીવાળો, ખાનદાની ને ચંચળ જવાન છે."

સપલ કાટગરાની આંખો ગુસ્સાના ચમકારા ફેંકી રહી.

"મને એમ લાગેછ કે માહરી બહરી પછવાડે એને ભટકવા દેવામાં તું તેને જાણી જોઇને ઉત્તેજન આપેછ. મેહેરાં, હુ તો ધારતો હતો કે તું એક વિશ્વાસ મુકવા લાયક છોકરી છે."

મેહેરાં બેપીકરાઇથી હસી પડી.

"સપલ, હું બી તાહરે માટે એમજ ધારતી હતી," તેણીએ કહ્યું. "અને હવે હું જોઉંછ કે તેમ ધારવામાં મેં ભુલ કીધી છે. તેં પુટળાંની જીંદગીનો નાશ કર્યો છે અને તું દરેક ઠપકા ને સજાને પાત્ર છે."

"માહરી સાથ એમ વાત કરવાની તું સરકશીજ કેમ કરી શકે-છ?" સપલે ખબરીને કહ્યું.

મેહેરાં તેનું જાસ્તી પાકવવા મોટેથી હસી પડી.

"સરકશી! લેવ, બઈ બોલ્યા! સપલ, હું તાહરાથી જરા બી બીહીતી નથી. હું તને રગેરગ ઓળખુંછ. પુટળાં તાહરી સાથ પરણી કારણકે તેણી તાહરી ઉપર કુરબાન હતી; તેણી દીસ્તી આંખે આંધળી બનીને એમજ માનતી હતી કે તાહરા જેવો દુનીયામાં કોઇ બીજો છેજ નહિ. તાહરાજ વાંકથી, તાહરીજ તકસીરથી તેણીના એ વિચારો ફેરવાયા છે અને તેણી કંઈ જુદુંજ વિચારતી થઇ છે."

"એ નાપાક હોશંગના આંગમાંના એકેએક હાડકાંઓ હું ભગીં નાખશ," સપલ ગુસ્સાથી બરાડી ઉઠયો, "હું—હું—" તે બોલતો અટકી ગયો અને નબળાઈ અને થાકથી આજેજ આવેલો એક ખુરસી ઉપર ફસડાઇ પડયો. તેનો આવો દયામણો અવતાર જોઇને માથાજુ મેહેરાંને લાગી આવ્યું.

"તું સીક હતોની, સપલ?" તેણીએ પુછયું.

સપલે કશો જવાબ કર્યો નહિ. મેહેરાં તેની નજદીક ગઈ અને તેનાં ખભાં ઉપર હાથ મુકી દીલસોજીથી બોલી, "સાવધ થા, સપલ, હીંમત ધર," તેણીએ ગંભીરાઇથી કહ્યું. "હજી ઘણું મોડું થયું નથી. આખર કરેને તમે હાક પરણેલાં છો અને તમારે હજી જીંદગી લેવાની છે. તમે બન્ને હજી બીજા પચાસ વર્ષ જીવશો."

"અરે, મુઓ હું! માહરૂ મોહતજ કાંય નથી આવી જતું? આ જીંદગીથી હું કંટાળી ગયોછ. ખોદા માલમ હુંજ કાંય એટલો દુઃખી થતો હોવશ."

"જો, સપલ, તું એમ એક ઇડીયટની કાની વાત કરવાનો હોય," મેહેરાંએ અધીરાઇથી તપી આવતાં તેને ગાંગડયો, "તો———"

"આઇ એમ સૉરી, મને માફ કર. હું શું કરૂંછ તે કંઇ મને સુજતું નથી. માહરા મોટા ભાઇ ઘરે આવેછ——"

"અને, તેથી, તમે અહીં આયાછ." મેહેરાંએ ઠપકાભર્યા અવાજે પુછયું.

"હા, અને નહિ બી. હું પુટળાંને મળવા આવ્યોછ. તું માનશે નહિ, મેહેરાં, કે જે ઘહરથી એ મને છોડી ગઇછ તે ઘહરની માહરી

જીંદગી જીવતાં દોજખ જેવી ડરામણી છે. માહરો બોલ જો તું નહિ માનતી હોય તો માહરા ફ્રેન્ડ જાલને પુછ. હું તને સોગંદ ખાઇને કહુંછ કે આયજ પળે જે બધું ભુતકાળમાં બન્યુંછ તે બધુ નહિ બનેલું કરવા અને ફરીથી જીંદગી માંડવા હું માહરો જમણો હાથ કાપી આપવાને તૈયાર છું. મને એવું ગુમાન છે કે પુટળાં મને ધિક્કારેછ. એણે પોતેજ તેમ હોવાનું મને મુંબઇમાં કહેલું છે; અને હમણાં એ તેવીજ રીતે માહરી સાથ વર્તીછ. તુંજ વિચાર કર, મેહેરાં, એક માહરી પોતાની બૈરી મને જમવાના છેવ કે કહીને એક પરાયાના દેખતાં પુછે તે માહરાથી કેમ સોસાય---અને તે બી આય ભ્રુટ હોશંગનાં દેખતાં."

"પુટળાં બી દુ:ખીજ છે—તાહરા કરતાં જાસ્તી દુ:ખી," તેણીએ તે જવાંનને ધીરજ આપવા હળવેથી કહયું, "સપલ, એ તું ને એટલી બધી તો ચાહતી હતી કે તાહરી ઠગાઇથી તે મોટો શોક ખાઈ ગઇ. ગરીબ બિચારી! એની લાગણીઓ તો તાહરા હીસાબમાંજ નથી. ને તું બી એટલો પોચો શાંનો થઇ જાયછ? એક ઓરતને સમજાવી લેવા જેટલી શકતી જો તાહરામાં નથી તો પછી મરદ તરીકે તને શાંનો ઓળખાવેછ? સપલ, પુટળાંને તાહરી એક વખત ઘણીજ દરકાર હતી, અને તેજ લાગણીઓ પાછી એનામાં સજાગૃત કરવાનું તાહરે માટે મુસકેલ થઇ પડવાનું નથી. કોઇ એને ચાહય, કોઇ એની સાથ માયાથી વર્તે તે માટે એ ટવળેછ; અને, તેથીજ, એ હોશંગ સાથ જાસ્તી ભેળાયછ. મગર એ બધો બાહરનો દેખાવ છે. સપલ, હું પુટળાંને પુરતી પીછાણું છું. એ ઘણી અસુખી હતી. કોઇની કાળજી અને ચાહ માટે એ ટવળતી હતી, તેટલાં એ હોશંગ આવ્યો અને એની સાથ

ભલો થયો—તેથીજ—ફક્ત તેથીજ—તે હોશાંગ સાથ વધતી ભેળાતી દીસેછ."

સપલ કાટગરએ તે સાંભળીને છુટકારાનો એક દમ ખેંચ્યો. મેહેરાંના બોલવાથી તેના મનને ઘણી રાહત મળી. પોતાની પ્રીયા માટેના તેના વિચારોમાં મોટો ફેરફાર થયો.

"પુટળાંની માફીને લાયક તો હું નથી." તેણે ઘણીજ શરમીંદગીથી મેહેરાં આગળ કબુલ્યું. "પણ જો એ કદી મને માફ કરે—તો—તો—"

તેણે બોલતાં અટકી જઇને મેહેરાં તરફ દયામણી નજરે જોયું અને ઝડપથી વધાર્યું, "જરા જા, મેહેરાં, અને એને માહરી આગળ મોકલ. એને કહે કે માહરી સાથ આવીને વાત કરે. હું તને પ્રોમીસ આપુંછ કે હું એને અપસેટ કરવાનો નથી. હું એને સમજાવી લેવાની માહરી દરેક બની શકતી કોશેશ કરશ."

મેહેરાં તુરત ગઇ. પુટળાંએ તો તેને મળવા આવવા પહેલે તો ધસીને નાજ પાડી, મગર મેહેરાંએ તેને પટાવત અને કાકલુદીથી સમજાવવાથી અંતે તે આવી.

સપલ પુટળાંને મળવા અધીરો થઇ રહેલો તે ઓરડામાં તફડતોજ બેઠેલો હતો. મેહેરાંને ગયાને જે મીનીટો વહી ગઇ તે તેને કલાકો જેવી લાગી. અંતે તેની પુટળાં આવી, ફીક્કી પણ ઘણીજ બેપરવાહ દીસ્તી.

"તમે માહરી સાથ વાત કરવા માંગોછ?" તેણીએ રૂમમાં દાખલ થયા પછી પુછ્યું. તેણીનો સાદ કરડો હતો અને તેણીનો ચેહેરો સખ્ત બનેલો હતો.

"હા, પુટળાં, અંદર આવ, બેસ." તેણે એક ખુરસી તેણી માટે નજદીક ખેંચી મગર તેણીએ તે જોઇજ નહિ હોય તેમ એક દુરની બીજી ખુરસી ઉપર જઇને બેઠી.

"અહીં મજાનું છે." તેણીએ કહ્યું. "અને પ્લીઝ બી કવીક, તમારે જે કહેવાનું હોય તે જલ્દીથી કહી નાંખો."

તેણીના સાહદની બેરીકરાઇએ સંપલનાં જીગરને ચીરી નાંખ્યું. તે ખરાં દીલની દીલગીરથી રડમસ જેવો બોલી ઉઠયો. "ઓ, પુટળાં, શું તું મને કદી માફ કરી શકવાનીજ નથી?"

એક પળ પુટળાંનાં ચેહેરા ઉપરે ફેરફાર થતો જણાયો. તેણીની નરમ લાગણીઓ તેની ઉપર ગાલેબ આવવા ધસી આવી હતી, પણ તુરતજ તે દીલબરે પોતાના હોઠો પીસી મુકયા. સપલ આમ ગગળતે સાહાદે અગાઉ પણ બોલ્યો હતો; પોતાની મતલબ કાઢવા તે એવાં ચરત કરી જાણતો હતો; મગર તે પોતાના સ્વાર્થને સારૂ. જે બન્યું હતું તે માટે તે થોડોજ દીલગીર હતો. તેણીની જીંદગીનો જે નાશ થયો હતો તેની તેને કયાં પરવાહ હતી.

"માફીનો સવાલજ કયાં રહયોછ?" તેણીએ કહયું, "મેં તમને અહીં નહિ આવવા કહેલું છે. મેં કંઈ તમને અહીં બોલાવ્યા નથી. તમારા વગર બી હું અહીં ઘણી સુખી હતી."

"તે તો દીસ્તુંજ છે." સપલ કડવાસથી બોલ્યો. તે શબ્દો તેનાં મોહડાંમાંથી ઓચીંતા સરી પડયા. તુરતજ તે માટે તે પસ્તાતો થયો. "આઇ ડોન્ટ મીન ધેટ! માહરાથી બોલાઇ ગયું પણ માહરે એમ બોલવું જોઇતું નહિ હતું. પુટળાં, માહરા મગજનું ઠેકાણુંજ નથી. હું શું

બોલુંછ, શું કરંછ, તે કંઇ મને સમજ પડતું નથી. જો તું મને કદી માફ નહિજ કરવાની હોય તો તેમ મને કહી દે, પણ—"

પુટળાંએ તેને બોલતો અટકાવ્યો.

"તમે અહીં શું કામ આવ્યાછ? તમે શું માંગોછ?"

તે સીધો સવાલ હતો અને તેનો જવાબ સપલને જીવ ઉપર જબ્બરી કરીને સીધોજ આપવો પડયો.

"હું હયાં આવ્યોછ કેમકે માહરા વડા બાઇ આવતા અઠવાડીયામાં મુંબઇ આવશે ને હું જાણવા માંગુંછ કે હું તેવણને શું કહું?"

પુટળાં પહેલીજવાર જરા ગંગેટાઇ ગઇ. તેણીએ બીહીધેલી નજરે સપલના ચેહેરા તરફ જોયું.

"શું કહું? એટલે! તમે શું કહો તેની સાથ મને શું કામ છે?"

"હું આપણા લગ્નને વરે કહુંછ. મેહેરનોશજી એ ખબર જાણીને તો ખુશી ખુશી થઇ ગયા હતા કે હું—કે તું—હવે તેવણ જાણીને ઘણા દુઃખી થઈ જશે—જો તેવણ જાણશે કે આપણે———" તે રડવા જેવો અટકી ગયો.

"તમે એમ કહેવા માંગોછ કે તેવણ જાણશે કે તમે માહરી સાથ ફાંટાના માર્યા, એક બીજી ઓરતને અદેખી બનાવવા સીરફ ઠામાથી પરણ્યા અને મેં તે શોધી કાહડયુંછ એમ." તેણીએ કડવાસથી પુરું કયું.

સપલ કંઈ બોલ્યો નહિ. પોતાના બચાવમાં એક શબ્દ પણ તેણે કાહડયો નહિ. તે દુઃખી, કંગાળ અને ગમગોસાર ચુપજ ઉભો.

"તમારે ગમે તે કહેજો," પુટળાંએ એક પળ રહીને તે પાછું કહયું, "મને તેની દરકાર નથી."

"હું તે જાણુંછ. મને તેની તમામ ખાતરી છે. પણ, પુટળાં, માત્ર દેખાવ કરવા બી જો તું મને માફ કરીને માહરી સાથ પાછી આવે, એક થોડો વખત રહે—બાઇ મુબઇમાં છે તેટલાંજ–તો હું કસમ ઉપર કહુંછ કે હું તને જરા બી સતાવશ નહિ; તને તાહરું ગમે તેમ ફોડવા દેવશ; તાહરી પાસ ઝાઝો આવશ બી નહિ કે ઝાઝું બોલશ બી નહિ—હું—હું—"

પુટળાં હસી પડી.

"તમે સેકન્ડ હનીમુન માટે આમંત્રણ આપવા આયાછ એમ," તેણીએ તિરસ્કારથી ટકોર કરી, "થેંક યુ વેરી મચ. પહેલાંમાં મેં એટલી તો મજાહ કીધીછ કે તેજ અખતરો પાછો અજમાવી જોવાનો માહરો વિચાર નથી."

સપલને ભોંય બહુ ભારી પડી ગઈ. તે બધો ખેજાલતથી ધમ-ધમી ગયો.

"પુટળાં, તું જે બી કહેશે તેને હું લાયક છું. માહરો બંચાવ કંઈજ નથી. અને હું જે કહેવશ તે તું માનવાની બી નથી. જો હું હમણાં કસમ ઉપર બી કહેવશ કે મુમતાઝે—"

પુટળાંએ કમકમીને પોતાની આંખો ઉપર પોતાના હાથો મુકી દીધા અને લગાર ધ્રુજતા સાદે બોલી ઉઠી. "હું તેનું કંઈ સાંભળવા માંગતી નથી. તેનું નામ પણ માહરી આગળ લેવાયલું જોવા ચાહતી નથી."

"આઈ એમ સૅારી, ડીયર." તે વ્હાલભર્યો શબ્દ સપલના મોંહમાંથી કુદરતીજ સરી ગયો. પુટળાંના નાજુક જીગર ઉપર તેની અસર થઇ. તેણી આંખે આંસે ધ્રુજી ઉઠી અને પછી એકાએક ડુચકાંઓ ખાવા પડી.

તેણીને કોઇની માયા અને કાળજીની બેહદ જરૂર હતી. તેણીન જખમી થયલાં જીગરને સહેજ. પણ રાહત આપવા માટે પ્યારભર્યો પટાવટનો એક બી મીઠો શબ્દ વાદળાંઓથી છવાયલાં ગગનમાંથી ચીમાઇને દેખાવ દેતાં એકાદ કીરણ જેવો આશારૂપ હતો.

'પુટળાં!" સપલે ગુંગળાયલે અવાજે પાછું પુકાર્યું.

તે તે વ્હાલીની નજદીક ગયો. તે બેઠી હતી તે ખુરસી આગળ તે ભોંય ઉપર ફસડાઈ પડયો. તેણે પોતાનો એક હાથ તે નાજુક કમરની આસપાસ લપેટયો, બીજા હાથે તેણે તેણીનો નાજુક કર કાકલુદીથી ઝાલ્યો.

તેણે તે ઉપર કીસ લેવાનું મન કર્યું. પસતાવાના શબ્દોનો ધોધ પોતાના હોઠો વાટે બહાર પાડવા તેણે ચાહયું, મગર કશાંની બીહીકે તેની હીમત તેમ કરવા ચાલી નહીં. તે હજી ખાતરીપુર્વક નહતો ઓ, તે જરા નરમ પડેલી મહાબુબ રખેને પાછી છેડાઇ પડે—રખેને પાછી બેદરકાર ઠંડી અને ગુસ્સાભરી બને!

પુટળાં થોડાવારમાં ડચકાંઓ ખાતી અટકી ગઈ. તેણીએ પોતાનો હાથ તેના હાથમાંથી છોડવી દીધો અને પોતાની સુંદર ચશમો વાંચી નાખી.

"ઇટ વૉઝ સીલ્લી ટુ ક્રાઇ," તેણી જરા અચકીને બોલી, "મને રડી પાડવાનું કારણુજ શું હતું?"

તે દીલબર તે પોતાની નબળાઇ માટે લજવાઇ ગયલી નજરે આવી. તેણી પોતાના મન સાથ ગુસ્સે થઇ કે તેણી સપલના એકજ પ્યારભર્યા બોલે કાંય એટલી મોઝ ભીસાલ નરમ બની ગઈ હતી.

તેણી ખુરસીમાંથી ઉઠી ઉભી થઇ અને જરા દુર જઇતે ઉભી.

સપલ ભોંય ઉંપરજ ફસડાયલો બેસી રહયો. થોડો વાર તે રૂમમાં ચુપકીદી વ્યાપી રહી.

"મેહેરનોશજી કયારે આવેછ ?" પુટળાંએ પછીથી પોતેજ પુછ્યું.

"મને હજી ચોકક્સ ખબર નથી. તારમાં તો સોમવાર લખાઇ આવ્યોછ, મગર વહેલા બી આવે કે મોડા બી થાય."

તેણીએ તેના ભણી જોયું. તે શરમીન્દો બનેલો નીચી ડોકે બેસીજ રહયો.

પુટળાં વિચારમાં ને વસવસામાં પડી. સપલ સાથ તેણી સખ્ત થતી હતી, પરંતુ તેની હાલત વધારે કબ્સ કરવાનું તેણીને પસંદ નહી હતું; અને તો બી તે મધુરી પોતાની મગરૂરીને ચીવટાઇથી વળગી રહી—તે મગરૂરી તેણીના કાનમાં ગણુગણી રહી હતી કે 'તાહરે ના પાડવી—તાહરે નમતું નંહી આપવું.' તેણીએ થોડો વાર બહાર હવામાં જોયા કર્યું.

"જો મેહેરનોશજી ખરૂં જાણુશે તો હું ધારૂંછ કે તમારૂં અલ-વન્સ બંધ કરશે." તેણીએ એક ફીક્કું હસવાની કોશેશ કરતાં જણાવ્યું.

સપલ લાલ લાલ થઈ આવ્યો.

"મને તેનો ઝાઝો વિચાર નથી," તેણે તુરતજ કહ્યું, "મહાન મેહેરનોશજી શું બી કરશે તેની મને તલભાર પરવાહ નથી; પણ—પણ—/

પુટળાં, હું તેવણને એટલું બતાવવા ઘણો બાહેશમંદ છું કે આપણ વચ્ચે કશો મીનાકેશો નથી."

સપલ એક પળ ચુપ રહયો, પછી પાછું ગગળતે અવાજે શ: કર્યું, "અલબત્ત, જો તું નહીજ આવી શકતી હોય, જો તેવોજ તાહરે વિચાર હોય તો હું પછી બધું ખરૂં કહેવસ. એ શીવાય બીજો કોઇ દીરગજ નથી."

"બીજું હનીમુન!" પુટળાંના કાનોમાં મેહેરાં મસાનીના તે શબ્દો ગણગણી રહયા.

તેણીએ હનીમુન તો ગુજારયુંજ નહી હતું. લગ્ન પછીનું તેણીનું અઠવાડયું તો હાયસોસારા, ગમખ્વારી અને જીગર કચડી નાંખનારી જંજાળોનું વીટયુ હતું. જો તેમજ બધુ પાછું બનવાનું હોય તો—

તે મધુરી ઝડપથી સપલ આગળ આવી. તેણી તેની ઘણી નજદીક ગઇ મગર તેનાં આંગને જરા બી અડી નહી. તેણી કે જે એકવાર તેને માટે અણહદ મગરૂર હતી, અગાઢ પ્રેમથી તેને ચાહતી હતી પણ આજે તો એક મોટો મહાસાગર તેઓ વચ્ચે અરડાઇ પડયો હોય એટલો બધો અંતર તેઓ આટલાં નજદીક હોવા છતાં તેણીને લાગતો હતો.

"સપલ, જો—જો—હું આઉં—જો હું પાછી આઉં—ફકત થોડાજ વખતને માટે—ફકત એટલોજ વખત કે જેટલા વખતમાં તમારા ભાઈ આપણા વચ્ચેનો મીનાકેશો જાણી લેવા પામે નહિ, તો પછીથી મને જબરાણથી રાખી મુકવાની તજવીજ તો તમે કરશો નહિની? તમે સત્તાથી કે ધાકથી મને તમારી પાસે દાબી તો રાખશો નહિની?"

"આઇ ગીવ યુ આઇ વર્ડ ઑફ ઑનર. પુટળી, તાહરી એ મેહેરબાનીની માટે તાહરો આભાર કેમ માનવો તે હું સમજી શકતો નથી. હું તેને જરા બી લાયક નથી. મેં જે કીધુંછ તે પછીથી તું માહરે માટે ખાલી ખ્યાલ પણ કરે તે માત્ર ખ્યાલને પણ હું લાયક નથી. મેં બહુ ખોટું કર્યું છે." સપલે કગલતે અવાજે પોતાનું હૃદય ખાલી કર્યું. તેણે તેણીની નજદીક જઇ તે મહાબુબનો હાથ પોતાના હાથમાં લેવાની તજવીજ કરી જોઇ, પરંતુ તેણી દુર હટી ગઇ.

"આપણે ખાલી ફ્રેન્ડસોજ થઇને રહેવાનાં છીએ," તેણીએ ધીમેથી કહ્યું.

"જેવી તાહરી મરજી. ઓનલી ફ્રેન્ડસ ઇફ યુ વીશ," સપલને તે શબ્દો કહેતાં ભારે અભરમજી આવ્યા, મગર તો બી તે તેને બોલવાજ પડયા. તે તેણી જે કહેતી હતી તે કરવાની હતી એવીતેની ખાતરી થઇ હતી. તેણે એમજ સમજી લેવાનું હતું કે તેઓ પરણેલાં નહિ હતાં, તેઓ ધણીધણીયાણી નહિ હતાં, પણ ફક્ત બે મિત્રો હતાં અને તે બી માત્ર મહાન મેહેરનોશજીને બનાવવા ખાતરજ.

"ઠેંક યુ, ઠેંક યુ વેરી મચ," સપલે પાછું કહયું, "અને તું કયારે માહરી સાથે ચાલશે?"

"ઓ! હમણા નહિ," તેણી ઝડપથી બોલી, "હજી ઘણો વખત છે. આવતા વીકમાં ચાલશે. ભઈ આવવાના હોય એમ મને કહેવાડજો એટલે હું આવશ. હું—"

કોઇએ તે રૂમનું બારણું બાહરથી ઠોકયું. તે મેહેરાં હતી. તેણી અંદર આવી.

"હું તમને ડીસ્ટર્બ કરવા માટે દીલગીર છું; પણ સપલને નામનો તાર આવ્યોછ. કંઇ તાકીદનું હોય એમ ધારી હું લઈ આવી." મેહેરાં મસાનીએ એમ કહેતાં એક પીળું એનવેલપ સપલના હાથમાં મુક્યું.

સપલ કાટમરાએ તે ધ્રુજતા કરોએ લીધું, તેનું હૃદય ઉછાલા મારી રહ્યું હતું. તેમાં શું લખાઇ આવ્યું હતું તે જાણે તે સમજી ગયો હતો. તેણે તે ખોલ્યું, વાંચ્યું અને પછી તે પોતાની પરણેતરને ગુપચુપ પાસ કર્યું.

"મેહેરનોશજી આવતી કાલે મુંબઇ આવશે. તાર આવ્યો છે. તમને જાણાવવું જોઇએ કરી લખું છું. જાલ."

પુટળાંએ તે તાર વાંચીને સપલ તરફ ગુંચવાડાથી જોયું.

"હવે ?" તેણીએ પુછયું.

"મેહેરનોશજી કાલે આવેછ," સપલે રડમશ જેવાએ ફફલાટ કર્યો, "ને તેથી—ને તેથી—"

તેણે મેહેરાં ઉપર કાકલુદીભરી એક નજર નાંખી.

"હું કવાબમાં હાડકું હોઉં એમ લાગેછ તેથી જાઉંછ." મેહેરાંએ જવા કર્યું, પણ પુટળાંએ તેણીને રોકી.

"નહિ, મેહેરાં, તું અહીંજ થોભ. અમારી વાત તું સાંભળે તો ઠીક. સપલના ભાઇ મુંબઇ આવેછ, અને યુ સી, જો તેવણ એમ જાણે કે અમે—"

"મેહેરાં બહેન, મેં પુટળાંને એક થોડોક વખત માહરી સાથ આવવાનું કરગરીને માંગી લીધુંછ," સપલે હવે વચમાં પડીને કહ્યું,

"હું જાણુંછ કે તેને હું લાયક નથી; પણ એ જો આવશે તો ઘણું બરહક થશે. મેહેરનોશજીને તો તું ઓળખેછ. અમારી વચ્ચેની ખટરાટ તેવણુની જાણુમાં નહિ આવે એ જોવા હું બહું આતુર છું."

તે બન્ને ધણીધણીઆણી મેહેરાં ભણી જોઇ રહવાં. મેહેરાં એક પળ વિચારમાં પડી અને પછી તેણીએ પુટળાં તરફ જોયું.

"વેલ, તું શું કરવા માંગેછ?" તેણીએ જરા માયાળુ અવાજે સવાલ કર્યો.

પુટળાં પોતાની સહીની નજદીક આવી.

"તું શું ધારેછ, મેહેરાં? માહરે શું કરવું?" તેણીએ તેના કાનમાં પડીને પુછયું.

મેહેરાંએ સપલ કાટગરા તરફ નજર કરી. તે કંગાળ જેવો દીસ્તો હતો. તેનો સોહરાઇ ગયલો ચહેરો અને ગમખાર આંખો જોઇ મેહેરાંને લાગી આવ્યું. તેણીએ પુટળાંનો હાથ લઇ પોતાના હાથોમાં માયાથી દાબ્યો.

"તાહરે જવું જોઇએ, એમ હું ધારુંછ," તેણીએ કહ્યું.

સપલને ઘણું ગોઝારું લાગ્યું. તેને લાગ્યું કે તે બન્ને મળીને પુટળાંનો ઘણો ગેરલાભ લેતાં હતાં. તેણી પાછી આવવા દીલથી તો ચાહતી નહિ હતી, મગર પાછી લઇ જવા વીના તો બીજો કોઇ ચારો બી નહિ હતો. તે મુંબઇમાં મહાન મેહેરનોશજીને એકલો જઇને મળવા માટે તો બહુ ફાળ ખાતો હતો. એક પળ કોઇ બોલ્યું નહિ. પછી સપલેજ બીહીધેલી નજરે પુટળાં તરફ જવાબ માટે જોયું.

"ઠીક, તો હું જાઉં છું. રાતની રૂમમાં આપણે જઇશું." તેણીએ ઠાવથી કહ્યું અને સપલને કાંઇક સધ્યારો મળ્યો.

તે બન્ને છોકરીઓ તે પછી પુટળાંનો સામાન પેકપુક કરવાને બસે સપલને ત્યાં એકલોજ છોડીને પુટળાંના રૂમમાં જઈ ભરાઇ.

---

## પ્રકરણ ૨૨.

---

સપલ કાટગરા તે હૉલમાં એકલો પાછો વિચારમાં પડયો. તેણે પોતાની પરણેતરને એમ પટાવવામાં વાજબી કર્યું નહી હતું એમ તેને એકાએક લાગી આવ્યું. તે નમાલો અને બુઝદીલ બન્યો હતો. ભલે મેહેરનોશજી રંજીદાર થતે, ભલે મેહેરનોશજી ગુસ્સાના ઝાડ તેની ઉપર પડી પાડતે, પણ તેણે આમ નમતું તો આપવું જોઇતું ન હતું. તે રાતે ચાલ્યો ચલાવ્યો પુટળાંને પટાવતો ને વટારતો આવ્યો હતો એ જઇને પુટળાં તેને માટે કેટલું કઢંગુ ને નીચું વિચારતી હશે.

હોશંગ રબાડીને તો તે એ બધો વખત લગભગ ભુલીજ ગયો હતો. હોશંગ તેની પુટળાં ઉપર ધ્યાન આપતો હતો; તેણી સાથ જાસ્તી વાતો હતો, ને—સપલ એક નીસાસો નાંખીને તે નાપસંદ ખ્યાલોથી જાગૃત થયો. એ, કાંય! કાંય તેની દુનીઆ એમ અસુખીજ થતી આવતી હતી?

પુટળાંના રૂમમાં મેહેરાં બસાની એક નાના સુટ કેસમાં પુટળાંના ૨ જોગાં કપડાંઓ ગોઠવતી હતી. અને પુટળાં તે બીછાના ઉપર બેસીને ચુપ જોઇ રહી હતી. વાતુરી મેહેરાં ટકટક કર્યાજ કરતી હતી, મગર પણી ટકટક દરમીઆન સપલનું નામ તેણીએ બીલકુલ કાઢયુંજ ન હતું.

"પણ હું એમ પુછું, મેહેરાં, કે શું તું ખરેખરજ એમ માનેછ કે સપલ સાથ જવામાં હું વાજબી છું ?" પુટળાંએ એકાએક પ્રશ્ન કર્યો.

મેહેરાંએ પોતાના હાથમાનાં કપડાં મુકી દીધાં અને પુટળાં તરફ ટગર ટગર અધીરાઇથી જોયું.

"હા. પુટળાં, હું એમ માનુંછ," તેણીએ ગંભીરાઇથી કહ્યું, "આય બહુજ મજેહનું થયુંછ. માહરૂં તો એવું મત છે કે આપણે કોઇ માણસને લાંબો વખત સુધી જોતાં નથી તો પછી આપણી અરસપરસની કાળજી ને દરકાર ઓછીજ થતી આવે છે, અને તું અને સપલ એમ જુદાજ રહો એ ખ્યાલને હું ખરેખર ધીક્કારૂંછ. સપલને માટે મને કંઈ માન નથી કે ચાહ બી નથી. હું તો તેને એક સ્વાર્થી કુક્કર માનુંછ, પણ તો બી તમારો ધણીધણીઆણી વચ્ચેનો સંબંધ જોતાં તો માંહરા વિચારો જેવા છે તેવાજ હું તાહરી આગળ મુકુંછ."

પુટળાં સહેજ હસી.

"પણ હવે એ માહરી દરકાર કરી સકવાનો નથી."

"નહી. તેથી શું થયું ! તેથી કંઇ એ તાહરી સાથ જોડાયલો નહીં જોડાયલો થોડો બનવાનો છે," મેહેરાંએ સમજાવ્યું. "તું એમ ના ના ધારતી કે હું તાહરા વરનો પક્ષ ખેચુંછ. મને એને માટે સહેજબી મુરવત નથી. હું તો ઇચ્છુંછ કે એણે તાહરી સાથ ચલાવેલી દુષ્ટ વર્તણુકની પુરેપુરી સજા એને થાય. પણ તે સઘળું છતાં બી હું એમ માનુંછ કે તાહરે એની સાથ જવુંજ જોઇએ."

"મેહેરાં, હું એની સાથ જવાના ખ્યાલને પણ ધીક્કારૂંછ," પુટળાંએ જુસ્સાથી કહ્યું, "મુંબઇમાં મેં ગુજારેલા ભયંકર દીવસો હું

ભુલી શકતી નથી. મેં તો ઘણી ઘીલી દોરી મુકી જોઇ; આંખવીચા-મણાં પણ પુષ્કળ કરી જોયાંઃ પણ મામલો ચશકેલો ને ચશકેલોજ રહયો. ફજેતી જાહેરમાં પ્રડી. હૉટલનાં નોકરો વટીક માહરી દયા ખાવા લાગ્યાં, તે જોઇને મને જાણે એવુંજ થઇ આવતું કે હું આપઘાત કરીને મરીજ જાઉં. હું તો એની ઉપર માહરો જાન પાંથરતી હતી પણ તે બધો વખત તે મને જોવા જેટલો પણ દીલથી રાજી નહી હતોઃ તે બધો વખત તે એક પરાઇ ઓરતની તલબમાં ટવળતો હતો. તે તો મરી ગઇછ ને તેને માટે માહરે હવે બોલવું લાજમ નથી, પણ—"

પુટળાં બોલતાં અટકી પડી. તેણી ઘણી ઉશ્કેરાઇ આવી હતી.

"હવે બધું બરાબર થઈ જશે," મેહેરાંએ ડાહપણથીજ સમજા-વ્યું, "એને એક ચાન્સ આપ, પુટળાં. હું કંઇ સપલની વકીલાત કરતી નથી, પણ જો બધું મેહેરનોશજી જાણી જશે તે એનું અલાવન્સ છેડાઇને બંધ કરશે તો મોટી મોહકાણ થશે. જો કે તેમ થાય તેમાં કશું ખોટું નથી. એ એવી સજાને લાયક છે. ચાલ, તાહરાં કપડાં તો પેક થઇ ગયાં હવે નીચે જઇએ."

પણ પુટળાં જરા બી હીલી નહી.

"હું ઇચ્છું છ કે તું માહરી સાથે આવે," તેણીએ ધ્રુજતા સાદે કહ્યું, "તું આવે તો અડચણ શું છે? મને બી નીરાંત વળશે."

"પુટળાં, તું તદ્દન ઘેલી ગાંડી વાત કરેછ." મેહેરાં બોલી, "તમારાં હનીમુનમાં હું કાંય ખલલ કરતી આઉં." મેહેરાં તેને બળગીને હસી પડી અને તે દીલરૂબાને માથાથી પસવારવા લાગી. "જરા હસ, ખુશાલ બન, તું સપલને એમ જાણવા ના દે કે તું તેનાથી બીહેછ."

"હું ખરેખરજ બીહુંછ. મને જવા ગમતું નથી." અને એટલું બોલી તે મહાસુખ રડી પડી.

મેહેરાં અંદેસામાં પડી. તે કાંઈ બોલ્યા વગર ચુપ ઉભી રહી.

"હું અંહી ઘણીજ સુખી છું." પુટળાંજ જરા વારે બોલી, "મને મુંબઇ ગમતું નથી. ત્યાંની દરેક ચીજ ઉપર મને ધીક્કાર છે. હું અહીંજ તાહરી આગળ રહેવાનું જાસ્તી પસંદ કરૂંછ."

"તું છેકજ બચ્ચું કેમ બનેછ, પુટળાં?" મેહેરાંએ તેણીને માયાથી પટાવતાં મનાવ્યું. "સમો સમાલી લેવાનોજ આય વખત છે. તાહરા જેવી ઉછરતી અને જવાન ખુબસુરતી જો સપલ જેવા એક નાહાન જવાનને જીતી ને વશ ન કરી લઇ શકે તો પછી તે કામનીજ શું છે."

"હું એને માંગતી નથી," પુટળાંએ પોતાના આંસુઓ લુછી નાખતાં જુસ્સાથી કહ્યું. "એ જેટલી મને નથી માંગતો તેટલીજ હું એને નથી માંગતી."

મેહેરાંને હવે શું સમજાવવું તે હવે કંઈ સમજ પડયું નહી. તેણી જરા વાર ચુપ રહી.

"પુટળાં, ચાલ હમણાં તો હું માહરૂં ભોનું માગુંછ, મને બીજું કંઇ જોઇતું નથી," અને એટલું બોલી તે પુટળાં માટે થોભ્યા વગર નીચે આવી.

તે સીધી હૉલમાં સપલ આગળ ગઈ. તેણે ડઘાઇને મેહેરાંના ગંભીર ચેહેરા તરફ જોયું.

"જો, સપલ," તેણીએ ઘણુજ કરડાં દીલથી કહ્યું. "જો પુટળાં અંહી તાહરા વગર પાછી આવીછ તો પછી બીજી વખત હું તને જરા બી

મદદ આપવાની નથી. આય તું ને જે ચાન્સ મળેછ તેનો લાભ લેજે. જો આ વખતે તું એને તાહરી સાથ રાખવા માટે લલચાવી શકશે નહી તો ખ્યાન રાખજે તાહરે જીંદગીભરજ તેવી આશા રાખવાની નથી."

"આઈ વીલ ડુ માઈ બેસ્ટ," સપલે ધીમે સાદે કહયું.

"એ કંઇ માહરે કહેવું જોઇતું નથી; પણ વળી મને એમ પણ લાગેછ કે કહેવામાં કશું ખોટું બી નથી. એ અહીં આવી ત્યારે એટલી બદલાયલી નહી હતી, પણ પેલા સ્બાડીના હોશંગની વધતા સમાગમ પછી—" તેણી બોલતાં અટકી ગઇ.

સપલ કાટગરાની આંખોમાં અદેખાઇનાં અંગારા છવાઈ રહયા.

"તું શું એમ કહેવા માંગેછ કે પુટળાંને હવે માહરી બીલકુલ દરકાર નથી?" તેણે ઉશકેરાયલે અવાજે સવાલ કર્યો.

મેહેરાંએ કશો જવાબ કર્યો નહી; તેણીએ પોતાની નજર ફેરવી લીધી. સપલ તેણીની નઝદીક આવ્યો અને તેણીને પોતાની સામે જોવાની ફરજ પાડી.

"મેહેરાં, શું તું એમ કહેવા માંગેછ કે—કે—હોશંગ—"

તેનો સાદ ગુસ્સાથી ગુંગળાતો હતો.

"હું ઘણું જાણુતી નથી—હું એકદમ ચોક્કસ નથી," મેહેરાંએ અચકીને કહ્યું, "ખરેખર તો હું કંઇજ જાણુતી નથી, પણ મને એવો ખટકો છે." અને પછી પુટળાંના આવવાનો સાદ સાંભળીને તે સપલ પાસેથી ખસી ગઈ.

"એ મેં ઠીક તો કીધું નથી--પણ એને એમ અદેખો બનાવવોજ જોઇએ. એના જીગરમાં ચમટો તુટશે ત્યારેજ એ સમજતો થશે કે બીચારી પુટળાંએ પણ કેવું ને કેટલું ખમ્યું છે."

તેણી જમવા માટેની ગોઠવણ કરવા તે રૂમમાંથી ચાલી ગઇ; અને પુટળાં અને સપલ ત્યાં એકલાં પડયાં.

"પુટળાં, હું જાણું છ કે હું એક ખુટની કાની તાહરી સાથ વરત્યોછ," તેણે કરગરીને કહ્યું, "ને તાહરી ભલાઇને હું બીલકુલ લાયક નથી."

"હું હવે એ વાત કરવા માંગતી નથી," તેણીએ બીહીધેલા અવાજે કહયું, "આપણા વચ્ચે એ વાત હવે પાછી કરતા ના. ચાલો જમવા." તેણી એટલું બોલી ત્યાંથી ચાલતી થઇ.

સપલ એક પળ ડઘાઇને ત્યાંજ ઉભો. તેની સાથ તેની પુટળાંએજ તે વાત કરી તે તે જાણે માની શકયો નહિ. ખરેજ તેણી તો તેનાથી દુર ને દુરજ રહેવા અતિશય ઇંતેજાર હતી.

સપલના જીગરમાં અદેખાઇની આગના ભડકઓ એકાએક ભડભડી ઉઠયા. તેણે પોતાના હાથની મુઠીઓ જુસ્સાથી દાબી દીધી. હોશંગ રબાડી--સેતાનનો હવાલો તે નાપાકને!—તે ચંડાળ બીજાની પરણેતર સાથ પ્યાર કરવાની સરકશીજ કેમ કરી શકતો હતો!

પણ તેણે તે લાગણીઓને તુરત વેળા તો જબરાણથી વશ કરી દીધી. તે પુટળાંની પછવાડે જમવા માટે ગયો અને ખાતી વેળાએ બની શકતો ખુશાલ દેખાવાની તજવીજ તેણે કરી. પુટળાંના શોકાતુર પણ મનોહર મુખડા ઉપર અવારનવાર ફરકતું આછું હાસ્ય તેને ઉત્તેજન

બક્ષતું હતું. તેને કંઇ એમ લાગતું થયું હતું કે તેઓ વચ્ચેની પેલી બીહામણી યાદ ધીમે ધીમે પણ મક્કમતાથી દુર થવાના તે કોઇ શુભ ચીન્હો હતાં.

રાતની ટ્રેનમાં તેઓ મુંબઇ ઉપડી જવાનાં હતાં એટલે જોઇતી તૈયારીઓ તેઓ માટે બધી મેહેરાંએ કરી. મોડી રાતે તે સ્ટેશન ઉપર મુકવા પોતે જાતે ગઇ, જોકે સપલે તો એટલી બધી તસ્દી ન લેવા માટે તેણીને વીનવ્યું બી. ટ્રેનમાં તેઓ ગોઠવાયાં ત્યાં તુલીક તેણીએ પોતેજ પટપટ કર્યા કરી. તે બન્ને વર બૈયર વચ્ચેનો એખલાસ વધારી આપવાના સાંધનરૂપ તે થઇ શકી હતી તે માટે તે મધુરી ખરાં જીગરથી ખુશી હતી.

ટ્રેન સપલ અને પુટળાંને લઇને ઉપડી ગયા પછી મેહેરાં કંઇ રાહત પામેલી તેમજ પુટળાંથી છુટું પડવાના ખ્યાલથી દીલગીર થઇ ગયલી પાછી સ્ટેશનની બાહર આવી.

"હું ખુદા પાસ દુઆ ગુજારૂં છ કે મેં પુટળાંને જવા દીધામાં વાજબી કીધું છ એવું રૂડું પરીણામ આવે," તેણી વિચારમાં પોતાના મન સાથ પટપટી અને પછી કોઇને અંધારામાં અથડી પડવાથી "ઓ મને માફ કરજોજી," કરીને બોલી.

તેણીનો સાહદ ઓળખીને તે અથડનાર તુરત અટકી ગયો; તે હોશંગ રબાડી હતો.

"મીસ મસાની, તમે આ વખતે અહીં," તેણે અચરતીથી પુછ્યું.

"હું સપલને મુકવા આવેલી," મેહેરાંએ મગરૂરીથી તે જવાનને કહયું. "અને પુટળાંને. તેઓ બીજું હનીમુન ગુજારવા હમણાંજ ઉપડી ગયાં."

"સપલ——ને પુટળાં!" તેણે તેણીના શબ્દોનો પડધો અરધા જખમાયલા, ગુસ્સે થયલા, દીલગીર બનેલા સાદે કર્યો. મેહેરાંએ જોયું કે તે તેણીને ધારી ધારીને જોતો હતો, જાણે તેણીના મુખડા ઉપરથી તેનું ભીત્તર વાંચી લેવા માંગતો હોય તેમ. પછી તે જરા ફ્જેત જેવો હસી પડયો.

"તમે એમ માનતા લાગોછ, મેહેરાં બહેન, કે તમે પુટળાંને માહરાથી બચાવીછ." તેણે લગાર રોહસાથી કહયું.

મેહેરાંએ એકદમ જવાબ કર્યો નહિ અને જ્યારે તેણીએ જવાબ કર્યો ત્યારે તેણીનો અવાજ લગાર ધ્રુજતો અને ફેરવાયલો હતો.

"નહિ, ઉલટું મેં તમને પુટળાંથી બચાવેલા છે."

એક પળ ત્યાં ચુપકીદી ફેલાઇ રહી, પછી તેણી ગુડનાઇટ કરી ચાલી જવા કરતી હતી.

"ઇફ યુ ડોન્ટ માઇન્ડ હું તમને બંગલે મુકતો જાઉ," હોશંગે તેણીની પાસ માંગી લીધું. પુટળાં સપલ સાથ મુંબઇ ગઇ હતી. એ ખ્યાલે તેને ગુસ્સે અને અદેખો બનાવ્યો હતો.

સપલ તમામ બચ્ચાં જેવો હતો: પુટળાં જેવી એક દુનીયાવર-ણુની પુટળીને ચાહી જાણુવા જેટલો તે ઘડાયલો નહિ હતો, એમ તેણે અધીરો પડીને વિચાર્યું.

"એ કેમ થયું? કોણુની સુચનાથી કયું?" તેણે ચાલતાં ચાલતાં કહ્યું.

"મને તેની ખબર નથી. એ લોકોએજ સુજગુજ કરીને સમજી લીધું. મેહેરનોશજી આવેછ તે તો તમે જાણોછની?" મેહેરાંએ જવાબ કર્યો.

"ને તમે, મેહેરાં બહેન, હમણાં તો મોદી મીનારમાંજ રહેવાના છેવ કે?"

"હાલ તુરત તો હા—પુટળાં આવે ત્યાં સુધી—જો કદાપી તેણી આવે તો." તેણીએ જાણીજોઇને છેલ્લું કહ્યું.

"એટલે તમે એમ કહેવા માંગોછ કે એ નહિજ આવશે?" હોશંગે પુછ્યું.

"હું એમ કહેવા માંગુછ કે હું એવી આશા રાખુંછ કે એ નહિજ આવે."

થોડો વાર તેઓ પાછાં ચુપ રહયાં.

"તમને મોદી મીનારમાં એખલું ઘણું ડલ લાગશે," હોશંગે હવે જરા વધારે નરમ બનેલા સાદે પુછ્યું.

"હા," મેહેરાંએ ગુપચુપ કબુલ્યું.

પુટળાં વગર તેણીને એકલવાયું બેશક અણુહદ લાગવાનું હતું.

"તમને મોટરાંગનો શોખ નથી," હોશંગે કહયું, "નહિ તો હું તમને માહરી સાથ અવારનવાર લઇ જતે."

"મને શોખ છે; આઇ લવ ઇટ." મેહેરાંએ જવાબ કર્યો, અને તેણીએ જોયું કે તે સાંભળીને હોશંગ ચમકયો.

"પણ તમે તો કંઇ જુદુંજ બોલેલાં છેવ," તે બોલ્યો.

"હું તે જાણુંછ, મગર તે માહરો વાંધો દરશાવવા માટે—તમને આડકતરી રીતે સમજાવવા માટે, કે—તમે સમજી ગયાની—મી૦ રુસ્તમ..."

"ઓહ !" તે પુકારી ઉઠયો અને પછી હસી પડયો, "વેલ ત્યારે હું તમને માહરી સાથે અવારનવાર લઇ જવશ. આપણે બન્નેને બહુજ એકલવાયું લાગશે," અને પછી તેણે એક નીસાસો નાંખીને ઉમેર્યું, "અને જો કે હું તો તમને ગમતો નથી—"

"ઓહ ! એ વળી તમને એમ કોણે કહ્યું ? તમે એમ શા ઉપ-રથી ધાર્યું ?"—

અને હોશંગ રબાડીએ એ વેળા સ્પષ્ટ માર્ક કર્યું કે તેમ બોલતી વેળા મેહેરાંનો મુખડો તમામ કીરમજી મારી આવ્યો હતો અને તેણીની નાજુક છાતી અસાધારણ જુસ્સાઓથી ઉછળતી અને ઉંચકાતી હતી.

---

## પ્રકરણ ૨૩.

---

સપલ અને પુટળાં નવસારીથી મુંબઇ આવવા ગાંડીને એકમેકથી ઉલટે છેડે બેસીને નિકળ્યાં. સપલે પોતાની પરણેતરની દરેક સગવડ ઉપર પુરતું ધ્યાન આપ્યું હતું અને તે તો તેણીની સામેનીજ સીટ ઉપર પહેલે ગોઠવાયો હતો, પણ પુટળાંજ છણકો કરીને ઉઠી ગઇ અને કમ્પાર્ટમેન્ટને બીજે છેડે જઇને બેઠી.

સપલને મનમાં લાગી તો ઘણું આવ્યું, પરંતુ તે કાંઈ બોલ્યો નહિ. પુટળાંને પોતા સાથ વાત કરવા નારાજ જોઇ તે મુંગોજ ગગરી રહયો. પુટળાં એક ખુણામાં બેસીને એક ચોપાન્યાંનાં પાનાંઓ ખાલી ખાલી ઉખલાંવ્યા કરતી હતી. એક શબ્દ પણ તેણીએ વાંચ્યો હોય

યા એક બી પીક્ચર તેણીએ બરાબર જોયું હોય એ તમામ શકમંદ હતું. તે મધુરી તદન નીસોસ અને થાકી ગયલી હોય એવી લાગતી હતી. તેણી કંઇ વિચારમાં હતી. મુંબઈ તેણીને કેવું લાગશે તેનો તે ખ્યાલ કરી રહી. જાલ કામાને મળવાના ખ્યાલથી તેણીને સધ્યારો આવ્યો. તે તેણીને ગમતો હતો અને તેણી તેનામાં વિશ્વાસ ધરાવતી થઈ હતી. જા'! તેણીને જોઇને શું કહેશે તેના ઓચંબાભર્યા વમાસણમાં તેણી પડી.

તે બાદ હોશંગ રબાડીનો તે દીલરૂબાએ ખ્યાલ કર્યો; મોદી મીનારના બાગના દરવાજા ઉપર તેણે છેલ્લા ઉચ્ચારેલા શબ્દો તેણીએ યાદ કર્યા; અને તે યાદની સાથ એક ધીમી હાય તેણીના અંતરમાંથી પસાર થઇ ગઇ. બીજા કોઈ પણ મર્દ કરતાં હોશંગે તેણીને જાસ્તી આંજી હતી. તેના સુંદર દેખાવે અને ઠાવકાં બોલવાએ તેણીના મનને ચકાવ્યું હતું. તેણીને તેનામાં વિશ્વાસ બંધાયો હતો. તેણી સપલ સાથ પાછી ફરી હતી એમ જાણતાં તે શું કહેશે અને શું વિચારશે?

તેણીએ સપલ ભણી નજર કરી. તે તે મધુરી તરફજ જોઇ રહયો હતો.

"તને કંઇ જોઇએછ, પુટળાં?" તેણે ઝડપથી પુછયું.

"નહિ, ઠેંક યુ," તેણીએ ઝટ પાછું ચોપાન્યાંમાં મુંડું ખોસ્યું! ગુંચવાડાથી તેણી ગોલાબી બની આવી.

"પુટળાં," જરા વારે સપલજ નરમાસથી બોલ્યો, "તું મુંબઇમાં કયાં ઉતરશે? માહરા રૂમ્ઝ પર આવવાનો તને જો વાંધો નહિ હોય તો તે હું ધારૂંછ કે ઘણા કમફરટેબલ છે ને——"

પુટળાં ઝડપથી વચમાં પડી. "મને કોઇ હોટલમાંજ ઉતરવા ગમશે. કોઇ બી—તમારા રૂમઝ પર તો નહિજ."

સપલ કાટગરાએ પુટળાં તરફ એક દુઃખભરી નજર કરી. ઓ પરવરદેગાર! તેની પરણેતર તેની સાથ આમ વાત કરતી હતી! તે તેણી માટે વીહીલો પડતો હતો! તેણી ઉપર પોતાનો પ્રાણ પાંથરવા આતુર હતો, અને તેણી આવી બેદરકાર, બેપરવાહ રીતે તેની સાથ વર્તતી હતી! સપલે આ પળે ખરાં મનેજ ઇચ્છયું કે મુમતાઝ આજે જીવતી હતે; નહિ કે તે તેણીને ચાહતો અને પોતાની કરવા તવળતો હતો તેથી, પણ પુટળાંને દેખાડી આપવા કે હવે તે મુમતાઝના મોહમાં મુગઢ વધુ વાર ન હતો. તે હવે તેણીનો એકલીનોજ હતો—તે અણ-ગમતી નહિ પણ ખરેજ મનગમતી મીઠી મોહરદારનો! મુમતાઝ માટેનાં તેનાં પ્યારની ઘડીભરની ઘેલછા તો સદાની કબરવાસ થઈ હતી.

પણ સપલે ધાર્યું કે હવે તો પુટળાં માનતાં માનવાની નહિ હતી. તેણે તે મોહરદારના મધુરા મુખડા ઉપર એક આતુર નજર કરી અને પછી અચાનક ઉઠીને તે તેણીની નજદીક જઈ બેઠો.

"હું તાહરી સાથ વાત કરવા માગુંછ, પુટળાં," તેણે પટામણે સાહદે કહયું, અને તેણીને પોતાથી દુર ખીસતી જોઇને વધાર્યું, "નહિ, તું ચીંતા ના કર. તું ચાહશે તો હું તને અડકશ બી નહિ." તેના અવાજમાં સખત કડવાશનો અંશ હતો. એક વેળા તેજ મધુરી તેને પોતાની સોડમાંજ રાખવા માટે કેવી ઉલટમંદ ને આતુર હતી—હજી તો તે સુખી વખતને ઝાઝા અઠવાડયાંઓ બી વીત્યાં નહિ હતાં અને આજે મામલો કેટલો ફેરવાયો હતો. તેણી તેનાથી કદમો દુર રહેવા ખુશી ને ઇન્તેજાર હતી.

"પુટળાં, હું આજે મુમતાઝ માટે એક વખત તાહરી સાથે વાત કરી લેવા માંગુંછ. એક છેલ્લીજ વખત; અને ત્યારબાદ હું તેણીનુ નામ તાહરી આગળ કદી કાહડશ બી નહિ." સપલે આગ્રહથી કહયું, "માહરી ખાતરી છે કે હું જે કહેવા માંગુંછ તે તો તું માનવાનીજ નથી, પણ હું તુને આગ્રહપુર્વક–ખાતરીભર કહુંછ કે મુમતાઝ મરી ગઇ છે તેથી કાંઇ હું તુને એ કહેતો નથી. આજે જો તે જીવતી બી હતે તો માહરે મન દુનીયાની બીજી કોઇ ઓરતોના જેવીજ તે મામુલી હતે."

પુટળાં નીચી નજરે બેસી રહી હતી. સપલની તે મીનતગુજારી તેણીએ સાંભળી હતી કેમકે બીજો છુટક ન હતો; મગર તેના તે બોલવાએ તેણીના જીગરમાં નવેસરના ડાહમો દીધા હતા.

"જે દીવસે મુમતાઝ મરી ગઇ તેજ રાતે હું તાહરી આગળ એ બધું છાતી ખોલીને કહેવાનો હતો," સપલે આગળ ચલાવ્યું, "તાહરી માફી માંગવાનો હતો, અને નવેસરથી આપણી જીંદગી શરૂ કરવા હું તને કરગરીને વીનવવાનો હતો, પણ કોણ જાણે કે કેમ શું બન્યું હતું તે તુને જણાઈ ચુકયું હતું; અને, તેથી, તું એકની બે થઇ નહિ. હું કબુલ કરૂંછ, પુટળાં, કે હું જ્યારે તાહરી સાથે પરણ્યો ત્યારે હું તાહરી દરકાર, જેટલી જોઇએ તેટલી, ધરાવતો નહિ હતો, પણ હવે––"

"પણ હવે––" પુટળાંએ તેને બોલતો રોકયો, "ઘણું મોડું થયું છે. હુ આજે રાતે તમારી સાથ એટલા માટેજ આવી છું –માહરી એવી ફરજ વિચારી આવી છું કે તમારા વડા ભાઇ આપણા વચ્ચેનો ફીસાદ જાણી જાય નહિ ને તમને ઠપકો આપે નહિ. સાધારણ દોસ્તો

સીવાય હવે કોઇ પણ રીતનો વધતો સંબંધ આપણાં વચ્ચે ચાલુ થઇ શકવાનોજ નથી. આપણને છુટાછેડા મળી શકે એમ નથી, ખરૂંની ? તો પછી આપણે મિત્રોજ તરીકે રહીએ તો ઠીક."

સપલ મોહત જેવો ફીકકો મારી ગયો. પુટળાંએ એટલી તો ઠંડાઇથી, એટલા તો ઠરાવથી અને એટલા તો ભારથી તે શબ્દો કહી સમજાવ્યા હતા કે તેણીના મનના તે મક્કમ નિશ્ચય માટે સપલની ખાતરી સરબસર થઇ ગઇ.

"માઇ ગૉડ, પુટળાં, તું શું એમ ખરેખર કહેવા માંગેછ, કે મને દુઃખી કરવા માટે, માહરી ઉપર વેર લેવા માટે તું એમ કહેછ. યુ ડોન્ટ રીઅલી મીન ઇટ—આગળા બધા દિવસો શું તું ભુલી ગઇ ? માહરે માટે તું કેટલી કાળજી અને પ્યાર ધરાવતી હતી તે શું બધું તું વીસરી ગઇ ? શું તું માહરી દરકાર કરવાનીજ નથી ? હું એ માની શકતોજ નથી—ખમી શકતોજ નથી. ઓ ! ખુદાને ખાતર કહે કે તું એમ કહેવા માંગતી નથી."

સપલના અવાજમાં દુઃખની વેદના સ્પષ્ટ જણાઇ આવતી હતી. તેની આંખો કાકલુદીભરી અને દયામણી બની ગઇ હતી. પુટળાંએ તેના ભણી જોયું નહિ. તેણીને માત્ર એટલુંજ યાદ આવ્યું કે તેણે એક પરાઈ ઓરતને એક વેળા હદથી જ્યાદા જાનોજીગરથી ચાહી હતી અને આજે તે ઓરત જીવતી નહિજ હોવાને લીધે તે તેણીને વટારતો આવ્યો હતો. તેણીએ નીચીજ નજરે તેને જવાબ કર્યો, "હું દીલગીર છું. હું તમને દુઃખી કરવા માંગતી નથી. પણ એ તો ખરૂં છે કે હું જે કહુંછ તે કરવાજ માંગુંછ."

તેઓ બન્ને ચુપ થઇ ગયાં. સપલ તરફ જોવાની પરવાહ તેણીએ કરી નહિ. તેણી તેના જીગરને જખમાવવા, તેની લાગણીઓને દુઃખવવા, એક વેળા જેમ તેણે તેણીને રંજાડી, સંતાપી અને જળાવી હતી તેમ તેને પણ આજેર્દ કરવાના ખયાલથી આમ ઠંડાઇથી બોલી ગઇ હતી. તેણી ખુશી થઇ કે હવે તેણીને કોઈ રીતનું ખમવાનું નહિ હતું! તેને માટેનો એક વેળાનો તેણીનો ઉકળતો પ્યાર તેઓ વચ્ચેના વિયોગથી ઠંડો થઇ ગયો હતો. સપલને તેણીના શબ્દોથી ખરેખરજ દીલમાં લાગ્યું હશે કે તે માત્ર ઢોંગજ કરતો હતો એમ વળી તેણી વમાસણમાં પડી.

સપલ કાંઈ પણ બોલવા વગર ઉઠીને પાછો બીજે નાકે જઈ બેઠો હતો અને છેક મુંબઇ આવ્યું ત્યાં સુધી તેઓ વચ્ચે પાછી કંઇ પણ વાત થઇજ નહિ.

સપલ તેણીને હોટલ મેજેસ્ટીકમાંજ પાછો લઇ ગયો. તેણીને માટે રૂમ્સો રોકયા અને પછી પોતે જવાની રજા ચાહી.

"તમે અહીં નથી રહેવાના કે?" તેણીએ સહજ અચરતાથી ચમકીને સપલને સવાલ કર્યો.

"નહિ, મને લાગ્યું કે તુને તે નહિ ગમશે હું માહરા રૂમ ઉપરજ જાઉંછ. જો માહરી જરૂર પડે તો હું ત્યાં છેઉં—"

"વૅરી વૅલ," પુટળાંએ શેકહેન્ડ માટે બેદરકારીથી પોતાનો હાથ લંબાવતાં કહયું, અને સપલ—ગરીબ બાપડો સપલ કોઇ પરાઈ ઓરતને શેકહેન્ડ કરતો હોય તેમ તે પોતાની પરણેતરને શેકહેન્ડ કરી ત્યાંથી હારેલો, મારેલો, નાશાદ, નામુરાદ ચાલતો થયો.



———:o:———

# પ્રકરણ ૨૪.

સપલનાં ગયા પછી આખી રાતની હાકેલી અને વગર ઉંઘથી બેરાઇ રહેલી પુટળાંએ થોડોક વખત સુઇ ઉંઘવાની કોશેશ કરી જોઇ, પણ તેણીની આંખ લાગીજ નહી તરેહવાર કરભાગ કરતા વિચારોથી તે મધુરીનું મગજ ચંચળ અને ચકભ્રમ બન્યું હતું,

તેણી પ્રચ્છતી થઇ હતી કે તેણી મુંબઈ આવીજ ન હતે તો ઠીક થતે. તેણીને અહીં ઘસડી લાવવા માટે પોતાને ફુસલાવવા સારૂ સપલને ધીક્કારવા લાગી; પોતાને અહીં આવવા લલચાવવા માટે સપલને આડકતરો ટેકો આપવા, તેણીને પટામણો આગ્રહ કરવા માટે તેણી પોતાની સહી મેહેરાં મસાનીને પણ તીરસ્કારવા લાગી. વળી સપલ માટેનો તેણીનો ગુસ્સો ને ધીટકાર એટલા થકી જાસ્તી વધ્યો કે તે મુંબઇ આવ્યા પછીથી તેણીને આવ હોટેલમાં એકલી છોડીને ચાલતો થયો હતો. તેણીનેજ રાજી રાખવાના એક પુરા ખયાલ માત્રથીજ સપલે આમ કર્યું હતું એમ માનવા તો તે છેડાયલી મધુરીએ ચોખ્ખું નાજ પાડયું. તેણીને ઘણુંજ એકલવાયું અને વસમું લાગ્યું. તેણીની મોહક ચક્ષમો આંસુઓથી તર બની.

"બીજું હનીમુન!" કેવા ફારસ સમાન હતું!

મેહેરાં મસાની શું કરતી હશે; હોશંગ રબાડી શું કરતો હશે અને તેણે જાણ્યું હશે કે તેણી ગઇ હતી અને ક્યાં ગઇ હતી એ ઉપર બીછાનામાં પડી પડી પુટળાં ગૌર કરવા પડી. હોશંગ સાથ થયલા છેલ્લા મેળાપનો સમય તે વ્હાલીએ પરાણે યાદ કર્યો. હોશંગે કહેલા

છેલ્લા શબ્દો તે પાછા બેન સાથ બોલી ગઈ. તે બધી યાદે તે દીલ-બરના જીગરને ગુસ્સાથી ધબકતું કર્યું. તેણી જાણતી હતી કે હોશંગ તેણીને ચાહતો હતો; અને એક પળ તે દીલરૂબા એવા અચરતીભર્યા વિચારમાં નીમગ્ન થઈ કે હોશંગ સાથ જીંદગી ગુજારવી કેવી નીવડે? અને શું તે તેણીનો ભલો અને શુરો રક્ષક થઇ શકે? સપલ કરતાં તો તે ઉમરમાં ઘણો વધુ હતો અને દુનીઆના વહેવારમાં તેમજ બીજી ઓરતોના સમાગમમાં તે જાસ્તી આવેલો હોવાથી સપલ કરતાં તે વધારે થાવકો, કુનેહવાળો અને ખબરદાર હતો. સપલ જે ભુલમાં હજી ગોટાં ખાતો હતો તેવી નાદાનીયતભરી ભુલ તો હોશંગ રૂબાડી કદી નજ કરે.

સાંજે સપલ ફરવા જવા માટે તેણીને લેવા આવ્યો; પણ તેણીએ પોતાને બેચેની હોવાનું બાહણું કાઢી તુરત તેને પાછો વાળ્યો.

બીજે દીવસે તેણી નાસ્તો લઈ રહી હતી તે વખતે સપલ પાછો આવ્યો. તે ઘણો નારાજ થયલો દીસતો હતો અને ખાસ વહેલો ઉઠીને પુટળાંનેજ ખાતર તે હોટલ ઉપર દોડી આવ્યો હતો. તેને તે છેડાયલી દીલબર સાથ કેમ વાત કરવી તે પણ સુઝયું નહી. ગંગેટાઈ ગંગેટા-ઇને તેણે સવાલ કર્યો, "રાતે તું મજાની સુતેલી કે?"

"મુંબઇમાં હું કદી મજાની ઉંઘતીજ નથી." પુટળાંએ અધીરા-ઇથી જવાબ કર્યો.

સપલે પોતાના હોઠો કરડયા. "આઇ એમ સૅારી. હમણાં તું ક્યાં જવાની છે?"

"બાહર કેઠે બી ફરવા."

"હું આઉં તો તુને ગમશે?" સપલે વીનંતીથી પુછ્યું. પુટળાંએ પોતાનાં ખભાંઓ બેદરકારીથી ચઢાવ્યાં.

"તમને ગમે તો આવો."

તે બન્ને ધણી ધણીઆણી થોડોવાર રહીને હોટેલમાંથી બાહર પડયાં. પુટળાં કેટલો વખત સુધી તો ગુપચુપ ચાલ્યા કરી. પછી એકાએક પુછ્યું, "તમારા ભઇની કંઇ ખબર આવીછ કે?"

"નહિ—ને આવવાની કંઇ વકડી બી નથી."

સપલનાં ખંચાઇને બોલાયલા એ શબ્દોએ તે તારૂણીને ચમકાવી.

"હું તો એમ ધારૂંછ કે એવણ ખરેખરજ આવવાના નથી." તેણી એકાએક શંકાથી બોલી પડી.

સપલ કાટગરા ક્રોધનો માર્યો લાલ થઇ આવ્યો.

"પુટળાં, તું શું મને છેકજ જુઠો ને લુચ્ચો માની બેઠીછ," તેણે તીખાસથી પુછ્યું.

પુટળાં એક કઠોર હસવું હસી પડી.

'આઇ એમ નોટ સો શ્યોર." તેણી ધીમેથી બોલી અને તે સાંભળીને સપલને જાસ્તીજ ગભરાટ છુટયો.

"ચાલો, આપણે મી૦ કામાને મળવા જઇએ." પુટળાંએ એકાએક કહયું, "પછી એવણને લઇને લંચ લેવા જઇશું. એવણ હમણા આપણને મળી શકશેની?"

"આઇ થીંક સો, પણ પુટળાં આપણે એકલાંજ એક ટેક્ષીમાં લાંબી ડ્રાઇવ લઇ આવ્યે તો કેમ? મને તે ઘણું ગમશે."

"ઓ પ્લીઝ નો. મને તે નથી ગમવાનું." પુટળાંએ તેની સુચનાનો તુરતજ અસ્વીકાર કર્યો.

સપલ કાટગરા ફફડેલો ખબરેલો તેણીને જાલ ફ્રામાના રૂમ્સ ઉપર લઇ આવ્યો. પણ તે ત્યાં ન હતો.

પુટળાં તે ન મળવાથી ઘણી નીરાશ થઇ ગઇ. "હવે!" તેણીએ સપલને પુછ્યું.

"હવે તું કહે તેમ કરૂં. એ કમબખ્ત કોઇ દહાડે નહીને આજેજ આય ટાઇમે કેડે ઘસડાઇ ગયોછ."

"કોઇ બીજું આપણી સાથ લંચ માટે આવે એવું છે?" પુટળાંએ જરા અચકાઇને પુછ્યું.

સપલે પોતાની પરણેતરના ચેહેરા ઉપર ઠપકા અને કડવાસની એક નજર કરી.

"તુંને માહરી સાથ એકલું ટાઢ વાયેછ શું?" તે બોલ્યો.

પુટળાંએ સપલ ઉપરથી પોતાની નજર ફેરવી નાંખી

"કોઇ હોય તો ઠીક. જરા સોવાય."

"તે માહરી કંપની તને શું એટલી ડલ લાગેછ એમ!"

તેણીએ કશો જવાબ કર્યો નહી.

"પુટળાં, આપણા અદરાયા પછી શું વખત એટલો બધો ફેરવાઇ ગયોછ." સપલે ગુસ્સાથી પંચ્યારો કર્યો, "ત્યારે તો તું માહરી સાથે એકલી પડવા ને ફરવા ટવળતી હતી. કોઇ ત્રીજા માટે જરા બી આર્જુ ધરાવતી નહી હતી."

"હવે તે વખત રહયો નથી—બીજું શું ?" પુટળાંએ બેદરકારીથી ચોખ્ખો મુકયો.

"માહરા ખુદા ! તું તાહરું વેર વ્યાજ સીકકે વસુલ કરતી લાગેછ. પુટળાં, તું આટલી ફત્તેહમંદીથી માહરી ઉપર બદલો લઇ શકેછ એ જાણે હું માની શકતોજ નથી."

"તમે એવી બેવકુફ જેવી વાત ના કરો." તેણીએ અધીરાઇથી પગ ઠોકીને કહયું, "તેથી કંઇ લાભ થવાનો નથી. તમે જેમ ચાહયુંછ તેમ મેં કયું છે. મેં તમને પહેલેથીજ ઠોકી ઠોકીને કહી રાખ્યુંછ કે કશાં બી વધુની આશા રાખતા ના."

જરા વાર તેઓ ચુપજ રહયાં.

"આઇ એમ સૉરી," સપલે પોતેજ અંતે નમતું આપ્યું.

તેઓ પછી પાછાં હોટેલમાં આવ્યાં, અને લંચ લઇને સપલ પાછો પોતાની પરણેતરથી છુટો થયો.

"સાંજે હું આઉં ?" તેણે જતાં જતાં માંગી લીધું. "આપણે કેથે સીનેમામાં જઇશું. તાહરો વખત તેમાં નીકળી જશે."

"માહરો વખત તો એમ બી જાવછ," પુટળાંએ અણુકાથી કહયું.

સપલને બહુ લાગી આવ્યું. તેણે ઠપકાથી પોતાની પરણેતર તરફ જોયું. તેણી બેદરકારીથી પોતાની ખુરસીમાં બેસી રહી હતી, જાણે સપલમાં કે તેની વાતમાં તેણીને કશોજ રસ કે ઉત્સાહ ન હોય એવી રીતની નસોસ અને નફકરી.

સપલ વધું કંઇ પણ બોલ્યા વગર ત્યાંથી ચાલતો થયો.

સપલે રસ્તામાં ચાલતાં ચાલતાં પોતાના કીસમતને હજારો કડુઆઓ દીધી. ઓ ! તેણે કાંય એવી દીવાની ઘેલછાઓને આધીન થઇને પોતાની આખી જીંદગીના સુખનું સત્યાનાશ વાળી નાખ્યું હતું. પુટળાં કેટલી સુંદર હતી ! પુટળાં કેવી એક ચાહવાજોગ પુટળી હતી ! સપલ તેણીને જીતીને વશ કરી લેવા કેવો ટવળતો હતો. તે વ્હાલી મધુરીને હસ્તી જોવાઃ તેણીનું મન મનાવી લેવાઃ તેણીની દીલચસ્પ આંખોને પાછી અસલની માફક નીર્દોષ આનંદથી ચમકારા મારતી જોવા તે કંઇ બી કરવા તૈયાર હતો. શું તે વ્હાલી દીલબર હવે કદી કદી બી સુખથી ને આનંદથી તેને મળવાની કે તેની સાથ વાત કરવાની હતીજ નહિ ?

મુમતાઝની મહોબ્બતના દિવસો હવે તેને તુચ્છ લાગવા લાગ્યાઃ તેને તે કરરાજી અને નફરત સાથજ યાદ આવતા હતા. તે મુમતાઝનો નહિ પણ મુમતાઝના નયનોના કામણનો, મુમતાઝના આંજી નાખનારાં નખરાંઓનો શીકાર બન્યો હતો, તે હવે તે પ્રગટ જોઇ શકયો. મુમતાઝ સાથ બશર કરેલી તે થોડા સમયની અકુદરતી પ્રેમાળ જીંદગી માટે હવે તે ખરાં દીલથી પસ્તાતો હતો. હવે તે સાફ અંતઃકરણથી, શાંત સુખની તમન્ના રાખતો થયો હતોઃ તે સંસારી શાંત સુખ કે જેને તે એક વાર નાદાન બનીને તુચ્છકારતો હતોઃ પુટળાંના ભરથાર તરીકેનું ખરૂં સંસાર સુખ ભોગવવા તે ટળવળી રહયો હતો—જીંદગીની એક પુરી તેની તે ઇચ્છા થઇ પડી હતી. પુટળાંને મનાવી લેવા, તેણીની ખમવી પડેલી હાડમારીઓનો બદલો ચક્રવતી બ્યાજ સહીતના સુખ સાથ વાળી આપવા તે ઉત્સુક બન્યો હતો.

તે સાંહજે તે દીલબરને સીનેમામાં આવીને લઇ ગયો અને શો ખલાસ થવે તેઓ બાહર પડયાં ત્યારે વરસાદ ઝરમર ઝરમર પડતો હતો.

"હવે આપણે ઘરેજ જઇએ તો ઠીક," સપલે સુચવ્યું.

"ઘરે!" પુટળાંએ સપલ તરફ અજાયબીથી જોઇને પુછયું, "હોટલમાં તમે કહેવા માંગતા હશો."

"હા, સીવાય કે તું માહરા રૂમ્સો ઉપર આવવાની દરકાર રાખતી હોય," સપલે જરા ગંભેટાઇને કહયું, "ત્યાં બી બહુ મજાનું છે. દરેક સગવડ છે."

એક પળ પુટળાં અચકાઇ અને તે જોઇ સપલે ધડકતે જીગરે ઇચ્છયું કે તે વ્હાલી તેની તે સુચના સ્વીકારે; મગર બીજીજ પળે તેણીએ પોતાનું માથું નામાં ધુણાવ્યું.

"આઇ ડોન્ટ કેર ટુ ટેંક યુ. હું હોટલમાંજ પાછી જવા માંગુંછ."

સપલ કાંઇ બોલ્યો નહિ. તેણે એક ટેક્ષી બોલાવી અને તેમાં તેઓ ગોઠવાયાં.

"હું તમારા રૂમમાં આઉં, જો તમે મને એક જવાબ બરાબર આપો તો—" પુટળાંએ ટેક્ષી ગબડતી થતાં અચાનક પુછયું.

સપલ જરા ચમકયો. તે ફીકકો મારી ગયો.

"પુટળાં, તું જે બી પુછશે તેનો હું જવાબ દેવશ. ખુદાને ખાતર માહરી ઉપર દયા લાવ ને—"

"મુમતાઝ તમારા રૂમ ઉપર કદી આવી'તી કે?" તેને બોલતો અટકાવીને ધ્રુજતા સાહદે પુટળાંએ સવાલ કર્યો.

સપલે પોતાની આંખો ઉપર પોતાના હાથો ઢાંકી દીધા. કોઇએ તેના દીલમાં ડાહમ માર્યો હોય તેમ તે ચમક્યો. મુમતાઝનું નામ તે સાંભળવા માંગતો નહિ હતો અને તે પુટળાંનેજ મોહડે સાંભળીને ઘણો દુઃખી થઇ ગયો.

"હા," તે બોલ્યો, "તે આવી'તી," અને તેણે પુટળાં તરફ જોયું, "પુટળાં, પુટળાં, તું માહરી તરફ એમ ઠપકાથી ના જો. મને એટલો ના ધિક્કાર," તેણે કરગરીને આજીજીઓ કીધી, "તે તદન જુદીજ જીદગીએ જીવતી હતી તે જીંદગીનો તો તને વિચાર માત્ર પણ આવી શકવાનો નથી. તે અને તાહરામાં આસમાન અને જમીનનો તફાવત છે. એ એકટ્રેસોને કંઈ મર્યાદા કે મલાજાહનું ખાસ ભાન રહેતુંજ નથી. તેઓ દીલ ચાહે તેમ વર્તવા પોતાને છુટી માને છે. મુમતાઝ માહરે ત્યાં આવતી હતી; પોતાની સહી મીતીઓને બી લાવતી હતી અને અવારનવાર માહરે ત્યાં ચાહપાણી પણ લેતી હતી. મેં તને હમણા માહરા રૂમપર આવવાની એટલાજ વાસ્તે કાકલુદી કીધી, પુટળાં, કે તું જો ત્યાં આવે તો હું જે ભુલી જવા માંગુ છું તે આસાનીથી ભુલી જઇ શકું. શુ તું આગળું ભુલી શકવાનીજ નથી? શું તું મને માફ કરવાનીજ નથી? મને માફ કરવાની તજવીજ તો કર પુટળાં, હજી તો આપણને વર્ષો તુલીક જીવવાનું છે, અને એમ એકમેકથી વીખુટાં, અબોલ્યાં આપણે જીવીજ કેમ શકીશું. પુટળાં, તું પાછી હસ્તી બન; મને માફ કર; ગઇ ગુજરી ભુલી જા."

સપલની આંખોમાં તે બોલતાં આંસુઓ ભરાઇ આવ્યાં હતાં. તેણે તે દાબી દેવા પોતાના હોઠો પીસીને લોહી ઝઝળતા જેવા કરી મેલ્યા.

પુટળાં નીચી નજરે પોતાના હાથો ખોળામાંજ રાખીને બેસી રહી.

"મને કેવું લાગ્યુંછ તેનો તમને ખ્યાલ ક્યાંથી હોય," તેણી ઠંડા-ઇથી બોલી. "જે વેળા હું એમ ખાતરીથી માનતી હતી કે તમે મને ચાહતાજ હતા અને તેમાં મને મેં જ્યારે ઠગાયલી જોઇ, ત્યારે માહરા દીલમાં શું નું શું થયુંછ તે તમે શું જાણો ? પણ હવે તે બધું મીટી ગયુંછ. તમને જો હમણા ઘણુંજ લાગતું હશે તો તે બી માહરીજ મુઆફિક વખતના વહેવા સાથ લાગતું બધ થશે. આપણે જુદાં રહીને પણ જીંદગીને શાંતી ને સુખમાં પસાર કરી શકશું. ઘણાં જોડાંઓ તેમ કરેછ."

સપલને કંઈ પાછું કહેવાની તક મળે તે અગાઉ ટેક્ષી હોટલમાં આવી ઉભી. અને તેઓ ઉતરીને અંદર ગયાં. જાલ કામા ત્યાં તેઓ માટે ખોટી થતો હતો. તેને જોઇને પુટળાં ઘણી ખુશી થઈ, તેઓએ તેને ડીનર માટે રોકી રાખ્યો. અને જાલ કામાની હાજરીને લીધે તે ત્રણેએ ભરી ભુખે કાંઇક ખાધું. જાલે પોતાની વાતનું ગાડું ગબડતું રાખ્યાજ કર્યું. અંતે જાલ જવા માટે રજા લેવા ઉઠયો. ત્યારે તેણે એક છબરડો કર્યો. પુટળાંને તેણે હેતભરી ગુડનાઇટ ઇચ્છી અને પછી સપલને પણ તેમજ કરવા ગયો.

સપલ કાટગરા તે જોઇને ગુસ્સા ને ગભરાટથી લાલ ચણોટી જેવો થઇ ગયો.

"હું અહીં નથી રહેતો. ચાલ, તાહરી સાથેજ આવુંછ," તે બોલ્યો

"યુ આર એ સીલ્લી ફુલ," હોટલમાંથી બાહર પડતાં સપલે જાલને ભણીજ ખાધો. "તું શું બધા છબરડા કરતો ફરેછ ?"

"માઇ ડીયર ફ્રેલો, આઇ થૉટ ઇટ વૉઝ ઑલ રાઇટ. હું તો જાણું કે બધું બરાબર થઇ ગયુંછ. આઇ એમ ઑફુલી સૉરી."

"શું ધુલ બરાબર થાય! બરાબર બીલકુલ થાય એમ લાગતુંજ નથી," સપલે ખીજવાઇને કહ્યું, "ઉલટું મને જાસ્તીજ હડધુત, હાડમાર ને અપમાન કરેછ, પણ જાલ તું ખુદાને ખાતર કંઇ બીજી વાત કર."

જાલ કામા વિચાર ને મુઝવણુંમાં પડી ગયો. એ ધણીધણીઆણી વચ્ચે દોસ્તી થઇ જવા માટે એટલો બધો તો ખાતરીમંદ હતો કે આ જાણીને તે ચમકી ગયો. નવસારીથી આવ્યા પછીથી સપલ તેને મળ્યો ન હતો કે ન તો તેનામાં વિશ્વાસ મુકીને લખ્યું હતું. વળી પુટળાંને ખુશ અને હસતી જોઇને તેણે પોતાના મતને ખરૂંજ માની લીધું હતું, કે જ્યારે ખરેખર તો તે રૂપસુંદરી તેનેજ મળવાના આનંદથી એટલી ખુશી દીસી હતી.

"આય નખ્ખોદગીયો વરસાદ શું કહેવા માંગેછ," જાલને બીજી કંઈ વાત કરવાનું ન સમજ પડવાથી કંટાળાથી કહ્યું, "ઘણીજ ખરાબ વેધર છે નહિ?"

"ડેમ ધ વેધર," સપલે છેડાઈ પડતાં બખાળો કાઢયો.

---

## પ્રકરણ ૨૫.

---

ચાર દીવસ એમ ગબડી ગયા, પણ મહાન મેહેરનોશજી મુંબઇમાં આવી પુગ્યા નહી. કલકતાથી મુંબઇ આવવા ઉપડેલા તેવણ પોતાના એક મિત્રને ત્યાં પુને અણધાર્યા અને અચાનક ઉતરી પડયા

હતા; અને ત્યાંજ આટલા દીવસો તોડી પડયા હતા. સપલને તારથી એ ઢીલ માટેની ખબર તેવણે પુગાડી હતી, અને સપલ તે ઉપરથી જાલ કામા આગળ ખુબ ફૂફૂડી ઉઠયો હતો.

"એવણુ પુનામાં મજાહ મારેછ, ને અહીં માહરી કમબખ્તી જાગીછ," તે બોલ્યો, "ઘણુ બી સમજાઉંછ પણ પુટળાં માનતીજ નથી. હવે તો કહી કહીને એમજ કહેછ કે બાઇ આવવાનાજ નથી ને આવવા હોંગકોંગથી ઉપડયા બી નથી. મને તો પુટળાં એક સૌથી મોટો જુઠો માનેછ."

"નોનસન્સ," જાલ કામાએ તેને વાહી કાઢવાની કોશેશ કરી. તેણે એ છેલ્લા ચાર દીવસોમાં તે વરબૈયર વચ્ચેનો વહેવાર બારીક નજરે જોયો હતો અને તે જોઇને તે ભલો મિત્ર મનથી ખરેખરજ મુંજાયો હતો તેણે જોયું હતું કે પુટળાં ખરેખરજ સપલ સાથ ઘણી ઘાટકી કીસમે વરતતી હતી. જાણે તેને માટેનો તેણીનો તમામ પ્યાર સરબસર મરીજ ગયો હોય તેમ તેણી સપલ સાથ વાત કરવાજ મુતલગ માંગતી નહી હતી; અને તેને પોતાના ડોળાના વહાર ઉપરજ રાખતી. સપલ તે બધું જોઇ જોઇને મુંજાતો જતો હતો. તે બાપડાની દશા બહુજ કફોડી હતી.

"મેહેરનેશજી આવ્યા પછી બધું સરખું થઈ જશે," જાલ કામાએ સપલને ધીરજ આપતાં કહયું.

સપલે નાખુશીનો એક હુંકારો પુર્યો.

"ચાલ, હવે અહીંથી જતે," જાલ બોલ્યો, "આજે બપોરે તો પુટળાં સાથ લંચ લેવાનુ આપણે બન્નેએ કબુલેલું છે."

"તે મને ખબર છે; પણ બળી ગયું ખાવાનું. મને કોણ જાણે જોઇને એને શું થાયછ. સહવારની શોપીંગે કહ્વાવાની હતી. મેં સાથે જવા માંગ્યું તો મને એવો તરકડો જવાબ આપ્યો કે માહરૂં માથુંજ ફરી ગયું," સપલે કહયું. તે છેલ્લા ચાર દીવસોમાં જાલની આગળનો આગળજ રહેતો હતો. પુટળાં તેને નફરતથી બીલકુલ કોહું નહી આપતી હોવાથી તે દીલનો બળેલો જળેલો જવાન તે પોતાના મિત્રની આગળજ આવીને વખ્ત કાઢતો હતો. એકલું પડવા કે કોઇ બીજાની કંપની કરવા તેને બીલકુલ ગમતું નહી હતું.

જાલના રૂમમાંથી નીકલીને તેઓ કોલાબે સપલના રૂમમાં આવ્યા.

"જાલ, મેં તે દાહડે પુટળાંને અહીં આવવા આગ્રહ કર્યો," સપલે પોતાના રૂમમાં દાખલ થતાં વાત છેડી. "પણ તેણીએ સાફ પાડી."

"કાંય ના પાડી?"

"કારણ કે મુમતાઝ અહી આવી હતી," સપલે જાલ ઉપરથી પોતાની નજર ફેરવી લઇને શરમીન્દગીથી કહયું, "એમાં પુટળાંનો વાંક હું જોતો નથી. એ બધું કેમ બન્યુંછ તે એ કદી સમજવાની નથી. માઈ ગોડ! ખરેખર તો એ બધું કેમ બની ગયુંછ તે મને પોતાને પણ હયરત કરેછ."

જાલ કંઇ બોલ્યો નહી. તે ગુપચુપ પોતાના મિત્ર પછવાડે ચાલ્યો.

"આય નેહેસ્ત રૂમ હું ખાલી કરી નાખશ," સપલે ખળભળાટથી પોકાર્યું, "ભાડું બી ઘણુંજ છે ને એ જો અહીં નહી આવે તો——"

તે બોલતો અટકી ગયો, અને પોતાની હેટ એક ટેબલ ઉપર પટકીને એક ખુરસીમાં ફસડાઇ પડયો.

"તું છેકજ મુર્ખો ના બન, સપલ," જાલે કહયું. પણ સપલની બાવરી ચસકી હતી. તેણે જાલને તેનું કામ કરવાની છેડાઇને સુચના કરી અને જાલ તેથી ચુપજ રહી ગયો.

મટલો આ વખતે એક ટેલીગ્રામ લઇને ઓરડામાં આવ્યો.

"આય તમારો તાર છે, સાહેબ." તેણે તે સપલને આપતાં કહ્યુ.

સપલે તે પરબીડું ખોલ્યું અને તે તાર વાંચ્યો.

"આજે રાતે મુંબઇ આવું છું. વીકટોરીઆ ટરમીન્સ ઉપર આઠ વાગે મળજો."

સપલ તે વાંચીને એક વિચિત્ર હસવું હસ્યો.

"મહાન મેહેરનોશજીનો છે કે?" જાલે પુછયું.

"હા." સપલે તે જાલને આપતાં કહયું.

"કમ ઓન, પુટળાંને ખબર આપવા જાઇએ," સપલે ખુરસી માંથી ઉઠતાં કહયું.

"તાર સાથે લઇ લે. એને બતાવવા જોઇશે."

તે બન્ને મિત્રો ત્યાંથી નીકળીને હોટેલ મેજેસ્ટીક ઉપર આવ્યા. પુટળાં હોટેલમાં નહી હતી. ખબર કાઢતાં માલમ પડયું કે તેણી તો આજે સહવારનાં બહુ સકાળેથી કોઈ પારસી ગ્રહસ્થની સાથે ગઈ હતી, અને જતાં જતાં પોતાના રૂમનાં વેટરને કહેતી ગઇ હતી કે તેણી આજે કોઇને મળનાર નહી હતી.

"આજે કોઇને મળવાની નથી એટલે!" સપલે ગુંચવાઇને ( વેટરને પુછ્યું.

"મીસીસ કાટગરા જે બોલ્યાં તે હું તમને કહુંછ, સાહેબ. તેવણ કોઇ મી૦ રૂબાડી નામના જેનટલમેન સાથ ગયાંછ એટલું કહેવા મને કહી ગયાંછ."

સપલ મોત જેવો ફીકકો મારી આવ્યો. જાલ કામાને તે જોઇને અણહદ લાગી આવ્યું. સપલ કાટગરા માટે આ પહેલીજ વાર તે ભલો મિત્ર અણહદ ગમખ્વાર થઇ ગયો. સપલ જાણે એકાએક બીમાર પડી ગયો હોય અને ઉમરમાં વધી ગયો હોય તેવો થઈ ગયલો લાગ્યો. તેણે પોતાના હોઠો પીસીને પોતાની સઘળી હીમતને એકઠી કરી.

"ઓ! ઓલરાઇટ—ઠેંકસ. ઠેંકસ વેરી મચ." તેનો સાદ ખોખરો અને ન સમજાય એવો નીકળ્યો. તે ઉંઘમાંજ ચાલતો હોય એમ હોટેલમાંથી બહાર આવ્યો ને જાલ પણ તેની પુઠે ઘસડાયો. તે ક્યાં જતો હતો તેનું ભાન તે વેળાએ તેને નહી હતું. જાલે તેનો હાથ પકડી તેને રોકયો ત્યારે તે અતી ઘણો ચમકયો.

"શું છે? ઓ, યસ. ચાલો હું આયો." તેણે જાલ સાથ ચાલવા માંડયું, પણ તે ઉશકેરાયલો જવાન એટલો ઝડપથી ચાલવા લાગ્યો કે જાલ તેની સરોબર ચાલી શકયો નહી.

"બાપુ, જરા આસતે ચાલ. માહરાથી એમ દોડાતું નથી."

સપલ જરા ધીમો પડયો અને ગુસ્સાથી જળી જતી ચશમોએ પોતાના મિત્ર તરફ જોવા લાગ્યો.

"એ નાપાકના દીલમાંના એકેએક હાડકાં હું ભાંગી નાખશ," તે ઝનુનથી ઘેલો બનેલો જેવો પુકારી ઉઠયો. "માહરી વાઇફ સાથ એમ છુટ લેવાની એ સરકશી કરેછ તેનો નતીજો હું એ બદમાશને બરાબર બતાવશ. પુટળાં, કાંય મને દુરનો દુર રાખેછ તે હવે હું સમજ્યો. આપ હોશંગ રબાડી ઉપર એ કુદેછ. મને લાગેછ કે એજ ચંડાળ એને માહરી સામે ઉશકેરી આપેછ. મેહેરનોશજીનો એ ફ્રેન્ડ છે એટલે એ પોતાને માહરાથી ઘણો ચઢ્યાતો સમજેછ. પણ હું એના ભોભરાં ભાંગી નાખશ; હું જરૂરજ—" તે ઉશકેરાઇને એટલું મોટેથી બોલવા લાગ્યો કે આજુબાજુ ચાલતાઓ પણ અટકી જઇને તેઓને અજાયબીથી જોવા પડયા.

"આસતે બોલ, સપલ. ડોન્ટ બી સો હેસટી. પુટળાં એ રબાડી સાથ ફરવા ગઇ તેમાં એટલું બધું બુરૂં વિચારી લેવાનું કંઈ ઘણુ નથી. હાલ તુરત તો એને શકનો લાભ આપ."

"પુટળાંએ મને લટક આપીછ. એણે તો મને મળવાનું વચન આપ્યું હતું. એને માહરાં કરતાં હોશંગનું વધારે લાગતું લાગેછ નહી તો એ નાપાક સાથે જાયજ શાંની." સપલનો ગુસ્સો દર પળે વધ્યોજ જતો હતો. તેનો ચેહેરો બધો ઉશકેરાઇને લાલચોળ થઇ આવ્યો હતો. સપલને આટલો બધો અદેખો પડેલો જોઇને જાલ ફામા ઘણો અજબ થયો. સપલની હંમેશની ખાસીયત તો કાંઇ જુદીજ હતી. તે મતલબી હતો, હદ વગરનો મતલબી પણ તે છતાં તે દીલનો તો ઉદાર હતો. તે ઘણું ઘણું ભુલી જઇ અને માફ કરી શકતો હતો.

જાલના ચહેરા ઉપર અજાયબીનું હાસ્ય, તેથી, જરા ફેલાયું.

"તું હસેછ, નહિ ! તું ને ગીલગીલ્યાં છુટેછ ? મને એમ લાગેછ કે તું એમ ધારતો હશે કે મને વાજબીજ શીક્ષા થાયછ—અને હા— એ ખરૂંખી તેટલુંજ છે. પણ, જાલ, એ માહરાથી ખમાતું નથી. હું કસમ ઉપર કહુંછ હું એ ખમી શકતો નથી." સપલના સાદમાં દુઃખનો ખરેખરો અંશ હતો એમ જાલ પ્રગટ જોઇ શકયો. સપલ અદેખાઇ અને ગુસ્સાથી બેબાકલો મારી આવ્યો હતો.

"ચાલ, આવ, આપણે કંઈ ડ્રીંક લઇએ," જાલે કહ્યું. "માહરી જીભ સુકાયછ."

સપલને કાંઇ ડ્રીંક લેવાની મુતલ ઇચ્છા હતી નહિ. તે હોશંગ રબાડીને તરેહવાર એલફેલ ચોપડતો એક રેસ્ટોરાંમાં ગુસ્યો. જાલે તેને બોલવાજ દીધો, તેનો ઉભરાતો ગુસ્સો ખાલીજ થવા દીધો. થોડે વારે સપલ જરાક શાંત થયો અને પોતાનું માથું પોતાના હાથોમાં ખોસી દઇને વિચારમાં બેઠો. તેનો આંધળો ગુસ્સો હવે કાબુમાં આવી ગયો હતો; અને તેની જગ્યા અણુહદ નારાજી અને નામુરાદીએ લીધી હતી. જાલે તેને બોલાવ્યો, પણ તેણે કશા જવાબો કર્યા નહિ.

સપલની ખાહેશથી તે બન્ને મિત્રો પાછા હોટલ મેજેસ્ટીક ઉપર આવ્યા અને ત્યાના દરબાન પાસ ખબર કાહડતાં માલમ પડયું કે પુટળાંને હોશંગ એક ટેક્ષીમાં કોલાબાના સ્ટેશન ઉપર ગયાં હતાં. વળી તે ટેક્ષીનું નંબર તે હોટલને લગતીજ હોવાથી તુરત સપલને મળી ગયું અને ટેક્ષીના નજદીકનાજ સ્ટેન્ડ ઉપર નજર કરતાં તે ગાડી પણ ત્યાંજ નજરે આવી ગઇ. તે ટેક્ષીના શોફરને પુછતાં તેની વધની ખાતરી

થઈ કે તેઓ કોલાબાના સ્ટેશનજ ઉપર ગયાં હતાં અને સહવારના ઉપડતી ફ્રાસ્ટમાં તેઓ નવસારી ગયાં હતાં. હોશંગને ફ્રસ્ટ ક્લાસની ટીકીટો કહડાવતો તે શોફરે જોયો હતો. આ સમાચાર સાંભળીને સપલ તો સાવ સકમબકમ બની ગયો. જાલે તેનો અવતાર બેઅવતાર જોઇને તેને તેજ ટેક્ષીમાં બેસાડી દીધો અને તેનાં રૂમ ઉપરજ લઇ આવ્યો.

"જાલ, પુટળાં, શું ચાલી ગઇ?" તેને રૂમમાં આવીને એક ખુરસી ઉપર ફસડાઇ પડતાં અગાધ ગમીથી પુછ્યું.

"નહિ, નહિ. એ બનવાકાળ નથી." જાલે બહુ ઉતાવળે તેમ માનવા ના પાડી.

"એ ચાલીજ ગઈછ," સપલ પાછું બોલ્યો, "મને લાગેછ કે એ ચાલીજ ગઇછ. મને વાજબીજ સજા કરતી ગઈછ. એને હું લાયક છું એમાં તો શક નથી." તે જરા અટક્યો અને પછી વધાર્યું. "વેલ, એણે માહરી ઉપરે બ્યાજ સીકકે વેર લઇ લીધુંછ અને, તેથી, એ બેશક ખુશીજ થતી હશે."

કોઇએ તેનાં દીલમાં છરી ભોકી દીધી હોય એમ સપલ તડફડવા લાગ્યો. તેનું આખું જીગર દુ:ખથી કળકળી ઉઠયું. આખી જીંદગીમાં તેણે આવું ભયંકર દુ:ખ અનુભવ્યું નહિ હતું. મુમતાઝની લટક વખતે ને પુટળાંના તે પછીના હડધુત અને અપમાનો સમયે તે કદી આજના જેટલો આજોર્દ થયો નહિ હતો; કદી તેની મગરરીને આવો મરણતોલ ફટકો પડયો નહિ હતો; પરંતુ આ—તે પુટળાંને ચાહતો હતો—તેણે હવે જાણ્યું હતું કે તે પુટળાંને દીલના દીલથી ચાહતો થયો હતો: તે મ્હુરી અણુગમતી નહિ પણ તેને અણહદ મનગમતીજ

હતી; બીજી પ્રાઇપણ ઓરત કરતાં તે તેણીને લાખો અને કરોડો ઘણી વધારે પુજ્ય અને વ્હાલી માનતો હતો. તેણે પોતાને લાખો શ્રાપો આપ્યા. તે આંધળો હતો, મુર્ખો હતો, અવિચારી હતો, દીવાનો હતો એમ બધું તે બોલી બબડી ગયો. જે સુખ તેનું હતું, તેનું થવું જોઇતું હતું, તેની આશાને આમ ભ્રષ્ટ થઇ ગયલી જોઇને તે પાગલ જેવો બની ગયો. તેને પોતાના દાંતો ગુસ્સાના માર્યા પીસી મુક્યા, જીંદગી તેને માટે અસહ્ય સંતાપની અને બીલકુલ જીવવા લાયકની રહેલી લાગી નહિ. મહાન મેહેરનોશજી તે રાતે મુંબઇ આવતા હતા એ તો તે ભુલીજ ગયો હતો. તે મોટા ભાઇ માટેનો ખ્યાલ માત્ર પણ તેનાં મનમાં રહયો નહિ હતો. પુટળાં અને પુટળાંજ તેના મનમાં ને મગજમાં રમી અને ઘુમી રહી હતી. તેણીને અત્યારે પોતાની પડખે જોવા: તેણીની હસતી મસ્તીખોર આંખો નીહાળવા: તેણીના મોહક મુખડા ઉપર ફરકતું મધુરૂ હાસ્ય નીહાળવા માટે તે અત્યારે પોતાનો આત્મા પણ વેચી નાંખવા તૈયાર હતો. તે મધુરી એક વખત તેની હતી, સંપુર્ણ તેની; પણ આજે તેણે પોતાની બેવકુફાઇથી અને દિવાનાપણાથી તેણીને સદાની ખોહી દીધી હતી. તેણે આંખ વીંચીને ફેંકી દીધેલો તે અમુલ્ય ખજાનો એક બીજો ઘણી ખુશાલ ઉપાડી ગયો હતો. સપલ એ ખ્યાલથી પાછો ઉશ્કેરાઇ આવ્યો અને પોતાની બેઠકમાંથી ઉઠીને તે રૂમમાં ખાલી ખાલી ફેરા ફરવા લાગ્યો.

જાલ કામા ત્યાં વાંચવાનો ઢોંગ કરતો બેઠો હતો. તે એક ચોપાન્યાના પાનાં ઉખલાવતો હતો, પણ કશું વાંચવાનું તેને સુઝતું નહિ હતું. સપલનો અનુહદ ગમ અને કકલાટ જાઇને તેના દીલમાં પુષ્કળ લાગી આવ્યું હતું. તે હોશંગને ઓળખતો નહિ હતો. તેને માત્ર તેણે

એકજ મરતબા નવસારી મોદી મીનારમાં જોયો હતો, અને તેટલા ઉપરથી પણ તે એટલું તો ચોકક્સ કલ્પી લઇ શક્તો હતો કે તે જવાન નાદાન ભોળી અને નિર્દોષ પુટળાંને આડે રસ્તે ઉતારી પાડવા જેવો ચલતાપુર્જા તો હતો. આનું પરીણામ તેઓના સંસારના સત્યાનાશમાં આવવાનું હતું એ કરપીણ ખ્યાલ જાલ કલ્પી કે ખમી શકયો નહિ. તે માનીજ શકયોજ નહિ કે પુટળાંનો સપલ માટેનો આંધળો મોહ એટલો જલ્દી અને એટલો સંપુર્ણ મોહતને આધીન થઇ ચુકયો હોય કેમકે તે દીલરૂબા તો સપલને દિવાના હેતથી ચાહતી હતી.

જાલને અકરવકર થતી હતી. સપલનો કકળાટ તેનાથી જોયો જોવાતો નહી હતો. એક ગોળીથી ઘાયલ થયલા શીકારની મુઆફેક સપલ તવળતો ને તરફડતો હતો.

"જાલ," ઘણે વારે સપલ બોલ્યો, 'જરા પુટળાંના હોટલ ઉપર ટેલીફોન કરીને પુછની, કે એ આવીછ ?"

જાલ ચુપચુપ ઉઠયો અને ટેલીફોન કર્યો. મેનેજર સાથ થયલી વાતચીતથી તે વધતો મુજાયલો ને દર્દમંદ બનેલો લાગ્યો.

"સપલ, પુટળાં હોટલમાં પાછી આવી નથી, પણ મેનેજર ઉપર તેનો એક કાર્ડ વાંદરેથી આવ્યોછ કે આજે રાતે બી તે હોટલમાં પાછી આવવાની નથી." જાલે દુ:ખી ચશમોએ તે સ્નાનના સમાચાર સપલને કહી સંભળાવ્યા.

સપલ જાસ્તીજ સકમબકમ બની ગયો. તેના ચેહેરા ઉપરનું લોહીનું ટીપે ટીપું બેમાલુમ થઇ ગયું.

"ઓ,, માઈ ગૉડ !" તે બહુજ કરૂણ અવાજે એટલુંજ પટ-પટયો, અને પાછું પોતાનું મોહું હાથોમાં ઘાંકી દઇને દચકાંઓ ખાવા પડયો.

જાલ શું કરે ? સપલને શું દીલાસો આપે ? સપલને દીલાસો દેવો તમામ મીથ્યા હતો એ તે જોઇ શકયો. તે બાપડાનું જીગર ચીરાઇ ફસાઇને ટુકડા થઇ જતું હતું એ તેના કળ ખાતાં દરેક અવ્યવો ઉપરથી તે માર્ક કરી શકતો હતો. તેની આંખોમાં પણ ઝળઝળ્યાં ભરાઇ આવ્યાં.

"પુટળાં, પુટળાં, એ તેં શું કર્યું ?" તેણે પોતે પણ વેદનાથી વેરાઇ જતાં જીગરે મન સાથ વિચાર્યું, "તાહરો સપલ માટેનો આંધળો પ્યાર કયાં અલોપ થઇ ગયો ?"

તે સપલની નજદીક ગયો, ને તેનો બરડો પ્યારથી પસવાર્યો.

"સપલ, છેકજ નીરાશ બનવાની જરૂર નથી," તે બોલ્યો, "હજી કંઇ ભુલજ થતી હશે. આપણી ખાતરી થાય નહી ત્યાં સુધી—"

"ઇટ ઇઝ નો યુઝ," સપલ સરબસર આશા ગુમાવી દઇને બોલ્યો, 'મને તો ખાતરીજ છે. ઓ માહરા પેદાના કરનાર, હું શું કરૂં ?" તેનો તે ખરા દીલનો કકલાટ જોઇને જાલ તો શું પણ કોઇ પત્થરનાં જીગરનીબી દયા ઉશ્કેરાય તેમ હતું. એક પળ ત્યાં શાંતી ફેલાઇ રહી, પછી સપલ પાછું બોલ્યો, "હું એની પુઠે જાઉં છ. હું જાણું છ કે એ પાછી આવવાની તો નથીજ મગર તે છતાં હું કોશેશ તો કરૂં......ઇટ મે નોટ બી ટુ લેટ—હોશંગ રચ્યાડી—ડેમ હીમ !..." તે અટકી ગયો.

જાલ બોલ્યો; "તું જવા લાયકની હાલતમાં નથી. મને જવા દે. આઇ વીલ ડુ ઑલ આઇ કેન. હું પુટળાંને શોધી કાહડવા આકાશ ને

પાતાળ એક કરશે તેની તુને ખાતરી આપુંછ. જો, સપલ, હજી આપણે કંઇ ભુલમાંજ ગોથાં ખાતાં બી હોઇશું. આપણા અનુમાનો...". તે બોલતો અટકી ગયો કેમકે કોઇએ તે રૂમનું બારણું બાહરથી હલવેથી ઠોક્યું હતું.

એક પળ કોઇએ કશો જવાબ કર્યો નહિ અને પછી તે ઠોકનારેંજ બારણું ખોલીને ઉંબર ઉપર આંવી ઉભું. તે પુટળાં હતી.

જાલ કામાનો દમ બંધાઈ ગયો. તેણે તેણી તરફ ભુખરૂપલી નજરે જોયું; અને પછી તેણી તરફ ધસી જતાં પોતાનો મનને બહુજ કષ્ટીથી રોકી શક્યો.

પુટળાં—મનહર છતાં મોત જેવી ફીકકી પુટળાં—તમામ નિર્દોષ અને બચ્ચાં જેવી સપલ તરફ જોઈ રહી હતી. જાલે જોયું કે તેણીની મનોહર ચશમો તેના ઉપર નહિ પણ સપલ ઉપરજ ચોંટી રહી હતી.

"પુટળાં!" સપલ કાટગરાએ તેણીને જોઇને મોટેથી બુમ પાડી અને પછી તેણી તરફ ધસી ગયો અને તેણીનો હાથ જુસ્સાથી પકડયો. ત્યારેજ તેની ખાતરી થઈ કે તે સ્વપ્નો જોતો નહિ હતો પણ ખરેખર પુટળાંજ ત્યાં આવી હતી.

"પુટળાં," તેણીને અંદર દોરવી લઇ આવતાં સપલ પાછું બબડયો.

જાલ કામા વધુ વાર તે રૂમમાં થોભ્યો નહિ. તે બન્ને તરફ નજર નાંખ્યા વગર સીધો તે રૂમમાંથી બાહર ગયો અને તે ક્યારે ગયો તે તેણે જોયું કે તે બન્નેમાંથી કોઇએ જાણ્યું નહિ. તેની હાજરીજ તેઓ ગોઆ ભુલી ગયાં હતાં. તેણે બાહર નીકળીને બારણું બંધ કર્યું અને તે બારણાનાં બંધ થવાના ખખડાટે સપલને પોતાની બેખબરીભરી બેફામીમાંથી બેદાર કર્યો. તેણે હસવાની તજવીજ કરી.

"આઇ એમ સૉરી. હું તાહરી આશા રાખતો નહિ હતો." તે બોલી પડયો અને પછી તે બોલોમાં સમાયલી હેમકતા માટે પોતેજ લજવાયો, અને તુરત ફેરવી તોલવા વધાર્યું—"પુટળાં, વોન્ટ યુ સીટ ડાઉન, હું તને જોઇને ખુશી છેઉં." તે ચહેરામાં ખરેખર ખુશાલીથી ગોલાબી બની આવ્યો, "ઓ માઈ ગોડ! હું તને જોઇને ખરેખરજ ઘણો ખુશી છું." અને એટલું બોલી તે એક ખુરસીમાં બેસી ગયો. તે ઘણોજ પશેમાન થઇ ગયો. પુટળાં તરફ જોવાની હીંમત તેની ચાલી નહિ. તેણે પોતાનો ચેહેરો પોતાના હાથોમાં છુપાવી દીધો.

પુટળાં મુજાયલી આંખોએ તેના તરફ જોતી ઉભી, અને પછી તેની નજદીક આવી તેને વળગી પડી.

"સપલ !"

સપલે તે વ્હાલીનો નાજુક કર પોતાના હાથોમાં લીધો અને હોઠો સાથ ચાંપ્યો. તે નાહનાં નાજુક આંગળાંઓ, તે નરમ પહોંચો, તે સુંદર નાજુક કાંડી તેણે કીસીઓથી બધી ભરી મુકી.

"મેં તો ધાર્યું કે હું તને કદી પાછી જોવાનોજ નથી. માહરાથી એ ખ્યાલ બી ખમાયો નથી. પુટળાં—ઓ માહરી વ્હાલી, મને માફ કર, મને માફ કર. માહરી હાલત એટલી તો કંગાળ અને દલીદ્રતા ભરેલી થઈ પડેલી હતી કે તેનું વર્ણન હું કરી શકતો નથી. મને માફી બક્ષ, પુટળાં."

પુટળાંની આંખોમાં આંસુઓ ઉભરાઈ આવ્યાં અને તેણીના લબો ધ્રુજી ઉઠયા.

"હું તમને કંઇ કહેવા માગુંછ, સપલ," તેણીએ ધીમેથી કહ્યું.

સપલે તેણીના મોહક મુખડામાં હેભતથી જોયું.

"તું ચાલી જવા માંગેછ એમ તો નહિની. ઓ, તેમ ના કરતી, આહરાથી તે સંખાવાનું નથી. પુટળાં, તાહરા વગર હું દિવાનો જેવો થઇ જાઉંછ," તે તેણી આગળ ગુઠણુમંડીએ પડયો. તેણીને એક ખુરસીમાં બેસાડી દઈ તેણીના ખોળામાં પોતાનું માથું લાબી દઇ દ્રુસકાંઓ ખાવા લાગ્યો, "માફ કર, પુટળાં—મને માફ કર. હુ તને એટલો બધો તો ચાહુંછ કે તાહરી જુદાઇ માહરાથી સહેવાતી નથી. મને પુરતી શીક્ષા થઇછ. મેં તો ધાર્યુંતું કે તું પેલા નાપાક ચંડાળ હોશાંગ સાથ ચાલી ગઇછ ને એ જાણતાં સાથજ હું અર્ધો ઘેલો થઇ ગયલો છું." સપલે પોતાનો ચેહેરો ઉઠાવીને પુટળાં તરફ જોયું.

પુટળાં બધી લાલ થઈ આવી હતી. તેણે સપલ ઉપરથી પોતાની નજરો ખીસાડી નાંખી.

"હું તેનેજ માટે તમને કંઇ કહેવા માંગુંછ." તેણીએ હલવેથી કહયું.

સપલ તે સાંભળીને ઉઠી ઉભો થયો અને તેણી તરફ કાંઇ વિચિત્ર ઢબે જોવા પડયો.

પુટળાં ઉઠીને તેને ગળે વળગી પડી, અને સપલને પરણ્યા પછી આ પહેલીજવાર હેતભરી બકીઓથી તેણીએ તેને ભરી મુકયો.

"ઓ, સપલ, સપલ, હું તો તમનેજ ચાહુંછ—તમારી ઉપરજ માહરો જાન પાંથરૂંછ," અને તે મધુરી એટલું કહી રડવા પડી. તે બન્ને ધણી ધણીઆણી એકમેકને કીસીઓ અને કોટીઓ કરતાં જાણે તુરતનાજ મરાઇને દીલગીર થઇ દોસ્તી કરી પડેલા નાનાં બચ્ચાંઓ હોમ તેમ વળગીને ઉભાં.

સપલનાં આનંદની તો અવધીજ થઇ ગઇ હતી. તેણે પુટળાંને જીુસ્સાભરી ચુમીઓથી ગોયા ગુંગળાવીજ મુકી. તેણીના પ્યાર માટે તે ફરી અને ફરી પોતાની ખાતરી કરવા પાછું અને પાછું તેણે અંકે કરાવ્યું.

"પુટળાં, ખરેખર તું મને માફ કરેછ. ખરેખરજ તું મને હવે ચાહતી રહેશે–છેક છેકના છેડા સુધી," તેણે કંઇ સત્તરમી વખત આ પ્રશ્નો પાછો પુછ્યા.

"હા, સપલ ડીયર, હું તમનેજ એકલાને ચાહુંછ માહરી જીંદગીમાં મેં કદી કોઇ બીજાને ચાહયો નથી અને ચાહવાની બી નથી."

અસહય ખુશાલીનો માર્યો સપલ પાછો તે પ્યારીને બગલગીર થયો અને તેણીની આંખો, ગાલો, હોઠો અને બાલો બધા ચુમીઓથી ભીના કરી મેલ્યા.

"પણ હું તમારી સાથ કંઇ વાત કરવા માંગુંછ," થોડે વારે શાંત થઇને પુટળાંએ પાછું કહયું.

"કહે," સપલે સુચના કરી અને તેમ કહેતાં પણ તેણે તે દીલબરને પાછી અનેક બકીઓથી નવાજી.

"માહરે મી૦ રબાડી વાસ્તે કંઇ કહેવુંછ." તેણીએ પોતાનો હલક બહુ નરમ કરીને કહયું.

"પુટળાં ડારલીંગ, હું એ ચંડાળનું નામ સાંભળવા માંગતોજ નથી."

"ઓ, સપલ, પણ હું શું કહેવા માગુંછ તે તો તમારે સમજવુંજ જોઇશે એ——"

"એ તું વ્હાલી સાથ પ્યાર કરવા જેટલો સરકશ બન્યોછ નહિ?"

પુટળાં કાંઇ બોલી નહિ. સપલે પુટળાંનો ચહેરો પોતા તરફ ફેર-વીને તેણીની આનંદથી ચમકતી આંખોમાં અદેખાઇથી જોયું.

"ખરૂંની ?" તેણે જાણવા માંગ્યું.

"નહિ......પણ...ઓ, સપલ, તું એમ તતરવીખો ના પડી જા. એ આજે સહવારે બડી ફજર મને મળવા એટલા માટે આવ્યો તો કે—કે મેહેરાં બીમાર થઇ ગયલી છે. એણે ધાર્યું કે માહરે તેણીને જોવા ને તેણીની સારવાર કરવા નવસારી એકદમ જવું જોઇએ—અને મને પણ તે વાજબી લાગ્યું. પણ ટ્રેનમાં—" તે મધુરી બોલતી અટકી પડી.

"હં પછી—" સપલે પોતાના દાંતો પીસી મુકતાં અદેખાઇથી પુછ્યું.

પુટળાંએ સપલના નયનોમાં નજર કરી.

"તે બોલ્યો કે—તે બોલ્યો કે—" તે દીલરૂબાએ પોતાનું મોહું સપલની વ્હાલી છાતીમાં સાંતી દીધું અને બોલી, "પણ જવા દે, ડીયર સપલ, તેનું કંઇ નહી, તેનું કંઇ નહી—તેનું કારણ એટલુંજ કે તે થકીજ હું માહરૂં ભીત્તર વાંચવા ને જાણવા પામી, કે મને તું વ્હાલો જોઇતો હતો—હું તાહરાજ પ્યારની પ્યાસી હતી—તુંજ માહરો હૈયાંનો હાર હતો. હોશંગ બોલ્યો ત્યારેજ મેં અનુભવ્યું કે કોઇ માહરી સાથ મહોબ્બત કરે તે માહરાથી ખમી લેવાય એમ નહી હતું—હું તો ખાસ તાહરીજ મહોબ્બતની ભીખારી હતી.

"ઓ, માહરી વ્હાલી," સપલનું દીલ ખુશીથી બાગબાગ થઇ ગયું. તેણે તે મધુરીને અત્યંત હેતથી ચુમી, "હું એને લાયક નથી; પણ—પુટળાં—માહરી મીઠી, માનજે, કે તાહરા જેવી ને જેટલી મેં

મેં બીજી કોઇને કદી ચાહી નથી, કોઇ કોઇની દરકાર મેં તાહરા જેટલી કરી નથી, પેલી—"

"હું તે માનુંછ, સપલ," પુટળાંએ કબુલ્યું, તેણીને તે પળે તે દીવસોની યાદ પસ્તાવા સાથ થઇ આવી કે જ્યારે તેણીએ હોશંગનો ખ્યાલ સપલ કરતાં વધુ કરવાની પોતાના દીલ સાથ કોશેશ કરી હતી, અને હવે તે પાક ખુદાની શુક્રગુજારજ થઇ કે હોશંગેજ આજનો સુખી સમય આણ્યો હતો. સહવારના સકાળેથી તે હોટલમાં તેણીને શોધતો આવ્યો ત્યારે તો તેણી અતિ રાજીજ થઇ ગઇ હતી. તે તેણીથી આકર્ષાયલો એમ દોરબાંધ્યો મુંબઇ ખેંચાઈ આવ્યો હતો એ વિચારે તેણીના દીલને આનંદોમસ્ત બનાવ્યું હતું. મેહેરાંના સીકનેસનું જાણી તેણી તુરતજ તેની સાથ નવસારી જવા મનાઇ ગઇ હતી. ઘણા સુખથી, ઘણા આનંદથી ને કશા પણ સંશય વિના તેણી તેના ભેગી ગઇ હતી. અને પછીથી શું બન્યું હતું તેનો ખ્યાલ માત્ર કરતાં પણ તેણી હાલમાં કમકમતી હતી. તેણે જે કીસમે તે દીલરૂબા આગળ પોતાના ભીત્તરનો ભેદ જાહેર કર્યો, તેણીને જે આજીજીઓ કરી હતી તે બધું મોટા ખીજ-વાટ સાથજ તે મહાગુબને હમણાં યાદ આવ્યું.

હોશંગે તે રૂપસુંદરીના હાથો પકડી લીધા હતા, તે ચુમ્યા હતા; અને તે પછી તે વ્હાલીના પરવાલા સમ લબો ઉપર લોભાઇને તે તેણે ચુમ્યા હતા અને તે છેલ્લા સ્પર્શેજ પુટળાંના જીગરને હચમચાવ્યું હતું અને તેણી તો સપલનેજ ચાહતી હતી એમ તેણીને સમજાવ્યું હતું. સપલ ગમે તેવો છતાં, તેણે ગમે તેવું કર્યું હતું છતાં તેને વ્હાલો હતો એમ તેણીએ એકાએક જાણ્યું અને તે કોમળાંગી તે પળથીજ ફેરવાઇ ગઇ. હોશંગને તેણીએ હડધુતથી હરકાટી કાઢયો અને ગાડી પાલઘર

આવતાં તેણી ત્યાં ઉતરી પડી અને ઉપરથી સહવારની મુંબઇ આવતી ફાસ્ટ ટ્રેનમાં તેણી પાછી મુંબઇ ચાલી આવી.

તે ભુલેલી ભામીનીએ ઉપલું બધું સપલને મંજુલ સ્વરે કહી સંભળાવ્યું અને આયંદા પોતાના પ્રૌઢ પ્યારની પુરવારીમાં તે દીલબર તે જવાનને અસાધારણ હેતથી વળગી પડી, અને તેની આરીની આર્જુવાર થઇ.

"મેં તમારા સીવાય કદી કોઇને ચાહયાજ નથી, સપલ," તેણીએ ઘણા સચ્ચાઇના ભારથી કહયું અને સપલ, તે સાંભળીને, પોતાના મન સાથ ખરાં અંતઃકરણનુંજ બોલ્યો. "ઠેંક ગૉડ!"

તેણે તે પ્યારી તરફ હેત અને હેશાનથી જોયું. તેણે, તે બાદ, પોતે ખમેલું તે દીનનું બધું તે દીલબરને કહી સંભળાવ્યું અને છેવટે ઉમેર્યું કે તે મનોહારીણીએ તેને જોઇએ તે કરતાં જાસ્તીજ સખ્ત શીક્ષા કરી હતી.

"અને વાંદરેથી ત્યારે તેં કાર્ડ કાંય હોટલ ઉપર લખ્યો?" સપલે યાદ આવતાં પુછ્યું.

"મેહેરાંને બીમાર માનીને મેં નવસારી રહી પડવાનો નીશ્ચય કર્યો હતો તેથી."

"મેહેરાંને તાહરા વગર ચાલશે—પણ, ડાર્લીંગ, મને તાહરા વગર બીલકુલ ચાલતું'તું નહી," સપલે ઉતાવળે કહયું.

"ખરેખર, સાચુંજ કહેછ?" પુટળાંએ મીઠાશથી મલકાઇને પુછ્યું.

તે વ્હાલીને સપલે પાછી પોતાની ગોદમાં દાબી અને તેણીના ખુશાલીથી ગુલાબી બની ગયલા ગાલો હેતથી ચુમ

"માહરી જીંદગીમાં મે, તાહરા જેટલી કોઇને એટલી ચાહેલી કે માંગેલી નથી," સપલ બોલ્યો, "અને હવે તું માહરી થઇ છે, માહરી ગોદમાં આવી છે એટલે મને આખી દુન્યાજ મળેલી હું સમજું છું."

તે બન્ને ધણીધણીયાણી અરસપરસ અસીમ હેતથી જોતાં એક પળ ખામોશ થયાં.

"તું, વ્હાલી, સુખી તો હવે છેની," સપલે ધીમેથી સવાલ કર્યો.

"ઓ—તદન. એકદમ સુખી," તેણી ઝડપથી બોલી, અને પછી વધાર્યું, "પણ, સપલ, તું મી૦ રબાડી સાથ કંઈ બગાડ ના કર્તો. જ્યારે હું ઘણી અસુખી હતી ત્યારે એ માહરી સાથ ઘણો મેહેરબાન ને માયાળુ થયલો છે."

"શું તું ખરેખર ઘણી અસુખી હતી, માહરી મીઠ્ઠી?"

"ઘણી—સુમાર વીનાની."

"આઇ એમ સૉરી, ડારલીંગ—સો સૉરી."

"હવે તો તું માહરી સાથે પાછો ધાટકી નહી થશેની, સપલ?"

"નહી, કદી નહી! હું તને ખાતરી આપુંછ અને તે તું માનેછની, વ્હાલી."

"હા," તેણીએ તેની આંખોમાં હેતથી જોતાં કહ્યું.

"અને, પુટળાં, તું મને ચાહેછ કેની?"

"હું એ સવાલનો જવાબ આપતાં હવે તો કંટાળી ગઇ," તે મધુરીએ જરા રોહસાથી ઠણુકો કર્યો.

"પણ હું એ સવાલ પુછતાં કદી ઠાકવાનો નથી," સપલે તે પુટળીને જારતીજ ખીજવી, "અને હોશંગ રૂબાડી માટે તો આપણે હવે કંઇ બોલીશુંજ નહી. એ હવે આપણુને થોડો મળવાનો છે અને જ્યાં સુધી એ મળશે નહી ત્યાં સુધી તો એનું માથું સલામતજ રહેશે."

પુટળાં તે સાંભળી હસી પડી. અને પછી જરા ગંભીરપણે બોલી, "સપલ, મને એમ લાગેછ કે એ વખત જતાં મેહેરાં મસાનીને પરણુશે."

"શું ?" સપલે અજાયબી અને ગુંચવાડાથી પુછયું,

"મને લાગેછ કે મેહેરાંને એ ગમેછ," તેણીએ ગંભીરાઇથી કહ્યું, "મને પકકી જાણ નથી, પણ મને એવું ગુમાન છે, અને મેહેરાં એને માટે એક સ્પલેનડીડ વાઇફ નીવડશે."

"પુટળાં, હવે એ મેહેરાં ફહેરાંની વાતને જવા દે," સપલે સુચના કરી, "હું માહરી પોતાનીજ વાઇફની વાત સાંભળવા આતુર છું."

"સપલ, તું શું ધારેછ—હું એક મજાહની વાઇફ પુરવાર થવશ?" સપલનાં પાસામાં દબાતાં પુટળાંએ ધીમેથી સવાલ કર્યો.

"ધારૂંછ પુછેછ ? ડારલીંગ, હું એ સવાલનો જવાબ આપી શકું એમ નથી. હું તાહરે માટે અરધો બી લાયક નથી ને—"

પુટળાંએ તેના હોઠો ઉપર પોતાનો કર દાબી દીધો.

"ખબરદાર જો તમે માહરા વરને માટે જે ગમે તે બોલ્યાછ તો," તેણીએ ઢોંગી કરડાકીથી કહયું.

સપલે તે હોઠ ઉપર મેલાયલો મધુરો કર પ્યારથી ચુમ્યો.

"અરે—પણ——–" તે એકાએક ચમક્યો. મેહેરનોશજીની યાદ તેને એકાએક થઇ આવી, "બાઇ જોવ, હું તો તદ્દન ભુલી ગયો."

"શું છે?" પુટળાંએ આતુરતાથી સવાલ કર્યો.

"આજેજ સહવારે મેહેરનોશજીનો તાર આવ્યોછ ને આજે રાતે એવણ મુંબઇ આવેછ. આપણને સ્ટેશન ઉપર લેવા જવું પડશે."

"ત્યારે તો, સપલ, તું બમણો ખુશી હશે કે આપણી સમજુતી બહુ સવખતેજ થઇછ. હવે તાહરા મહાન મેહેરનોશજીને મેહેકાવવાની કોઇ જરૂર રહી નથી."

"માહરી વ્હાલી, માહરી ખુશી તો હું શબ્દો વાટે દરશાવી શક્તો બી નથી." સપલે શરમીન્દો બનીને કબુલ્યું, "પણ આપણે સ્ટેશન ઉપર જઇએ તે પહેલાં આપણને જાલને ત્યાં જવાનું છે. એ માહરા ફ્રેન્ડ, ફીલોસોફર અને ગાઇડનો આભાર માહરે માનવાનો છે. એ જો નહી હતે, પુટળાં, તો હું ધારૂંછ કે આજે આપણે એકમેકને હેતથી બગલગીર થયાં નહીજ હતે," અને મધુરી પુટળાંએ સપલના કહેવાનું વાસ્તવીકપણું તુરતજ સ્વીકાર્યું.

તે ધણીધણીઆણી થોડાજ વારમાં ત્યાંથી નીકળ્યાં અને જાલના રૂમમાં આવ્યાં. જાલને જોતાં પુટળાં હરખભેર તેને વળગી પડી અને તેના કપાળ ઉપર હેતથી ચુમી લઇ બોલી, "માહરા વ્હાલા ભાઇ, મને મુબારકબાદી આપ. માહરી સુદ્ધ આખરે ઉઘડી છે. તાહરી રૂડી શીખામણો માહરી ઉપર ફાવી છે ને તેં જેમ ચાહયું હતું તેમ આજે હું ખરેખરી સુખી થઇ છું."

જાલ કામાએ તે બન્ને ધણીધણીઆણીને બહુજ હેતથી શેકહેન્ડ કરીને તેઓને ઘણું ઘણું સુખ ઇચ્છયું.

* * * *

હવે કહેવાનું વધુ શું છે ?

સપલ અને પુટળાંનો સંસાર આજે સુખી છે. જાલ કામા તે દંપતીના સુખમાં આનંદ માનતો હજી કુંવારોજ રહયો છે. મધુરી પુટળાં માટેનો તે ભલા જવાનનો પ્યાર પહેલો તેમજ છેવટનો થયો છે. તે સુખી છે અને સપલ અને પુટળાંના દીકરા દીકરીને રમાડવામાં પોતાને ઘણો સુખી માને છે.

મહાન મેહેરનોશજી પણ ધડડેધડપણ મજાહ મારે છે. પુટળાં તેવણુની ઘણી ખાતરદારી કરે છે અને તે પરીસુરત ભાભી માટે મેહેરનોશજી મનથી મગન ને મગરૂર રહે છે.

ભોલી પુટળાંની તર્ક ખરી પડી છે. હોશંગ રબાડી મેહેરાં મસાની સાથ આયંદા પરણી ગયો છે અને તે બનેનો સંસાર પણુ સુખરૂપજ પસાર થાય છે. અને ત્યારે હવે આ નાહની પણ દીલઆકર્ષક કથાના એ તમામ પાત્રોને તેઓના સુખમાં મહાલતાં મુકીને આપણે, વાંચક મેહેરબાનો, હાલને કાજ તો છુટાં પડીશું. સાહેબજી.

